૪૨૨૦

# EQUITY IN GUJARATI.



BY


DULLABHJI DHARAMSI VED,

SIR NYAYADHISH, MORVI STATE

AND

DISTRICT PLEADER.





PRINTED AT THE SUBODH-PRAKASH PRESS.

Bombay:

1890.

૪૨૨૦

# દીક્રિવાટિ
## અથવા
# શુદ્ધ ન્યાય.

બનાવનાર

દુર્લભજી ધરમસી વેદ,
સર ન્યાયાધીશ–સંસ્થાન મોરબી,
તથા
ડિસ્ટ્રિક્ટ પ્લીડર.

મુંબઈ,
"સુબોધપ્રકાશ" પ્રેસમાં છપાવ્યું.

સને ૧૮૯૦. સંવત ૧૯૪૬.

To

**H. H. MAHARAJA SHRI**

SIR WAGHJEE BAHADOOR

K. C. I. E.

THAKORE SAHEB OF MORVI,

A STAUNCH ADVOCATE OF PURE JUSTICE AND TRUTH

THIS BOOK

IS RESPECTFULLY AND GRATEFULLY DEDICATED,

**WITH PERMISSION**

BY

HIS DEVOTED SERVANT,

THE AUTHOR.

# આ પુસ્તક

શ્રીમત્ મહારાજા સર વાઘજી બહાદુર, કે. સી. આઈ.
ઈ. સંસ્થાન મોરબીના ઠાકોર સાહેબ અને શુદ્ધ
ન્યાય તથા સત્યના સદૃઢ સંરક્ષકને પર-
વાનગીથી તેમના સેવાપરાયણ
સેવક કર્ત્તાએ માન ને કૃ-
તજ્ઞતાપૂર્વક અર્પણ
કર્યું છે.

# PREFACE.

Equity may be reckoned among sciences. Like Euclid it starts with certain maxims and deals with its peculiarly just and charming propositions, which are no less abstruse and difficult to grasp. Its principles are entirely based upon pure justice and good conscience, as its name implies, and form the very foundation of law as it obtains in a civilized country. Thus though Equity is the generator of Law, a knowledge af the latter is essential and a condition precedent to the right understanding of the rules of the former.

Those who have studied Equity in English know very well what amount of knowledge and perseverance is required to master its fundamental principles. To interpret them all precisely, therefore, in an imperfect vernacular like the Gujarati is by no means an easy task. Many a time I had to come to a standstill for want of

apt and appropriate words, conveying fully the meaning of the original. But whenever I felt myself powerless, my knowledge of Sanskrit has stood me in good stead. I have, when only absolutely necessary, borrowed and invented words from that ancient, cultured and perfect language and in doing so I have taken great care not to impair the simplicity of style.

Even the more cultivated Marathi does not yet boast of a book on Equity, if I am rightly informed: while in the Gujarati language there is none at all. What has hitherto deterred more competent and better hands from undertaking the work I cannot tell. It was with a view to supply this desideratum that I have been induced to write the following pages. Neither do I claim originality nor a rank among authors. If this work in any way proves useful to my brethren— the Gujarati-knowing members of the legal profession and students, I shall consider my labour amply requited.

This work (though not so complete) is based, as will be seen, upon the standard English authors on Equity, viz, Story, Snell and Smith; to all

these three conjointly my warmest acknowledgments are due.

Equity is being gradually introduced in our Indian Courts of Justice as far as practicable. The High Courts when necessary utilize its rules in disposing of cases before them. After an elaborate search I have selected a number of such decisions from the Reports of the Bombay High Court and given in this book their substance with a hope to make the principles of Equity better understood and more firmly impressed.

The latter part of the Book on Equity in English generally consists of several pages devoted to the Practice and Procedure of the Courts of Equity in England. This branch being hardly useful in our Indian Courts, I have omitted that portion, but have thought it fit to supply its place by giving in my work, as a supplement, a collection of very useful and interesting facts, phrases and maxims relating to Law and Equity. In doing so I have been simply actuated with a desire to enhance the general utility of the work and to make it more attractive. How far I have succeeded in my aims it is for the appreciating public to judge and decide.

Lastly I must thank here my subscribers and chiefly among them my worthy master and kind patron, His Highness Mahárájá Thakore Saheb Sir Waghji Bahadur K. C. I. E. of Morvi for the liberal support and encouragement they have accorded to me.

*Morvi* 1*st*
*January*
1890.

D. D. VED

---

# પ્રસ્તાવના.

ઈક્વિટિ શાસ્ત્રોમાં ગણી શકાય. ભૂમિતિની પેઠે તેનો પ્રારંભ અમુક પરિભાષાઓથી થાય છે, અને તેના ગુહ્ય તથા મુશ્કેલ સિદ્ધાંતો ખાસ રીતે ન્યાયી ને મોહમય છે. તેના નામ પ્રમાણે તેનાં ધોરણોનો આધાર પવિત્ર ઈન્સાફ તેમજ શુદ્ધ અંતઃકરણ ઉપર રહેલો છે. સુધરેલા દેશમાં પ્રવર્તતા કાયદાનાં તે ધોરણો પાયારૂપ છે. આ પ્રમાણે ઈક્વિટિ જોકે કાયદાની જનેતા છે, તોપણ તેના નિયમો યથાર્થ સમજવા માટે કાયદાનું જ્ઞાન અવશ્યનું હોઈને પ્રથમથીજ પ્રાપ્ત કરવું જોઈએ.

જેઓએ ઇંગ્રેજીમાં ઈક્વિટિનું અધ્યયન કરેલું છે તેઓ સારી રીતે જાણતા હશે કે તેનાં મૂળતત્વોમાં પારંગત થવા કેટલા બધા જ્ઞાન ને ઉદ્યોગની જરૂર છે. તે સઘળાંને ગુજરાતી જેવી અપૂર્ણ ભાષામાં યથાર્થ લખી બતાવવાં એ કાંઈ સહેલું કામ નથી. મૂળનો યોગ્ય અને પૂરો અર્થ બતાવનારા શબ્દોની ખામીને માટે "सरस्वती स्थगिता" એમ કહી મારે ઘણીવાર અટકી જવું પડતું. પરંતુ જ્યારે હું નિરૂપાય બની જતો ત્યારે મારા સંસ્કૃત જ્ઞાને ખામી પૂરી પાડી છે. માત્ર નહિ ચાલે તેજ વખતે મે તે અસલ, કેળવાએલી ને પૂર્ણ ભાષામાંથી શબ્દો લીધા છે તથા બનાવ્યા છે. તેમ કરવાથી ઈબારતની સાદાઇ ન્યૂન ન થાય તે માટે મેં ઘણી ફિકર રાખી છે.

અધિક કેળવાએલી મરેઠી ભાષા ઇક્વિટિ વિષે પુસ્તક હોવાનો અદ્યાપિ ગર્વ ધરાવે એમ મારા સમજવા પ્રમાણે નથી,

ને ગુજરાતીમાં તો એ વિષય ઉપર પુસ્તક છેજ નહિ. તે લખવા માટે કા[redacted] વિદ્વાન્ ગૃહસ્થો આજપર્યંત કેમ અટક્યા હશે તે હું કહી શકતો નથી. એવા પુસ્તકની ખામી પૂરી પાડવાના ઉદ્દેશથી તે તૈયાર કરવા મારા મનનું વલણ થયું. મૂળ ગ્રંથ કર્તાનો કે ગ્રંથ કર્તાની પંક્તિમાં દાખલ થવાનો હું દાવો રાખતો નથી. ન્યાય ખાતાનો ધંધો કરનાર તથા કાયદાનો અભ્યાસ કરનાર મારા ગુર્જર ભાઇઓને જો આ પુસ્તક કોઈ પ્રકારે ઉપયોગી થઇ પડશે તો મારી મહેનત સારી રીતે બર આવી એમ હું માનીશ.

ઇક્વિટિના મુખ્ય ત્રણ ઇંગ્રેજી ગ્રંથકારો—સ્ટોરિ, સ્નેલ અને સ્મિથના ગ્રંથોને આધારે આ પુસ્તક (જે એટલે દરજ્જે પૂર્ણ નથી) રચવામાં આવેલું છે એમ જણાશે. એ ત્રણેનો હું સંયુક્ત રીતે અત્યંત ઉપકાર સ્વીકારૂં છઉં.

ધીમે ધીમે બને તેટલે સુધી આપણી ઈંડિઅન ન્યાયની અદાલતોમાં ઈક્વિટિનો પ્રચાર દાખલ થતો જાય છે. જરૂર જણાય ત્યારે હાઇ કોર્ટો તેના નિયમો પોતાની સમક્ષના કેસોમાં વાપરે છે. મુંબઇ હાઈ કોર્ટના રિપોર્ટમાંથી એવા કેટલાક કેસો મેં પારશ્રમ લઈ સંશોધન કરી ચુંટી કાઢ્યા છે, અને ઇક્વિટિનાં મૂળતત્વો વધારે સારી રીતે સમજાય ને દૃઢરીતે મનપર ઠસી જાય એવા હેતુથી આ પુસ્તકમાં તેના સારાંશ આપેલ છે.

ઇંગ્રેજી ભાષામાં ઈક્વિટિના ગ્રંથો છે તેના છેવટના ભાગનાં વિશેષ કરીને ઘણાં પૃષ્ટો વિલાયતમાં ઈક્વિટિની કોર્ટોમાં ચાલતી રીતે ને પ્રચારના વર્ણનથી ભરેલાં જોવામાં આવે છે. એ શાખા આપણી ઇંડિયન અદાલતોમાં ભાગ્યેજ ઉપયોગી છે. તેથી તે ભાગ મેં છોડી દીધો છે. પણ તેના બદલામાં કાયદા ને ન્યાય

સંબંધી ઉપયોગી ને મનોરંજક ફકરાનો સંગ્રહ પુરવણી દાખલ આપવા મેં દુરસ્ત ધાર્યું છે. આ પુસ્તકનો સામાન્ય રીતે બોહોળો ઉપયોગ થાય અને તે વધારે ચિત્તાકર્ષક થઈ પડે એમ માત્ર ધારી તે પ્રમાણે મેં કર્યું છે. મારો મનોરથ કેટલે દરજ્જે પાર પડ્યો છે તેની તુલના ને ઇન્સાફ કરવાં એ સુજ્ઞ ને ગુણગ્રાહી આલમનું કામ છે.

છેવટ મારે મારા ગ્રાહકોનો તેમાં વિશેષ કરીને મારા લાયક અન્નદાતા અને માયાળુ મુરબ્બી મોરબીના મહારાજા ઠાકોર સાહેબ સર વાઘજી બહાદુર કે. સી. આઈ. ઈ. નો, તેઓ એ મને આપેલ ઉદાર આશ્રય ને ઉત્તેજન માટે આ જગોએ ઉપકાર માનવો જોઇએ.

મોરબી તા. ૧ લી જાનેવારી સને ૧૮૯૦

દુર્લભજી ધરમસી વેદ.

# અનુક્રમણિકા.

## ભાગ પહેલો.

### પ્રકરણ ૧ લું.


પૃષ્ઠ.

ઇક્વિટિ શબ્દના અર્થ તથા સત્તા વિષે ... ... ... ... ૧

પ્રકરણ ૨ જું.

ઈક્વિટિને લગતી પરિભાષાઓ યાને કહેવતો વિષે. ... ... ૪


## ભાગ બીજો.

### પ્રકરણ ૩ જું.


ઈક્વિટિની સ્વચ્ચારી મર્યાદા ( સત્તા ) વિષે.

ટ્રસ્ટ-વિશ્વાસ ઉપર સોંપરત વિષે... ... ... ... ... ૧૫

પ્રકરણ ૪ થું.

સ્પષ્ટ ખાનગી રીતના ટ્રસ્ટ વિષે... ... ... ... ... ૧૬

પ્રકરણ ૫ મું.

જાહેર યા ધર્માદાના ટ્રસ્ટ વિષે. ... ... ... ... ... ૨૧

પ્રકરણ ૬ ઠું.

ગર્ભિત યાને પારિણામિક ટ્રસ્ટ વિષે. ... ... ... ... ૨૩

પ્રકરણ ૭ મું.

અર્થસિદ્ધ યાને.સ્થાપિત થતા ટ્રસ્ટ વિષે ... ... ... ... ૨૫

પ્રકરણ ૮ મું.

ટ્રસ્ટી તથા બીજા એવા ભરોંસાદાર સખ્સોવિષે ... ... ૨૮

પ્રકરણ ૯ મું.

મૃત્યુદાન વિષે... ... ... ... ... ... ... ... ૩૫

પ્રકરણ ૧૦ મું.

વારસા વિષે ... ... ... ... ... ... ... ... ૩૮

પ્રકરણ ૧૧ મું.

રૂપાંતર વિષે... ... ... ... ... ... ... ... ૪૦

પ્રકરણ ૧૨ મું.

સ્વરૂપ સ્થાપના વિષે... ... ... ... ... ... ... ૪૨

પ્રકરણ ૧૩ મું.

પસંદગી વિષે... ... ... ... ... ... ... ... ૪૩

પ્રકરણ ૧૪ મું.

પરિપૂર્ણતા વિષે ... ... ... ... ... ... ... ૪૩

પ્રકરણ ૧૫ મું.

સંતોક ( સંતોષ ) વિષે ... ... ... ... ... ... ૪૬

પ્રકરણ ૧૬ મું.

મિલ્કતની મરણોત્તર વ્યવસ્થા વિષે ... ... ... ... ૪૭

પ્રકરણ ૧૭ મું.

રિકથ રચના વિષે ... ... ... ... ... ... ... ૫૦

પ્રકરણ ૧૮ મું.

નુકશાની તથા બદલા વિષે... ... ... ... ... ... ૫૨

પ્રકરણ ૧૯ મું.

ગિરો વિષે ... ... ... ... ... ... ... ... ૫૪

**પ્રકરણ ૨૦ મું.**

લેખપત્ર કબજે સોંપી સ્થાવર મિલ્કતના કરેલા ન્યાયી ગીરોવિષે ૬૮

**પ્રકરણ ૨૧ મું.**

જંગમ મિલ્કત ગિરો તથા હાગ મૂકવા વિષે ... ... ... ૭૦

**પ્રકરણ ૨૨ મું.**

વિવિધ હક્ક વિષે ... ... ... ... ... ... ... ૭૩

**પ્રકરણ ૨૩ મું.**

કરારથી થતી શિક્ષામાંથી થતા છુટકારા વિષે ... ... ... ૭૬

**પ્રકરણ ૨૪ મું.**

પરણેલી સ્ત્રીની મિલ્કત વિષે ... ... ... ... ... ૭૯

**પ્રકરણ ૨૫ મું.**

બચ્ચાંઓના વાલીપણા વિષે. ... ... ... ... ... ૮૩

**પ્રકરણ ૨૬ મું.**

દિવાના, જડ અને અવ્યવસ્થિત ચિત્તના માણસોવિષે.... ... ૮૬

## ભાગ ત્રીજો.

**પ્રકરણ ૨૭ મું.**

ઈક્વિટિની સહચારી સત્તા વિષે... ... ... ... ... ૮૭

**પ્રકરણ ૨૮ મું.**

અકસ્માત વિષે. ... ... ... ... ... ... ... ૮૮

**પ્રકરણ ૨૯ મું.**

ચૂક વિષે. ... ... ... ... ... ... ... ... ૮૯

**પ્રકરણ ૩૦ મું.**

ખરેખરા કપટ વિષે... ... ... ... ... ... ... ૯૫

**પ્રકરણ ૩૧ મું.**

અર્થસિદ્ધ અગર સ્થાપિત થતા કપટ વિષે. ... ... ... ૧૦૧

પ્રકરણ ૩૨ મું.

જામિનગિરીવિષે ... ... ... ... ... ... ... ૧૦૫

પ્રકરણ ૩૩ મું.

પંતિઆળાવિષે. ... ... ... ... ... ... ... ૧૦૮

પ્રકરણ ૩૪ મું.

નામાં તથા હિસાબ વિષે ... ... ... ... ... ... ૧૧૧

પ્રકરણ ૩૫ મું.

સામાદાવા વિષે ... ... ... ... ... ... ... ૧૧૪

પ્રકરણ ૩૬ મું.

વિશેષ પરિપૂર્ણતા વિષે ... ... ... ... ... ... ૧૧૫

પ્રકરણ ૩૭ મું.

તાકીદ હુકમ વિષે ... ... . ... ... ... ... ૧૨૨

પ્રકરણ ૩૮ મું.

વિભાગ કરવા વિષે ... ... ... ... ... ... ... ૧૨૪

પ્રકરણ ૩૯ મું.

ત્રાહિત દાવા વિષે ... ... ... ... ... ... ... ૧૨૬

## ભાગ ચોથો.

સહાયકારી સત્તા.

પ્રકરણ ૪૦ મું.

પુરાવાના પ્રકટીકરણ વિષે ... ... ... ... ... ... ૧૨૭

પ્રકરણ ૪૧ મું.

પુરાવો કાયમ કરવા વિષે ... ... ... ... ... ... ૧૩૦

પ્રકરણ ૪૨ મું.

હકની ધાસ્તિ ને શાંતિ વિષે ... ... ... ... ... ૧૩૨

પ્રકરણ ૪૩ મું.

દસ્તાવેજ રદ્દ કરી સોંપી દેવા વિષે ... ... ... ... ૧૩૪

પ્રકરણ ૪૪ મું.

મૃત્યુપત્ર વિષે ... ... ... ... ... ... ... ૧૩૮

પ્રકરણ ૪૫ મું.

લાભનો પુરાવો આગળથી લેવરાવવા વિષે ... ... ... ૧૩૯

પ્રકરણ ૪૬ મું.

કરજદારને દેશ છોડવાની મના કરવા વિષે ... ... ... ૧૪૦

## મુંબઇ હાઇકોર્ટે કરેલા ઇક્વિટિને લગતા ફેસલા.

૧ રામજી તુકારામ વિ. ચિંતો સખારામ ... ... ... ૧૪૨
૨ ધનજીભાઈ બમનજી વિ. નવાઝબાઇ ... ... ... ૧૪૩
૩ ભલા નાના વિ. પરભુ હરિ ... ... ... ... ... ૧૪૩
૪ લલ્લુભાઇ બાપુભાઈ વિ. માનકુંવર બાઇ... ... ... ૧૪૪
૫ રામચંદ્ર ચિંતામણ વિ. કાળુ રાજુ ... ... ... ૧૪૫
૬ સર મંગળદાસ નથુભાઈ વિ. કૃષ્ણાબાઈ અને ભગવાનદાસ ૧૪૫
૭ મિઠીબાઇ વિ. લીમજી નૌરોજી બનાજી અને બીજા ... ૧૪૭
૮ બાઇ માણેકબાઇ વિ. બાઈ મેરબાઇ અને બીજા ... ... ૧૪૮
૯ મૂળચંદ કુબેર વિ. લલુ ત્રિકમ ... ... ... ... ૧૫૦
૧૦ નારયણ પરશોત્તમ વિ. દોલતરામ વીરચંદ ... ... ૧૫૨
૧૧ શાંતાપા વિ. બાલાપા ... ... ... ... ... ૧૫૩
૧૨ ગંગા મલિક વિ. બાયાજી ... ... ... ... ... ૧૫૬
૧૩ કાવસજી બેરામજી લીલાંઉવાલાની બાબતમાં ... ... ૧૫૬
૧૪ પરમાનંદદાસ જીવણદાસ વિ. વિનાયકરાઓ વાસુદેવ... ૧૫૮

૧૫ ગોવિંદ અને બીજા વિ. જેસા પ્રેમજી અને બીજા ... ૧૪૯
૧૬ રાઘો ગોવિંદ પરાંજપે વિ. બળવંત અમૃત ગોસે. ... ૧૫૦
૧૭ કનૈયાલાલ વિ. રામનારાયણની વિધવા પ્યારાબાઇ અને
બીજાઓ.... ... ... ... ... ... ... ... ૧૬૨
૧૮ શ્રીધર નારાયણ વિ. આત્મારામ ગોવિંદ. ... ... ... ૧૬૪
૧૯ નારાયણ વેંકોબા વિ. પાંડુરંગ કામત. ... ... ... ૧૬૫
૨૦ પરશુરામ વામન વિ. હીરામણ ફતુ... ... ... ... ૧૬૬
૨૧ ઠાકરશી દેવરાજ અને બીજા વિ. હરભમ નરશી અને બીજા ૧૬૭
૨૨ વિઠ્ઠલ નિલકંઠ વિ. વિશ્વાસરાઓ બાપુજી રાઓ... ... ૧૭૧
૨૩ રામચંદ્ર આપાજી વિ. બાલાજી ભાઉરાઓ.... ... ... ૧૭૩
૨૪ શેખ ઇબ્રાહીમ વિ. શેખ સુલેમાન તથા બીજાઓ ... ૧૭૪
૨૫ રૂપા જગશેઠ વિ. કૃષ્ણાજી ગોવિંદ ... ... ... ... ૧૭૬
૨૬ ડાહ્યાભાઇ ત્રિભોવનદાસ વિ. લક્ષ્મીચંદ પાનાચંદ... ... ૧૭૭
૨૭ મનોહર રામચંદ્ર અને બીજા વિ. લક્ષ્મણ મહાદેવ ... ૧૭૮
૨૮ જેરામ નારણજી વિ. કુંવરબાઇ અને બીજાઓ ... ... ૧૭૯
૨૯ મહમદ મુસ અને બીજા વિ. જીજીભાઇ ભગવાન અને બીજા ૧૮૧
૩૦ બચુબાઇ અને એલ. એ. વૉટકિન્સ વિ. શામજી જાદવજી ૧૮૨
૩૧ પદમાકર વિનાયક જોશી વિ. મહાદેવ કૃષ્ણ જોશી અને
બીજાઓ... ... ... ... ... ... ... ... ૧૮૪
૩૨ બાઇ વિજળી વિ. નાનસા નાગર ... ... ... ... ૧૮૫
૩૩ વાઘજી ઠાકરશી અને બીજા વિ. ખટાઉ રવજી વગેરે ... ૧૮૭
૩૪ લક્ષ્મીબાઇ વિ. હીરાબાઇ વગેરે ... ... ... ... ૧૮૯
૩૫ મૂળજી ઠાકરશી અને બીજાઓ વિ. ગોમતી અને કસ્તુર... ૧૯૧
૩૬ ભીમજી નવરોજી બનાજી વિ. બાપુજી રતનજી લિંબુવાળા. ૧૯૪

૩૭ અબદુલભાઈ વિ. ઘોંડી ... ... ... ... ... ૧૯૫
૩૮ અમૃતલાલ કાલિદાસ વિ. શેખ હુસેન મહમદ વગેરે ... ૧૯૬
૩૯ મોગલશા વિ. મહમદ સાહેબ વગેરે ... ... ... ૧૯૭
૪૦ દુલારી વિ. વલ્લભદાસ વાઘજી ... ... ... ... ૧૯૮

## પુરવણી.

ન્યાય સંબંધી મનોરંજક અને ઉપયોગી ફકરાઓનો સંગ્રહ ૨૦૦–૨૫૯

---

# ઇક્વિટિ
## અથવા
# શુદ્ધ ન્યાય.

## ભાગ પહેલો.

### પ્રકરણ ૧ લું.

### "ઇક્વિટિ" શબ્દના અર્થ તથા સત્તા વિષે.

"ઇક્વિટિ" શબ્દના અર્થો ભિન્ન ભિન્ન થાય છે. તેઓમાં જે ભેદ રહેલો છે, તેનું પ્રથમ યથાસ્થિત વિવેચન અવશ્ય કરી બતાવવું જોઇએ. ઈક્વિટિનો ઓહોળો અર્થ એ છે કે, કુદરતી ન્યાયની સાથે ઐક્યતા રાખનારાં મનુષ્ય કૃત્યોમાં જે ખાશીઅત રહી છે તે, એટલે લોક વ્યવહારિક રીતે બોલીએ તો પ્રમાણિક પણે સૌના હક્ક જાળવીને આચરણ સંસારિક કામમાં કરવું, તે થાય છે. પરંતુ ન્યાયની કોર્ટોમાં ઈક્વિટિનો અમલ કરવામાં આવે છે, તેનો અર્થ ઉપર દર્શાવ્યા પ્રમાણે ઓહોળો થતો નથી. કારણ કુદરતી ન્યાયની ઘણી બાબતો એવી મળી આવે છે કે, જેને વાસ્તે ન્યાયની અદાલતો તદન અખાડા કરે છે; કેમકે તે બા-

બતો વાસ્તે સામાન્ય નિયમો બાંધવા એ ઘણું મુશ્કેલ છે, એટલુંજ નહિ પણ દાન, કૃતજ્ઞતા, માયાળુપણું, એવી એવી જે અપૂર્ણ કેહેવાતી ફરજો ને કાયદાએ મંજુર રાખવી કે નહિ તેમાં સંકલ્પ થયા વગર રહેતો નથી. સબબ બોહોળા અર્થવાળો ઇક્વિટિનો કાયદા અનુસાર અમલ કરવામાં આવતો નથી. તેનો અમલ કરવાનું કામ દરેક મનુષ્યના અંતઃકરણને સોંપવુંજ જોઇએ. એ વાત સ્પષ્ટ સિદ્ધ છે કે, કોઈ પણ માણસને દાનશીલ થવા, માયાળુ થવા, કે સ્નેહ, મમતા કે પ્રેમ રાખવા ફરજ પાડી શકાતી નથી. એવા એવા સદ્ગુણોનો અમલ કરવાનું તેના દિલ ઉપર રહેલું છે. તાત્પર્ય એ છે કે, કુદરતી ન્યાયનો જે શેષ ભાગ કોર્ટ અમલમાં લાવે છે તેને ખરી ઈક્વિટિ કેહેવી એજ ઘટારત છે.

૨ ઈક્વિટિનો અસલ ગ્રંથોમાં વળી જૂદી રીતનોજ માંયનો કરેલો દૃષ્ટિએ આવે છે. સામાન્ય રીતે ચાલતા કાયદાની સખ્તાઇ ને સુધારવી, ને ન્યૂન કરવી એવો પણ કેટલાક પ્રાચિન ગ્રંથકારો તેનો અર્થ કરે છે. વાજબી, વાસ્તવિક, ને ખરૂં જે કાંઈ હોય તે પ્રવર્તે એમ કાયદાનો મૂળ હેતુ છે, તે મૂળ હેતુવાળો ઈરાદો પરિપૂર્ણ કરી અમલમાં લાવવો, એ ઈક્વિટિનો ખાસ ધર્મ છે. ઉપરના હેતુમાં જ્યાં કાયદો નિષ્ફળ જોય છે, ત્યાં ઇક્વિટિને આવી ઉભું રેહેવાનું છે, ને દરમિઆન આવી પોતાની ફરજ બજાવવાની છે. એ પ્રમાણે પણ ઈક્વિટિનું કેટલાક કાનુંનકારોએ વ્યાખ્યાન કરેલું જોવામાં આવે છે.

૩ હવે ઇક્વિટિની મર્યાદામાં કેવા કેવા વિષયોનો સમાવેશ થઇ શકે છે, તેનું સંક્ષેપમાં વિવેચન કરવું વાસ્તવિક છે. મરનાર પુરૂષોની મિલ્કતની વ્યવસ્થા, પંતિઆળો વેપાર હોય તેને કેવી

રીતે આરોપો નાખવો, અને તેનો છેવટે હિસાબ શી રીતે કરવો, ગિરો મુકેલી મિલ્કત ને શી રીતે છોડાવવી, તેના પર અગ્રહક્કનું આરોપણ કરવું, કાંઈ મિલ્કત ઉપર કોઇ અમુક સખ્સનો હક્ક સંબંધ યા બોજો હોય, તેનું વેચાણ અને તેમાંથી ઉપજેલી રકમની વેહેંચણ શી રીતે કરવી, ધર્મ સંબંધી ને ખાનગી ટ્રસ્ટોની વ્યવસ્થા, દસ્તાવેજો ને સુધારવા, અલગ મુકી દેવા, અને રદ્દ કરવા, સ્થાવર મિલ્કત વેચનાર ને વેચાણ રાખનાર વચ્ચે થએલા કરારો વિશેષિક રીતે કેમ પરિપૂર્ણ કરવા, અને બચ્ચાંઓનું વાલીપણું ને તેની મિલ્કતની સંભાળ કેમ કરવી, ઈત્યાદિ બાબતો ઇક્વિટિની સાથે નિકટ સંબંધ ધરાવનારી હોઇને તેની મર્યાદામાં ખસુસ કરીને સમાવિષ્ટ થાય છે.

૪ ઇક્વિટિની સત્તાના ત્રણ પ્રકાર છે, (૧) સ્વચારી, (૨) સહચારી, અને (૩) સહાયકારી. ચાન્સરિ એટલે ઇક્વિટિની કોર્ટો સ્વચારી મર્યાદા વાળી હકુમત ભોગવતી. સામાન્ય રીતે ચાલતા કાયદામાં જે ફરિયાદોનો સમાવેશ નહિ થતાં તેઓ વાસ્તે નમુનાજ નહિ હતા, મતલબ કેવી રીતે કરવી તે કાયદામાં ફરમાવેલું નહિ એવા કામમાં ઈક્વિટિ પોતાની સ્વચારી હકુમત બજાવતી.

૫ બીજો પ્રકાર સહચારી સત્તાનો છે. જ્યારે પૂર્ણ દાદ આપવામાં કાયદો નિષ્ફળ જતો, અગર તો અનેક ફરિયાદ કે દાવા શિવાય દાદ મળવી મુશ્કેલ લાગતી, ત્યારે ઇક્વિટિની આ પ્રકારની સત્તા વાપરવામાં આવતી હતી.

૬ સહાયકારી તરીકે ઇક્વિટિ દરમિયાન આવતી, તે પક્ષકારોના હક્ક પ્રગટ કરવામાં ઘણી મદદ કરતા થઈ પડતી. તેઓ

વચ્ચેના હક્કના દસ્તાવેજો બહાર પડાવવામાં તેનો ઉપયોગ થતો. કાયદા ને ચાન્સરિ ( ઇક્વિટિ ) ની કોર્ટોનો સંયોગ થઇ જતાં ઉપર ત્રણ પ્રકાર વર્ણવ્યા તે હાલની ઇક્વિટિમાં ભેદ સૂચક તરીકે ગણવામાં આવતા નથી, જેથી તેઓનું બયાન ભૂતકાળને અનુસરીને અમોએ ઉપર કરેલું છે ને કેટલાક બીજા પ્રકરણમાં પણ કરવામાં આવશે.

---

## પ્રકરણ ૨ જું.

## ઇક્વિટિને લગતી પરિભાષાઓ યાને કહેવતો વિષે.

૧. ઈક્વિટી એ એક ઊંચ પ્રકારની વિદ્યા છે. ભૂમિતિ ને બીજાં શાસ્ત્રો માફક તેનો પ્રારંભ અમુક ફરમાન, પરિભાષા યા કહેવાતોથી થાય છે. તે ફરમાનો તેનાં મૂળતત્વોનાં બંધારણ રૂપ છે. એવાં ફરમાનો અગીયાર છે તે નીચે પ્રમાણે:—

૧ જ્યાં જ્યાં અપકૃત્ય યા હક્કને નુકશાન છે ત્યાં ત્યાં ઇલાજ છે.

૨ ઇક્વિટિ કાયદાને અનુસરી ચાલે છે.

૩ જ્યાં ઈક્વિટિ સમાન છે ત્યાં જે વખતમાં પ્રથમ તે પ્રવર્તેછે.

૪ જ્યાં ઇક્વિટિ સમરેખ હોય છે ત્યાં કાયદો પ્રવર્તે છે.

૫ જે ઇક્વિટિ માગે છે તેણે ઇક્વિટિ પ્રમાણે ચાલવું જોઇએ.

૬ જે ઇક્વિટિની સાંનિધ્ય આવે તેણે સાફ હાથથી આવવું જોઈએ.

૭ દીર્ઘસૂત્રતા ઈક્વિટિનો પરાજય કરેછે.

૮ સમાનતા એ ઈક્વિટિ છે.

૯ ઈક્વિટિ ઈરાદાને જુએ છે, બાહ્ય રૂપને જોતી નથી.

૧૦ જે કરવું જોઇતું હતું, અગર કરવાને કબુલ કે ફરમાવેલું હતું, તે થયું છે એમ ઈક્વિટિ માની લીએ છે.

૧૧ ફરજ અદા કરવાનો ઇરાદો ઇક્વિટિ ગ્રહણ કરી લીએ છે.

૨. એક બારમું ફરમાન ઉપરના શિવાય છે. તે ઇક્વિટિના મૂળતત્વોને લાગુ નથી, પણ ઇક્વિટિની કોર્ટની કામ ચલાવવાની રીતિને લાગુ છે. તે બારમું ફરમાન નીચેનું છેઃ—

૧૨ ઇક્વિટિ જાત ઉપર અખત્યાર બજાવે છે.

૩. સદ્હુ ફરમાનો ઘણાં ગુહ્ય ને કઠિન છે. તેઓનો અર્થ એક બીજા સાથે મળી જાય એવો છે, માટે ઘણી ચીવટથી સમજીને વાંચ્યાથીજ તેઓમાં વાંચનારાઓને ખરો ભેદ માલમ પડશે. દરેક ફરમાનનું સવિસ્તર બયાન યથાક્રમ નીચે આપેલું છે, તે લક્ષપૂર્વક વાંચી સમજવું ઘટે છે.

૪. જ્યાં જ્યાં હક્કને નુકશાન છે યા અપકૃત્ય બને છે ત્યાં ત્યાં ઇલાજ છે. સામાન્ય કાયદાની ખોડ પૂરિ પાડવામાં આ ફરમાન ઘણું ઉપયોગી થઇ પડતું. દૃષ્ટાંત તરીકે ધારો કે કાંઇ સ્થાવર મિલ્કત અમુક મુદત સુધી વાદીના હકની ઉત્પત્તિ થયા પહેલાં કોઇ સખ્સને ભાડે યા બીજી રીતે આપેલી હોય તો સામાન્ય કાયદાની રૂએ વાદી તેવા સખ્સની પાસેથી કબજો લઇ શકે નહિ; પણ આવા ઈતફાકમાં ઇક્વિટિ દરમિયાન આવી વાદીને સહાયભૂત થાય છે. અમુક મુદતનો તે સખ્સનો કબજો એક બાજુ રાખી સ્થાવર મિલ્કતનો કબજો વાદીને અપાવે છે. તેવીજ રીતે ગિરો મુકનાર ધણી પોતાની સ્થાવર મિલ્કત યા ભાડું લેવા માગતો હોય ને કબજો

ગિરો રાખનારનો હોય તો ઈક્વિટિ પ્રમાણે તેને કાંઈ પ્રતિબંધ નથી. કાયદા પ્રમાણેનો પ્રતિબંધ આગળ હતો તે હાલ કાઢી નાખવામાં આવેલો છે. એટલે કે કાયદા ને ઇક્વિટિના પરસ્પર યુદ્ધમાં ઈક્વિટિના નિયમો ફાવે છે.

૫. ઉપરનું ઇક્વિટિનું ફરમાન જે હક્કો ન્યાયની અદાલતોમાં સ્વીકારાય છે તેનેજ લાગુ સમજવાનું છે. મનસ્વી હક્કોને તે લાગુ નથી. ઘણા હક્ક કલ્પિત ને મનુષ્યના અંતઃકરણ ઉપર આધાર રાખનારા છે. તેઓને સદહું ફરમાન લાગુ કરવા જઇએ તો ચાલે નહિ. તેનું સવિસ્તર બયાન આગલ્યા પ્રકરણમાં આવી ગયું છે.

૬. ઇક્વિટિ કાયદાને અનુસરી ચાલે છે. આ ફરમાન બે બાબતોને લાગુ થાય છે, એક તો સ્થાવર મિલ્કતના હક્ક વગેરેને. જેમકે વારસાની બાબતમાં ઈક્વિટિ કાયદાને અનુગત થઈને ચાલેછે. એક પિતાના પુત્રોને સમાન ભાગ મળવા જોઇએ તો પણ જ્યાં જ્યેષ્ઠ પુત્રને અધિક ભાગ આપવાનો રિવાજ છે, ત્યાં કાયદાની પાછળ ઇક્વિટિને ચાલવું પડે છે; નહિ તો ઈક્વિટિપ્રમાણે એક બાપના દીકરાના હક્કમાં કાંઇ પણ ભિન્નભાવ થવો ઘટતો નથી, તોપણ લાચારીથી તેને કાયદાપ્રમાણે ચાલવું પડે છે. આ ઇક્વિટિની સહચારી સત્તાનો દૃષ્ટાંત છે. પાટવી કુમારને સઘળું રાજ્ય મળે છે ને ફટાયાને જીવાઇ યા તો એકાદ બે ગામ મળે છે એ પ્રસિદ્ધ રિવાજ પણ જ્યેષ્ઠત્વ બાબતનો હોઈને આ પરિભાષાના દૃષ્ટાંતરૂપ છે.

૭. બીજી બાબતને સદહું ફરમાન લાગુ થાય છે તે એ છે કે, સ્થાવરમિલ્કતના ટ્રસ્ટો તથા મૃત્યુપત્રિકાઓના અર્થોનું નિરૂપણ અમુક મર્યાદાપૂર્વક થવું જોઇએ, તે મર્યાદાઓ કાયદાઓમાં સૂચવેલી હોય છે. તે કાયદો પછી ઇન્ગ્લિશ, હિંદુનો કે મુસલમા-

નોનો જે પક્ષકારની વચમાં પ્રશ્ન ઉત્પન્ન થયો હોય તેનો સમજવાનો છે. માટે જે પ્રમાણે કાયદાની આજ્ઞા તે પ્રમાણે ઇક્વિટિને અનુવશ રેહેવું જોઇએ છિએ. ઈક્વિટિની સ્વચારી ને સહાયકારી સત્તા આવા કામમાં વપરાય છે. કાયદા વિરૂદ્ધના ઠ-રરો કે મૃત્યુપત્રિકા ઇક્વિટિ પ્રમાણી શક્તી નથી. ઈક્વિટિ કાયદાને અનુસરે છે તેનો ઉપરની બંને બાબતો ને લાગુ થાય તેવો દાખલો મુદતના કાયદાથી પૂરો પડે છે. મુદત તે શું ? ત્રણ, છ, કે બાર વર્ષ પૂરાં થતાં સુધી અમુક ફરિયાદ કે દાવો ચાલે ને તે ઉપરાંત એક દિવસ થયો કે ન્યાયની અદાલત તે સાંભળે પણ નહિ ! ! આ વાત ઇક્વિટિ તદન ગેરવ્યાજબી ગણે. સાધારણ માણસને પણ એવો સવાલ ઉત્પન્ન થયા વગર રેહેતો નથી. પણ અનેક કાયદા જે કે સ્પષ્ટ છે તે બધા ઉપર ધ્યાન અપાઇ મુદતનો કાયદો બંધાએલો છે. તેને અનુવશ થઈ ઇક્વિટિને ચાલ્યા વગર છુટકો નથી. તેથી તે લાઇલાજ તેને તાબે થાય છે. મુદતનો કાયદો બંધાયો છે તો પછી ઇક્વિટિને પણ તેને અનુસરવું પડે છે.

૮. જ્યાં ઈક્વિટિ સમાન છે ત્યાં જે વખતમાં પ્રથમ તે પ્રવર્તે છે. વાજબી રીતના સરખા હક્કદારો પૈકી જે વખતના અનુક્રમમાં પ્રથમ હોય છે તેનો હક્ક શ્રેષ્ઠ ગણાય છે. अ, ब, ને क. અમુક સ્થાવર મિલ્કતના સંયુક્ત માલેકો છે. તે પોતાની મિલ્કત ड ને વેચાણ આપે છે. તેમાં अ તથા ब ને ड તેઓના હિસ્સાના વેચાણની કિંમતના પૈસા આપી દીએ છે. क, ड નો મિત્ર છે જેથી ड ને બીજે દિવસ પૈસા આપી દેવાનું વચન આપે છે તેથી તે ખામોશ રાખે છે. अ, ब, ને क પછી તરતજ વેચાણનું દસ્તાવેજ ड ને કરી આપે છે ને તેમાં પૂરે

પુરા પૈસા પહોંચ્યાની સહિઓ क સુધાંત તે ત્રણે જણા કરી આપે છે ને વેચેલી મિલ્કતની કિંમતનો પોત પોતાનો ભાગ પહોંચ્યાનો અંગીકાર કરે છે. क ગાફળ માણસ હોઇને ड ને તે બધા દસ્તાવેજો લઈ જવા દે છે. ત્યાર બાદ તેજ દિવસે તે પોતાની પાસેના દસ્તાવેજ મુકી તે ઉપર પૈસા એક સાહુકાર પાસેથી લીએ છે ને क ને વચન પ્રમાણે કાંઇ પણ આપતો નથી. હવે સદહુ શાહુકારને क વચેની તકરારમાં ઈકિવટિ પ્રમાણે क નો અગ્ર હક્ક છે; કારણ તેના હક્કની ઉત્પત્તિ વખના અનુક્રમમાં પ્રથમ છે. પરંતુ એક બીજા કારણથી क નો હક્ક બળવાન્ ગણાતો નથી. તેણે પોતાના ભાગના પૈસાની પહોંચ આપી છે એટલુંજ નહિ પણ વેચાણ દસ્તાવેજ ड ને લઈ જવા દીધેળ છે. તેથી તે ગાફળ રહ્યો છે: માટેજ તેનો હક્ક કોર્ટમાં માર્યો જાય છે, ને તે શાહુકાર ફાવે છે. કારણ ઇકિવટિ ગફલતવાળા માણુસના હક્ક જાળવી રાખવા દરકાર રાખતી નથી એ નિયમ પ્રસિદ્ધ છે.

૯. જ્યાં ઇકિવટિ સમરેખ હોય છે ત્યાં કાયદો પ્રવર્તે છે એવું ચોથું ફરમાન છે. તેના દૃષ્ટાંત તરીકે ધારો કે વાદીને કોર્ટની મદદ વાસ્તે જેટલો હક્ક છે તેટલોજ પ્રતિવાદીને તેના હક્કના રક્ષણ વાસ્તે હોય તો, પછી જેની પાસે તકરારી મિલ્કતનો કબજો છે તેનો હક્ક બળવાન્ ગણાય છે. સરખા હક્ક તેનું નામ સમરેખ ઈકિવટિ, ને કબજો તે કાયદો એમ વાંચનારાઓએ ખ્યાલમાં રાખવાનું છે.

૧૦. સગીર ઊમરના अ ને ब એ બાળકોનો क ટ્રસ્ટી (વાલી) છે. કોર્ટના હુકમથી अ ના પૈસા પોતા પાસે હતા એમ

ગણી તે क કોર્ટમાં ભરી દે છે; પણ ખરેખર તે પૈસા ब ની માલિકીના વાલી તરીકે क. પાસે હતા તે તે ભરી દે છે. હવે अ ની તરફથી કોર્ટને સદરહુ પૈસા ઉપર જેટલો હક્ક છે તેટલોજ ब ને છે; પરંતુ કોર્ટનો अ ના ટ્રસ્ટી તરીકે તે પૈસાનો કબજો છે તેથી આ કામમાં તે પ્રબળ ગણાય છે. મતલબ કાયદો પસરે છે. अ ને ब ની આ બાબતમાં સમરેખ ઈક્વિટિ હતી છતાં अ ની તરફનો કાયદાસર કબજો હતો તો તે પછી ઈક્વિટિ રદ્દ કરી ખુંચવી લઈ શકિત નથી (થોર્ન ડાઈક. વિ. હન્ટ.)

૧૧. વાદીના સામા હક્કની ખબર (નોટિસ) ને કિમતી અવેજ બદલ પ્રતિવાદીએ અમુક મિલ્કત ખરીદ કરી છે એવી તકરાર પ્રતિવાદી જે જે કામમાં ઉઠાવે છે, તે સઘળું ત્રિજા અને ચોથા ફરમાનો સાથે સંબંધ ધરાવે છે. એવા સઘળા કામમાં પ્રતિવાદીનો કબજો યા તો કબજો કરવાનો માતબર હક્ક હોવો જોઈએ. જે પ્રથમ કબજો કરી લે છે તે જીતે છે, કારણ ઉદ્યોગીને ઈક્વિટિ સહાયભૂત છે અને જ્યાં ઇક્વિટિ સમાન છે ત્યાં જે વખતના અનુક્રમમાં પ્રથમ તે ફાવે છે. ( જુઓ ઉપર ચોથું ફરમાન ) આ જગો એ કેહેવું જોઈએ કે સદહુ જાતનો કબજો શુદ્ધબુદ્ધિપૂર્વક હોવો જોઇએ, કપટ યોજી કોઈએ કર્યો હોય તો તે ચાલે નાહે કારણ નહિ તો છઠા ફરમાનનો બાધ આવે ( જુઓ નીચે છઠા ફરમાન ઉપરનું વિવેચન )

૧૨. ફિલિપ્સ વિ૦ ફિલિપ્સના કેસમાં લોર્ડ વેસ્ટબરીએ એક ઘણો અગત્યનો ને જાણવા જોગ સિદ્ધાંત સ્થાપન કર્યો છે. તે કહેછે કે જે મિલ્કતનો કબજો નથી, પરંતુ જેના પર અમુક સખ્સનો

માત્ર હક્ક સંબંધ છે તે બીજા કોઇને પણ આપી દેવાથી આપનારના હક્ક સંબંધ ઉપરાંત કાંઇ પણ અધિક હક્ક લેનારને મળતો નથી; કબજા સાથે ગિરો મુકેલી મિલ્કત વેચનાર મૂળ ધણી ગિરોના બોજા સહિત વેચી શકે છે. તેના વેચાણથી ગિરો રાખનારનો હક્ક નાબુદ કે ન્યૂન થતો નથી. તે હક્ક વેચાણ રાખનાર ઉપર જઇ પડે છે, તેવી રીતે બક્ષીશ રાખનાર તથા બીજી રીતે હક્ક સંપાદન કરનારાઓના હક્ક વિશે સમજવાનું છે.

૧૩. ત્રિજી તથા ચોથી પરિભાષાના સંબંધમાં નોટિસ ( ખબર યાતો જાણ ) શ્યાં પરિણામ નિપજાવે છે, તેનો ખુલાસો આ જગોએ કરવાની અવશ્ય જરૂર છે; કેમકે એવી જાણ છતાં જે કોઇ પણ પ્રકારે મિલ્કતનો હકકદાર થાય છે તેનો હક્ક ઇક્વિટિ નાબુદ યાતો ઉતરતા દરજ્જાનો ગણે છે. અમુક મિલ્કત ઉપર અમુક સખ્સનો કાંઇ જાતનો હક્ક સંબંધ અવલથી હોય તેમ જાણતાં છતાં જો કોઇ પણ માણસ તે મિલ્કત લે, પછી તે કિમતી અવેજ બદલ લે ને કબજો પણ કરે, તોપણ તે અવલથી હક્ક ધરાવનાર સખ્સના હક્કને તેથી કાંઈ પણ અસર થતી નથી. આ મત ઇક્વિટિમાં સારી રીતે હાલના જમાનામાં સ્થાપિત થઈ ચૂક્યો છે, કારણ ઉપર પ્રમાણે પાછળથી મિલ્કત લેનાર શુદ્ધબુદ્ધિથી તે પ્રમાણે કરતો નથી. કપટ કરનાર કે અપવિત્ર હાથવાળાને ઇક્વિટિ સહાયભૂત થતી નથી એ વાત પ્રસિદ્ધ છે, તોપણ અગ્રક્રયાધિકારની ખબર છતાં કોઇ સખ્સ કિમતી અવેજ બદલ કાંઇ પણ મિલ્કત લે ને જેની પાસેથી તે લે છે તેણે તે મિલ્કત અગ્રહક્કની ગમ વગર લીધેલી છે; તો પછી તેને કબજો મળ્યો હોય તો પાછળનો લેનાર પ્રથમના લેનારના હક્કનો ધણી થતાં પોતાનો હક્ક બળવાન્ કરે

છે, કારણ એમ ન બને તો જેણે અગ્રહકકની ખબર વગર મિલ્કત લીધેલી છે તેને તે મિલ્કતની વ્યવસ્થા ને ભોગવટો કરવાને હક્ક રહેતો નથી. તેમ કરવાથી મિલ્કતની ઉપરની માલેકી સંપૂર્ણ રીતની કહેવાય નહિ. વળી એમ પણ નિશ્ચિત્ થઈ ગયું છે કે અગ્રહક્કની જાણ છતાં કોઈ અમુક સખ્સ મિલ્કત ખરીદે ને તે મિલ્કત કિમતી અવેજ બદલ તેવા અગ્રહકકની ખબર વિનાના સખ્સને વેચે તો આ પાછળનો સખ્સ પોતાના હકકનુ સંરક્ષણ કરી શકે છે.

૧૪. ખબર યા નોટિસ કોને કહેવી તે હવે તપાસવું અવશ્યનું છે. જેને ઈક્વિટિ નોટિસ કહે છે તે બે પ્રકારની છે. એક સ્પષ્ઠ ને બીજી સમજવાની. આપણે ખરેખરી રીતે લખિતવાર કે મોઢેથી આપીએ તે "સ્પષ્ઠ નોટિસ" અને હકીકત ઉપરથી અગર સામાન્ય બુદ્ધિના યોગ વડે કે પુછપાછથી પોતાની મેળેજ અન્યના અગ્રહકક વિશે જાણીતા થઇ શકીએ એમ હોય તો તેને "સમજવાની" નોટિસ કહેવામાં આવે છે. પરન્તુ બને પ્રકારની નોટિસ યા જાણના પરિણામ ને અસર એકજ થાય છે. તે હોનારના અંતઃકરણને સમાન રીતે બન્ધન કરતા ગણાય છે. તેની અસર એવી છે કે તે હોવા છતાં કોઇ સખ્સ કાંઇ કૃત્ય કરે તો "ઈક્વિટિ" તેની અશુદ્ધ બુદ્ધિ માની તેને સહાયકારક થતી નથી.

૧૫. ઈક્વિટિનું પાંચમું ફરમાન છે કે–જે ઇક્વિટિ માગે તેણે ઇક્વિટિ કરવી જોઇએ. દૃષ્ટાંત કે કોઇ માણસ પોતાની અમુક મિલ્કત ઉપર એમ નહિ જાણનાર સખ્સથી તે મિલ્કત ઉપર સુધારો–વધારો કે મરામત થવા દે તો તેના હક્કથી અજાણપણું ધરાવનારા એવા સખ્સ પાસેથી તે મિલ્કત છોડાવતાં પહેલાં

તે માણસે તેને તેવા સુધારા-વધારા કે મરામતમાં કરેલો ખર્ચ મજરે આપવો જોઇએ. તે તેમ કરે તોજ ઈક્વિટિ તેની માગણીમાં તેને મદદ કરે, નહિ તો નહિ.

૧૬. જે ઈક્વિટિ માગવા આવે તેણે સ્વચ્છ હાથથી આવવું જોઈએ, એ છઠી પરિભાષા છે. એક સગીર ઉમરના સખ્સે ઉમરે પહોંચ્યા પછી જે પૈસા તેને મળવા જોઇએ, તે પોતાની ખરી વય છુપાવી ટ્રસ્ટી પાસેથી લીધા. બાદ લાયક ઉમરનો થયા પછી તેણે તે ફરી લેવા દાદ માગી, એમ કહીને કે પ્રથમની રકમ લીધી ત્યારે હું કાચી વયનો હતો; પરંતુ કોર્ટે ફરમાવ્યું કે તારા પોતાના કપટનોજ તું લાભ લેવા આવ્યો છે માટે સ્વચ્છ હાથથી આશ્રય લેવા આવેલો છે એમ કહી શકાય નહિ, તેથી તને માગેલી દાદ મળવી ઘટતી નથી.

૧૭. ઇક્વિટિ સાવધને સહાયભૂત છે, સુસ્તને નથી, દીર્ઘસૂત્રીપણું ઇક્વિટિનો સંહાર કરે છે, એ સાતમી પરિભાષા છે. જુના દાવા ને દાદનો ઇક્વિટિ અનાદર કરે છે. જે પોતાનાજ હક ઉપર સુઈ રહે છે તેને તે ઉપયોગી થતી નથી. જેમ પાક દાનત ને પવિત્ર હાથથી ઈક્વિટિની મદદ માગવાની જરૂર છે, તેમજ તે પ્રમાણે ત્વરા સહિત કરવાની પણ એટલીજ જરૂર છે. આ બિના કાયદાએ પણ મંજુર રાખી મુદતનો ધારો ચલાવ્યો છે, તે સૌ કોઇના જાણવામાં છે. એમ ન હોય તો જેમ વાત જુની થતી જાય તેમ સ્વાભાવિક રીતે વિસારે પડી જાય છે. તેથી તેની પુરવાર કરવી અશક્ય નહિ તો ઘણી મુશ્કેલ તો થઈ ગયા વગર રહે નહિ.

૧૮. આઠમું ફરમાન આગળ આપી ગયા છિએ તે અનુક્રમમાં બતાવ્યા પ્રમાણે એ છે કે–સમાનતા એ ઇક્વિટિ છે. તેનો અર્થ એ છે કે ઈક્વિટિ સમાનતામાં રાજી રહે છે.

૧૯. ઇંગ્રેજી કાયદાનો એવો ધારો છે કે બે સખ્સ સંયુકત ધણી તરીકે કાંઈ મિલ્કત સરખે હિસ્સે મુડી કાઢી ખરીદે તો, એકના મૃત્યુ પછી બીજાને બચી રહે એવા કરારનું અનુમાન થાય છે. પણ જો ન્યૂનાધિક રકમ આપી લે તો એવા ઇરાદાનું અનુમાન થઇ શકતું નથી. ઇક્વિટિ સમાનતામાં રંજન રહે છે, એ કહેવત ત્યાં લાગતું નથી. તેમજ ગિરોની બાબતમાં પણ તે લાગુ થતું નથી. માત્ર સરખે હિસ્સે પૈસા આપ્યા હોય તેવીજ ખરીદીની બાબતમાં તે ઉપયોગી છે.

૨૦. ઈક્વિટિ ઇરાદાને જુએ છે, બાહ્યરૂપને જોતી નથી. અમુક બે પુરૂષોની વચ્ચે દસ્તાવેજ થયું હોય ને તેમાં જુલમી કે ભારે પડતો કરાર તે લખાવનારાએ લખાવી લીધેલો હોય તો, ને કરાર તોડવામાં આવે તો અમુક ભારે રકમ વ્યાજ બદલ કે બીજી રીતે કરાર ત્રોડ્યાની શિક્ષા બદલ આપવી, એમ સ્પષ્ઠ લખ્યું નહિ હોય તોપણ ઈક્વિટિ બાહ્યરૂપ ( દસ્તાવેજમાં લખેલા કરારો ) નહિ જોતાં ખરો ઇરાદો પક્ષકારોનો શું હતો તેનો દરીયાફ્ત કરે છે, ને ભારે પડતા બોજામાંથી થએલ કરારને નહિ માન્ય કરી છુટકો કરી આપે છે. અર્થાત્ ભારે પડતું વ્યાજ કે મૂળ રકમથી બમણી ત્રમણી રકમ દસ્તાવેજ લખાવી લેનારને વસૂલ કરતાં ઇક્વિટિ અટકાવે છે. કારણ પક્ષકારોના અસલ ઇરાદા ઉપર તે પોતાનું લક્ષ અનન્ય રીતે રાખ્યા કરે છે.

૨૧. દસમું ફરમાન છે–કે જે કર્તવ્ય હતું તે કૃત થયું છે વગેરે. કિમતી અવેજ બદલ થએલા કરારો પરિપૂર્ણ થયા છે, તેમાં લખાએલ વખતે પાળવામાં આવ્યા છે, તેનાં પરિણામ થવાં જોઈએ તે થયાં છે, એમ ઇક્વિટિ સ્વતઃસિદ્ધ માની લે છે. જે કરવાનું હતું, કરવું જોઈતું હતું તે થઇ ચૂકયું છે એમ તે ગાંઠ વાળી બેસે છે. તેથી ઉલટી રીતની હકીકત છે એમ જાહેર કરનારો તે પ્રમાણે પુરવાર કરી ન આપે ત્યાં સુધી ઇક્વિટિ તેના સદર્હુ મતમાં દૃઢ રહે છે ને ચળતી નથી.

૨૨. બારમી પરિભાષાની અનુસાર ફરજ અદા કરવાનો ઇરાદો ઈક્વિટિ ગ્રહણ કરી લે છે. અમુક માણસ પોતાના લેણુ-દારને અમુક રકમ મોકલે તો તેના ખાતામાં જમે થવા વાસ્તેજ હોય, ખેરીયાત કે બક્ષીશ બદલ હોય નહિ. આ ફરમાન સાદું ને સેહેલું હોવાથી તે ઉપર વધારે વિવેચન કે ટિકકા કરવા સરખું રેહેતું નથી. દાનશીલ થતાં પેહેલાં માણસો બીજાના વ્યાજબી હક્ક કે લેણું આપવા હમેશાં વધારે તત્પર હોય છે એમાં નવાઈ નથી.

૨૩. ઈક્વિટિ જાત ઉપર અખત્યાર બજાવે છે, એ બારમું ફરમાન છે. તેનો અર્થ એ છે કે પ્રતિવાદીની મિલ્કત કોર્ટની હદમાં ન હોય તો ઈક્વિટિ પ્રતિવાદીની જાત ઉપર બજાવણી કરવાનું સર્વ પ્રકારે વ્યાજબી ગણે છે. આ ફરમાન ઈક્વિટિનાં મુળ–તત્વોને લાગુ નથી પણ તે પ્રમાણે કામ ચલાવવાની રી-તને લાગુ છે.

૨૪. બારે ફરમાનોનો અર્થ યથાશકિત ઉપર દર્શાવેલો છે. ઈક્વિટિના જે જે ભાગને તેઓ ઉપયોગી છે ત્યાં તેને લાગુ

કરવામાં આવશે ને તે બાબત વધારે સમજુતી આ ગ્રંથ આગળ વાંચવાથી વાંચનારને થશે.

---

# ભાગ બીજો.

## પ્રકરણ ૩ જું.

## ઇક્વિટિની સ્વચારી મર્યાદા (સત્તા) વિષે.

### ટ્રસ્ટ—વિશ્વાસ ઉપર સોંપરત વિષે.

૧. ટ્રસ્ટ એ ઇંગ્રેજી ભાષાનો શબ્દ છે. તેમાં જે બહોળા અર્થનો સમાવેશ થએલો છે તેટલા અર્થવાળો શબ્દ ગુજરાતીમાં નથી. સંસ્કૃતમાં અર્થન્યાસ શબ્દ છે પણ તે ઇંગ્રેજી ડિપોઝીટ શબ્દનો અર્થ સૂચવે છે. આ સબબ ને લીધે આ બાબને મથાળે ટ્રસ્ટ શબ્દ રાખવાની અમને ફરજ પડી છે. તે શબ્દનો તરજુમો "વિશ્વાસ ઉપર સોંપરત" જરા લંબાણથી તેના અર્થની સ્પષ્ટતા થવા ખાતર અમે કરી બતાવ્યો છે. પરંતુ ટ્રસ્ટ ને ટ્રસ્ટી (જેને વિશ્વાસ ઉપર સોંપરત થઇ હોય તે) લવજો હાલના સમયમાં સાધારણ જેવા થઇ ગયા છે ને હરેક કાયદા કાનુન જાણનારથી તેમજ સામાન્ય મુનુષ્યથી અજાણ્યા નથી. તે કારણસર તથા સંક્ષેપ માટે એ શબ્દો અમો વારંવાર વાપરવા પ્રત્યવાય જોતા નથી.

૨. હવે પ્રથમ ટ્રસ્ટ શબ્દની વ્યાખ્યા કરવી ઘટે છે. કાયદાસર સ્વામિત્વ આપ્યા વગર સ્થાવર યા જંગમ મિલ્કતની બીજાના હિત કે લાભને અર્થે કરેલી સોંપરત તેનું નામ ટ્રસ્ટ. ટ્રસ્ટના ત્રણ વિભાગ કરેલા છે. તેમાં પ્રથમ સ્પષ્ટ જાતના ટ્રસ્ટો છે. બીજો પ્રકાર ગર્ભિત

ટ્રસ્ટનો છે, ને ત્રિજો સમજવાના અથવા અર્થસિદ્ધ ટ્રસ્ટનો છે. ટ્રસ્ટના ઉદ્દેશ પ્રમાણે જોતાં દરેક વિભાગના પ્રકારાંતર થાય છે. અમુક ટ્રસ્ટનો ઉદ્દેશ ખાનગી રીતનો છે યા તો જાહેર (ધર્મ સંબંધીનો) છે તેનો નિશ્ચય કરતાં દરેક વિભાગના બે વર્ગ થઈ શકે છે. ગર્ભિત અને અર્થ-સિદ્ધ ટ્રસ્ટ એક બીજા સાથે નિકટ સંબંધ રાખનારા છે. તેથી તેમની વચ્ચે જુજ ભેદ રહેલો છે. માટે તે બે દરમિયાન અંતરપટ લક્ષપુર્વક ધ્યાનમાં રાખવાનું છે.

---

## પ્રકરણ ૪ થું.

### સ્પષ્ટ ખાનગી રીતના ટ્રસ્ટ વિષે.

૧. મોઢેથી અથવા લખાણથી ચોખ્ખી રીતે બતાવી દીધેલા ટ્રસ્ટને સ્પષ્ટ રીતનો ટ્રસ્ટ કહેવામાં આવે છે. તેમાં પણ બે ભેદ છે. જ્યારે ટ્રસ્ટના કર્તાએ એવી રીતે પોતાનો ઈરાદો લખિતવાર પ્રગટ કર્યો હોય કે તેમાં પછી કંઈ અધિક કૃત્ય કરવાની જરૂર રેહેતી નથી, ને તે તેના બતાવેલા ઇરાદા પ્રમાણે અમલમાં લાવી શકાય છે એ પહેલો ભેદ; અને બીજો ભેદ એ છે કે અમુક ટ્રસ્ટમાં તેનો કર્તા માત્ર આજ્ઞા આપી ગએલો હોય કે અમુક રીતે અમુક સરત મુજબ તેને પરિપૂર્ણ કરવો એટલે અમલ કરનાર પુરૂષો અથવા કોર્ટ તેનો ઉદ્દેશ સમજી તેણે સૂચવેલી મર્યાદાપૂર્વક પરિપૂર્ણ કરે છે.

૨. એ બેમાંના પ્રથમના ભેદને અમલમાં આણેલો ભેદ કેહેવામાં આવે છે, ને બીજાને અમલમાં લાવવાનો ભેદ એવી સંજ્ઞા આપેલી છે. મતલબ પ્રથમના ભેદમાં ટ્રસ્ટ કર્તા પૂરિ રીતે અમલ કરી જાય છે, ને બીજામાં તેના હેતુ પ્રમાણે બનતી સરત

પાળી કાયદાસર રીતે ટ્રસ્ટનો અમલ કરવાનું કોર્ટ કે ટ્રસ્ટીના હાથમાં રહે છે, એટલે દરજ્જે એ અપૂર્ણ ટ્રસ્ટ એમ સમજવું.

૩ ટ્રસ્ટ કર્ત્તાએ અમલમાં આણેલા ટ્રસ્ટની બાબતમાં તેમાં વપરાયેલા શબ્દોનો અર્થ ઈક્વિટિ પણ કાયદાને અનુસરી કરે છે. દૃષ્ટાંત કે "અ"ને માટે ટ્રસ્ટી અને તેના વારસોને મિલ્કતની સુંપરત પૂર્ણ રીતે થઇ જાય છે, તે ટ્રસ્ટ અમલમાં આણેલો ભેદ આપણ ઉપર કહી ગયા તે પ્રકારનો છે, પરંતુ લગ્નના કોલ કરારમાં અગર વિલ એટલે વશિયત યાને મૃત્યુ પત્રિકામાં જે ટ્રસ્ટો કરવામાં આવે છે, તે બધા અપૂર્ણ છે. તેમાં વપરાયેલા શબ્દોનો અર્થ ઇક્વિટિ કાયદા પ્રમાણેજ કરવા બંધાયેલી નથી. તેવા ટ્રસ્ટો અમલમાં લાવવાના હોવાથી તેઓનો અર્થ ટ્રસ્ટ કર્ત્તાના અભિપ્રાયને અનુસરી બનતાં સુધી કરવામાં આવે છે. તેમ કરવામાં કેટલાક નિયમો ઉપર લક્ષ દેવામાં આવે છે કે તેથી તેમાં સ્વચ્છંદીપણું વાપર્યું છે એવો આરોપ મુકવામાં આવે નહિ.

૪ અવેજ વગરના કરારમાંથી દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી એવો કાયદા તેમજ ઇક્વિટિનો પ્રસિદ્ધ નિયમ છે, તે ટ્રસ્ટમાં પણ પ્રવર્તે છે. ટ્રસ્ટ કદાચ અધુરો રહ્યો તો તેથી દાવાનું કારણ ઉત્પન્ન થતું નથી. અધુરો ટ્રસ્ટ એટલે અવેજ અગર બદલામાં કોઇ પ્રકારની ન્યૂનતા હોય અગર કબજો ટ્રસ્ટી કે ટ્રસ્ટના લાભ લેનારને ન અપાણો હોય તેને લગતા બે સિદ્ધાંત છે તે ધ્યાનમાં રાખવા લાયક છે.

૧ અપૂર્ણ ટ્રસ્ટ કિમતી અવેજ બદલ હોય તો બંધન કર્ત્તા છે.

૨ અપૂર્ણ ટ્રસ્ટ મફ્ત યાને અવેજ વગરનો હોય તો તે બંધન કર્ત્તા નથી એટલે નિરર્થક છે.

૫ સદહુ એ સિદ્ધાંતોને ઉલટાવીને બીજા રૂપમાં નીચે પ્રમાણે મુકી શકાય છે.

૧ કિમત બદલ જો કે અપૂર્ણ રીતે મિલ્કત અપાઈ હોય તો બંધન કર્ત્તા છે.

૨ અપૂર્ણ રીતે મફત યાને અવેજ વગર મિલ્કત અપાઇ હોય તો તે બંધન કર્ત્તા નથી.

૬ ઉપરના સિદ્ધાંતમાંથી સાફ રીતે નીકળે છે કે પૂર્ણ રીતે મિલ્કત જોકે મફત અપાઇ હોય તોપણ તે કૃત્ય બંધન કર્તા થઈ પડે છે. મતલબ મફત લેનારને માટે ટ્રસ્ટમાં મિલ્કત આવી ગઇ હોય તો પછી તે તેના હકકનો અમલ કરાવી શકે છે. (એલીસન વિ. એલીસન) ટ્રસ્ટ સંપૂર્ણ રીતે થઇ ચૂક્યો તો પછી તેમાંથી છુટવાને કોઇ પણ બારી રહેતી નથી.

૭ હવે "કિમતી અવેજ" કોને કહેવાય છે તેનું વિવેચન કરવું જોઇએ. ઉપરથી સહજ રીતે માલમ પડી આવશે કે મફત યાને કિમતી અવેજ વગરના ટ્રસ્ટ કયા કયા કહેવાય છે. "કિમતી અવેજ" માં પ્રથમ તો પૈસા આવે છે. ખરો અવેજ એજ ગણાય છે, પરંતુ તેના જેવી બીજી કેટલીક હકીકતને એટલીજ કિમતી ઇક્વિટિ ગણે છે.

૮ લગ્નનો સંબંધ એ પૈસા જેટલોજ મુલ્યવાન લેખવામાં આવે છે. તેથી તે પણ કિમતી અવેજનું કામ પૂરી રીતે સારે છે એમ કાયદો ને ઇક્વિટિ બનેનો અંગીકાર છે.

૯ કુદરતી નિકટ સંબંધ અને એક લોહીનું સગપણ પણ કિમતી અવેજની ગરજ પરિપૂર્ણ કરે છે. સ્નેહ, ફરજ, સખાવત, વગેરે જે જે લાગણીઓથી નિકટનાં સગાં વહાલાંઓને બક્ષીસો

આપવામાં આવે છે તેને કાયદો ને ઇક્વિટિ બંને કિંમતી અવેજ બદલ આપી હોય તે રીતે બજાવાનું માને છે.

૧૦ ક્યા મૂળ-તત્વો ટ્રસ્ટની ઉત્પત્તિ માટે જરૂરનાં છે યાને ટ્રસ્ટ ઉત્પન્ન થયો ક્યારે કહેવાય છે તે હકીકત હવે દર્શાવવી જોઇએ. કોઇ પણ મિલ્કત ઉપરની સ્વતંત્ર માલિકી કોઇ સખ્સને આપી દેવામાં આવે ને પોતાની આજ્ઞા આપવાની સત્તાની રૂએ આપનાર તે મિલ્કત બીજાના લાભ અર્થે વાપરી નાખવા ભલામણ કરે, વિનતિ કરે, યાતો ઇચ્છા બતાવે તો તે ભલામણ, વિનતિ, અગર ઇચ્છાથી ટ્રસ્ટ થઇ ચૂક્યો એમ સમજવું. આ રીતે ટ્રસ્ટની વ્યાખ્યા કરવામાં આવે છે પણ તેમાં જે ત્રણ બાબત ચોકસ કરેલી હોવી જોઇએ તે નીચે પ્રમાણે છે.

પ્રથમ તો જે શબ્દો વાપરવામાં આવેલા હોય તે એકંદર રીતે આજ્ઞાર્થમાં યા તો નક્કીપણામાં લઇ શકાવા જોઈએ.

બીજું એ કે ભલામણ, વિનતિ, યા તો ઈચ્છા જે ટ્રસ્ટકર્ત્તાએ કરેલી અગર બતાવેલ હોય તેનો વિષય ચોકસ જોઈએ.

ત્રિજું એ કે ટ્રસ્ટનો લાભ જેને મળવાનો હોય તે સખ્સ અગર સખ્સો ચોકસ હોવા જોઇએ.

૧૧ દૃષ્ટાંત દાખલ ધારો કે એક સખ્સ મરતી વખત મૃત્યુપત્રિકામાં લખી જાય છે કે અ એ મારા મૃત્યુ પછી ब ને મારી મિલ્કતમાંથી લાખ રૂપૈઆ રોકડા આપવા. આ ભલામણ, વિનતિ, યા ને ઇચ્છામાં ત્રણે બાબતની ચોકસાઇ છે. તે નક્કી કરવામાં બિલકુલ સંદેહ રહેતો નથી. આજ્ઞાર્થે ટ્રસ્ટકર્ત્તા એ શબ્દો વાપર્યા છે. લાખ રૂપૈઆ જે ટ્રસ્ટનો વિષય

કેહેવાય તે પણ ચોકસ દર્શાવ્યા છે અને એ ટ્રસ્ટનો જેને લાભ લેવાનો છે એટલે ब નું નામ સ્પષ્ટ રીતે બતાવ્યું છે. આ પ્રમાણે ત્રણે બાબત નિઃસંદેહ હોય તો પૂર્ણ ટ્રસ્ટ થયો ગણાય છે.

૧૨ ઉપરનો દૃષ્ટાંત સરલ ને સહેલી રીતનો છે. જરા વધારે ગુચવણવાળો દૃષ્ટાંત આપવાથી વાંચનારાઓને ટ્રસ્ટનો ખરો ખ્યાલ આવશે એમ ધારી એક અધિક દૃષ્ટાંત નીચે પ્રમાણે આપીએ છિએ.

૧૩ એક વશિયત કરનાર પોતાના વશિયતનામામાં એમ લખી જોય છે કે અમુક ખર્ચ કર્યા પછી મારી શેષ મિલ્કત अ ને આપવી; ને તે સાથે વધારે ભલામણ એમ કરે છે કે अ એ પોતાની હયાતી પછી પોતાનાં સગાં વાલો સગામાં જેને તે લાયક ધારે તેને તેણે મરજી મુજબ આપવી. આમાં જો કે ટ્રસ્ટ કર્તાની ઈચ્છા ચોકસ છે, ટ્રસ્ટમાં આપવાની મિલ્કત પણ તેવીજ છે ને તેનો લાભ લેનારનાં નામ પણ હવેથી નક્કી થવાનાં છે, તો–પણ કાયદા પ્રમાણે ટ્રસ્ટ થઈ ચૂક્યો એમ સમજવાનું છે, કારણ અચોકસ બાબતો ભવિષ્યમાં ચોકસ થઈ શકે તેવી છે. માટે આવો ટ્રસ્ટ પક્કી રીતનો ને ખરો થયો એમ ગણી તેનો અમલ કરવામાં આવે છે.

૧૪ આ જગોએ કહેવું ગોગ્ય છે કે ઇકિવટિ ટ્રસ્ટના લાભમાં એટલે બધે દરજ્જે સહાય કરે છે કે જરા શંકા પડતી વાત હોય તો–પણ ટ્રસ્ટ કર્તાની ઇચ્છા ટ્રસ્ટ કરવા તરફ હતી એમ ગ્રહણ કરી લઇ ટ્રસ્ટને બનતાં સુધી કાયમ રાખે છે ને અમલ કરાવી આપે છે. એવા ટ્રસ્ટોના સંબંધમાં ટ્રસ્ટી અમલ

કરવાનું જો કદાપિ બંધ રાખે તો તે કામ કોર્ટ માથે લઈ કરી આપે છે. એટલે દરજજે ઇક્વિટિ ટ્રસ્ટ માટે કાળજી રાખે છે ને પોતાની સત્તા યોગ્ય રીતે વાપરતાં ચૂકતી નથી.

---

## પ્રકરણ ૫ મું.

### જાહેર યા ધર્મદાના ટ્રસ્ટ વિષે.

૧ ઈક્વિટિ તેમજ કાયદો ધર્માદાને હમેશાં પૂર્ણ રીતે ઉત્તેજન ને મદદ આપતાં આવેલાં છે. ખેરીયાતની બક્ષીસોની બાબતમાં હમેશાં ઉદાર ને બોહોળો અર્થ થતો આવેલો છે. તેથી કરી જાહેર ટ્રસ્ટોને અમુક સખ્સ લાભલેનાર હોય એવા ટ્રસ્ટો કરતાં અધિક માન્યતા આપવામાં આવે છે; પરંતુ એક બાબતમાં ધર્માદાના ટ્રસ્ટોને સરખા ને એકમાં ઉતરતા ગણવામાં આવે છે. એ બધું નીચેના વિવેચનથી લક્ષમાં આવશે.

૨ આપણે આગળ દર્શાવી ગયા છિએ કે જ્યાં ખાનગી સખ્સોને લાભના ટ્રસ્ટો થયા હોય ત્યાં ત્રણ વાત ચોકસ જોઇએ. તેમાં લાભ લેનારનો વિષય એટલે જેને ટ્રસ્ટથી લાભ મળનાર હોય તે ચોકસ થવા જરૂર જાણુવેલી છે. તો-પણ ધર્મ સંબંધી ટ્રસ્ટમાં એ બાબત ચોકસ થવા જરૂર નથી. ટ્રસ્ટ કર્ત્તાએ એ વાત મુકરર કરવી મુકી દીધી હોય તો તે ચૂકથી ધર્મ સંબંધી ટ્રસ્ટને ધક્કો પહોંચતો નથી, પણ ઇક્વિટિ ઉદારતાથી વર્તી એવા ટ્રસ્ટનો અમલ કરી આપે છે. એવી ચૂક યા ટ્રસ્ટ કર્ત્તાની ગફલત થઇ હોય તો ખાનગી ટ્રસ્ટમાં હાનિકારક

થઇ પડે છે. ધર્મના કામમાં ઓઠાળો અર્થ કરી ખરો હેતુ પાર-માર્થિક છે એમ ગણી ઈક્વિટિ તેને તત્પરતાથી મદદગાર થાય છે.

૩ આ જગોએ એટલું જણાવવું જરૂર છે કે જ્યારે ધર્મ સંબંધી હેતુ જોવામાં આવે ત્યારેજ ઈક્વિટિ ઉપર લખ્યા પ્રમાણે ચાલે છે, નહિ તો કદી પણ સહાય કરતી નથી. મતલબ ટ્રસ્ટકર્ત્તાએ પોતાની મૃત્યુ-પત્રિકામાં અવશ્ય જણાવવું જોઇએ કે ધર્મ સંબંધી ઉપયોગમાંજ મારી મિલ્કત વાપરવી છે. તેમાં બીજી અલાયદી બાબત નાખવી ન જોઇયે. ધર્માદાનો અમુક વિ-ષય ટ્રસ્ટકર્ત્તાએ ઠરાવ્યો હોય તે હયાતીમાં ન રહે તો ટ્રસ્ટીની મરજી પ્રમાણે એવા બીજા વિષયમાં મિલ્કત વાપરવા કાયદો તેને પરવાનગી આપે છે. ધર્માદા-કર્ત્તાની ઇચ્છા પ્રમાણે કરતાં રકમ વધે તો બીજા ધર્માદાના કૃત્યમાં તે વાપરી શકાય છે પણ તે લેવા વારસોને હક્ક થતો નથી.

૪ ટ્રસ્ટી નિમવો રહી ગયો હોય યા નિમાયા પછી મરણ પામે તો તે ખોડ પણ નવાને નિમી ઇક્વિટિ પૂર્ણ કરી આપે છે. આ બાબતમાં ધર્મ ખાતાના ટ્રસ્ટો ખાનગી ટ્રસ્ટો સાથે સર-ખાપણું રાખે છે.

૫ વારસો તથા કરજ આપ્યા બાદ પોતાની શેષ સ્થાવર જંગમ મિલ્કત ધર્માદામાં આપવાની કોઇ ટ્રસ્ટ કર્ત્તા ઈચ્છા બતાવી ગયો હોય તો તે પ્રથમનાં એ સ્થાવર મિલ્કતમાંથી ચૂકવી, ધર્માદા માટે જંગમ મિલ્કત રાખી ટ્રસ્ટ કર્ત્તાની આ-જ્ઞાનો અમલ ઇક્વિટિ કરી આપતી નથી, પરંતુ વારસો ને ક-રજ આપી દીધા બાદ જંગમ મિલ્કતમાં જે કાંઇ રહે તે-માંથી ધર્મ સંબંધીના ટ્રસ્ટની વ્યવસ્થા કરે છે; ને તેમાં કાંઇ

પણ કરવું રહી જાય છે તો તેને માટે ઇક્વિટિ ઈલાજ બતાવી મદદ કરતી નથી. આ પ્રમાણે આવી બાબતમાં ધર્મ સંબંધી ટ્રસ્ટને ઈક્વિટિ પ્રતિકુળ દૃષ્ટિએ જુએ છે; કારણ ખેરીયાત પ. રિપૂર્ણ પ્રથમ દરજ્જે થાય એવી મિલ્કતની ગોઠવણ ઇક્વિટિ બીજી બાબતમાં કરી આપે છે તેવી રીતે આમાં કરી આ- પવામાં પછાત્ રહે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

## ગર્ભિત યાને પારિણામિક ટ્રસ્ટ વિષે.

---

૧ ગર્ભિત ટ્રસ્ટ એ કે જેમાં તેનો કર્તા અમુક ઇરાદો બ તાવી ગયેલો ન હોય તે ટ્રસ્ટનો ત્રિજો પ્રકાર છે. તે અનુમાનથી નિશ્ચિત્ કરવામાં આવે છે. મિલ્કત ખરીદવા માટે જેણે પૈસા આપ્યા હોય તેની તે આખરે મિલ્કત ગણવી એવું હમેશાં અનુ- માન ઇક્વિટિ ગૃહણ કરી લઇ તેને મદદગાર થાય છે. દૃષ્ટાંત તરીકે ધારો કે અમુક મિલ્કત ખરીદવા માટે अ પૈસા ધીરે છે. કાયદા પ્રમાણે આપી દેવાથી તે મિલ્કત બીજા કોઈની ઇક્વિટિ થવા દેતી નથી. તે ब યા ब ને क ને, યાતો अ, ब, ને क ને સંયુક્ત રીતે કે અનુક્રમે એકલાને આપવામાં આવી હોય તો- પણ अ શિવાય બીજો કોઈ તેનો ખરો માલેક ઇક્વિટિની રૂએ થઇ શકતો નથી. તાત્પર્ય એ છે કે જેના ગજવામાંથી નાણું નિક- ળેલું હોય તે તેનો ખરો ધણી થઈ શકે છે.

૨ ઉપરનો મત જંગમ તેમજ સ્થાવર મિલ્કતને પણ લાગુ પડે છે. પારિણામિક ટ્રસ્ટ એટલે પરિણામે શું કરવું વ્યા-

જણી છે તેનો જેમાં નિર્ણય થઈ ઇક્વિટિ પ્રમાણે અમલ થાય છે તે અંગીકૃત થએલ મતની રૂએ બે કે અધિક મનુષ્યો જો સંયુક્ત રીતે કાંઈ પૈસા કાઢી તેમાંના એકના નામથીજ મિલ્કત ખરીદ કરે તો તેવી રીતે ખરીદ કરેલ મિલ્કતના માલેકો તે બધા પોતે ધીરેલ પૈસાના પ્રમાણમાં થાય છે. પ્રથમ ધીરનાર જેટલા છે તેટલાજ પરિણામે સંયુક્ત મિલ્કતના ધણી થાય છે. જે એકલાના નામથી તે ખરીદ કરવામાં આવેલી હોય તે એકલાને ઇક્વિટિ તે બધી મિલ્કત દઇ દેવાનું ન્યાય સર ગણતી નથી. નામ ધારીને તો તે બધાનો એજંટ યાને પ્રતિનિધિ માને છે. તકરાર પડે તો આ વાતની સાબિતી કરવામાં મુખ જુબાનીનો પુરાવો દાખલ થઇ શકે છે. પવિત્ર ન્યાયને પ્રગટ કરવાને અર્થે ઇક્વિટિ આ પ્રમાણે છુટ આપે છે તે એક એની ખુબી છે.

૩ પરંતુ પૈસા કાઢનારે કોઈ એવા સખ્સના નામથી મિલ્કત ખરીદાવી હોય કે જેને પાળવા માટે તે બંધાયેલ હોય તો ત્યાં પારિણામિક ટ્રસ્ટ ગર્ભિત રીતે ઉત્પન્ન થતો નથી. દીકરા, દીકરી કે સ્ત્રીના નામથી કોઇ પુરૂષ એ પ્રમાણે કાંઈ મિલ્કત વેચાથી લે તો તેનો લાભ એ પુરૂષને અંતે મળતો નથી, પણ નામ ધારીને મળે છે. આ નિયમ ઉપર દર્શાવેલા નિયમનો એક અપવાદ છે એમ કહિયે તો ચાલે.

૪ બીજા પ્રકારોના ટ્રસ્ટ કર્યા બાદ મૃત્યુ પત્રિકા કરનાર ગુજરી જાય ને તે બધાનો અમલ કરતાં કાંઇ મિલ્કત શેષ રહેતો તે શેષ મિલ્કત ગર્ભિત ટ્રસ્ટ દાખલ વારસોને કાયદા પ્રમાણે જાય છે.

૫ સરખે હિસ્સે પૈસા કાઢી કાંઇ મિલ્કત બે સખ્સોએ ખરીદ કરી હોય તો તેમાંના એકના મૃત્યુ પછી બાકીનો ગર્ભિત ટ્રસ્ટી દાખલ સઘળી મિલ્કતનો માલેક થાય છે. ઇક્વિટિના બીજા ફરમાન પ્રમાણે આ બાબતમાં કાયદો ઇક્વિટિને અનુગત થાય છે. નહિ તો આવા દેખીતી રીતે નશીબ ઉપર આધાર રાખનાર સંયુક્ત ખરીદીના ધોરણ ઉપર ન્યાયની રીતે ઇક્વિટિ ઈતબાર રાખવા આંચકો ખાય. જ્યાં સરખે હિસ્સે મુડી કાઢી નથી પણ ન્યૂનાધિક કાઢી હોય ત્યાં ઇક્વિટિ વચ્ચે આવી ભાગીદારોની માફક વર્તણુક કરાવે છે. તેથી કરી એક ભાગદારના મરણ પછી બીજો આખી મિલ્કતનો માલેક બનતો નથી, પરંતુ પંતિઆળા તરીકે આખો વ્યવહાર ગણવામાં આવે છે. વેપારના કામમાં સરખી રીતે મુડી કાઢી બધા ભાગદારોએ વેપાર કર્યો હોય ત્યાં સંયુક્ત ખરીદીનું ધોરણ બળવાન્ નથી ગણાતું એ રિવાજ પ્રસિદ્ધ છે.

૬ આ પ્રમાણે ગર્ભિત યાને પારિણામિક ટ્રસ્ટનો વિષય પૂરો થાય છે. હવે માત્ર એક પ્રકારના ટ્રસ્ટનું વિવેચન કરવું બાકી રહે છે તે આવતા પ્રકરણમાં કરવામાં આવશે.

---

## પ્રકરણ ૭ મું.

## અર્થસિદ્ધ યાતો સ્થાપિત થતા ટ્રસ્ટ વિષે.

---

૧ આપણે પ્રથમ અવલોકન કરી ગયા છિએ તે પ્રમાણે અર્થ–સિદ્ધ ટ્રસ્ટ ગર્ભિત ટ્રસ્ટ સાથે નિકટ સંબંધ ધરાવનાર

છે. તે બંનેમાં ઘણો સૂક્ષ્મ અંતર છે તે લક્ષ પૂર્વક ધ્યાનમાં રાખવા જેવો છે.

૨ સ્થાપિત થતા યાતો અર્થસિદ્ધ ટ્રસ્ટને ઈંગ્રેજીમાં (constructive trust) કહે છે. હક્કની સ્થાપના જ્યાં કરવામાં આવે છે તેને સ્થાપિત થતા ટ્રસ્ટ એવી સંજ્ઞા પણ તે કારણસર અમોએ ધારણ કરવી દુરસ્ત ધારી છે. એની ઉત્પત્તિ માટે પ્રત્યક્ષ કે આનુમાનિક ઇરાદા, ઇચ્છા કે ભળામણ કે આજ્ઞાની જરૂર રહેતી નથી. મૂળ મિલ્કત ક્યાં છે તેને ગોતી તેના ઉપર હક્ક નાખવામાં આવે છે. તેના દૃષ્ટાંતો નીચે પ્રમાણે આપીએ છિએ.

૩ પહેલું કોઇ ચિજ ઉપર કોઇ માણુસનો હક્ક યાને બોજો રહેલો હોય છે તે ચિજ જેના કબજામાં છે તે માણુસ તેનો ટ્રસ્ટી છે એમ ઇક્વિટિ ગણે છે. એ હક્ક એ ચિજ ઉપર ગુપ્ત રીતે રહેલો છે તેથી તે ચિજ લેવા કે હરરાજ કરાવવા હક્કદારનો હક્ક નથી પણ જ્યાં ચિજ જાય ત્યાં તે હક્ક તેની પાછળ જઇ સ્થાપિત થાય છે. બીજું કોઇ વસ્તુ વેચનારનો હક્ક વેચેલી વસ્તુની કિમત પૂરી રીતે મળી જાય ત્યાં સુધી તે ચિજ ઉપર ઉપ-સ્થિત થાય છે.

૪ આપણે ઉપર કહી ગયા કે કોઈ વસ્તુ વેચનારનો હક્ક વેચેલી વસ્તુની કિમત પૂરી રીતે મળી જાય ત્યાં સુધી તે ચિજ ઉપર રહે છે. હવે એ તપાસવું જરૂરનું છે કે કોના કોના હાથમાં તે વસ્તુ ગઈ હોય તોપણ આ હક્ક નાબુદ ન થતાં કાયમ રહે છે. પ્રથમ તો તે હક્ક ખરીદ કરનાર ને તેના વારસ ઉપર રહેલો છે, ને તેમની પાસેથી તે ચિજ મફત લેનાર

ઉપર પણ તે પસરે છે. બીજું કિમતી અવેજ બદલ પણ મૂળ ધણીના અમુક પૈસા બાકી દેવા છે એમ જાણતાં છતાં જેણે તે ચિજ ખરીદ કરી હોય તેના ઉપર પણ તે હક્ક જઇ ઠસે છે.

૫ પ્રથમના ખરીદદારે એ ચિજ બીજા ધણીને વેચી હોય કે જેને હક્કની માહેતી નથી ને એવા બીજા ધણીએ કિમતના પૂરે પુરા પૈસા આપી દીધા ન હોય તો બાકીના પૈસા ઉપર અગર તે ચિજ ઉપર મૂળ ધણીનો હક્ક રહે છે. ટ્રસ્ટના પૈસા જ્યાં માલમ પડી આવે ત્યાંથી લઇ લેવાય ને ટ્રસ્ટના કામમાંજ વપરાય એ ઈક્વિટિનો મોટો નિયમ હરગીજ પળવો જોઇએ. માટે આ પ્રમાણે ધોરણ ઈક્વિટિમાં ચાલુ રાખવામાં આવેલ છે.

૬ ખરીદદાર મરણ પામે તો તેની મિલ્કતની વ્યવસ્થા બીજો કરે, તેમજ તે કદાચ કાચી આશામી પડે ને તેનો વહિવટ દીવાળીઆના ટ્રસ્ટીના હસ્તક જાય તોપણ આ હક્ક અખંડ રહે છે. માત્ર હક્કની માહેતીથી એવા કિમતી અ-વેજ બદલ ખરીદ કરનારના ઉપર આ હક્ક પહોંચી શકતો નથી. કારણ ઇક્વિટિ સમરેખ હોય ત્યાં કાયદો પ્રવર્તે છે એ ફરમાન અમલ કરે છે.

૭ તેવીજ રીતે ખરીદદારે પૈસા અગાઊથી આપ્યા હોય તો ખરીદ કરેલી ચિજ ઉપર તેનો હક્ક થાય છે.

૮ કોઈ માણસ અમુક ઈમારતનો કાંઇ હિસ્સે માલેક હોય તે શુદ્ધ બુદ્ધિથી સમારી સુધારી તે ઇમારતને જાથુનો લાભ કરી આપે છે તો તેમ કરવામાં જે પૈસા તે ખર્ચે તે માટે તેને તે ઇમારત ઉપર હક્ક થાય છે.

૯ સાધારણ રીતે ખરા ધણીની મંજુરી વગર ભુલથી કોઈ તેની મિલ્કત ઉપર એ પ્રમાણે ખર્ચ કરે તો તેને ઇકિવટિ મદદ કરતી નથી; તોપણ જો ખરા ધણીને ઇલાજ લેવા પ્રથમ ઇકિવટિની કોર્ટમા જવું પડે તો જરૂરના સુધારા માટે જાથુને લાભ થાય એવું ખર્ચ કર્યું હોય તે મજરે આપવું પડે. કારણ પાંચમાં ફરમાન પ્રમાણે જે ઇકિવટિ માગે તેણે ઇકિવટિ પ્રમાણે ચાલવું જોઇએ.

૧૦ સ્થાવર મિલ્કત ગિરો રાખનાર મરણ પામે તો તેના વારસો માટે વ્યવસ્થા કરનારના હાથમાં તે મિલ્કત ટ્રસ્ટી દાખલ આવે છે. તે તેની વ્યવસ્થા યથાર્થ કરવાને બંધાય છે, નહિતો જવાબદાર રહે છે.

આ પ્રમાણે સ્થાપિત થતા ટ્રસ્ટોનો વિષય સમાપ્ત થાય છે.

---

## પ્રકરણ ૮ મું.

### ટ્રસ્ટી તથા બીજા એવા ભરોંસાદાર સખ્સો વિષે.

---

૧ ટ્રસ્ટી કેવા પુરૂષો થઇ શકે ને તેની શું શું ફરજો છે એ બાબત હવે આપણે કાંઈક કહેવું જોઇએ. ટ્રસ્ટી પ્રથમ તો કાયદાની ને કુદરતી રીતે લાયક માણસ જોઇએ ને દેશની હકુમતની અંદર રહેનારો હોય તો વધારે સારૂં.

૨ ટ્રસ્ટી માટે ઇકિવટિને કોઈ દિવસ વાંધો નડતોજ નથી. ટ્રસ્ટ કર્ત્તાએ ટ્રસ્ટી નિમવાનું કામ ન કરેલ હોય અગર નિમ્યો હોય ને ટ્રસ્ટી મરણ પામ્યો હોય તો જ્યાં મિલ્કત ત્યાં ટ્રસ્ટ જઈ સ્થાપિત થાય છે. એટલે ટ્રસ્ટીની ખોટ કોઈ વખત પડતી નથી.

માત્ર કિંમતી અવેજ ને બીજાના હકકની જાણ વગર લેનાર પુ-રૂષજ ટ્રસ્ટી નથી ગણાતો, પણ માલેક ગણાય છે. બીજા બધા જેના હાથમાં મિલ્કત જાય તે ટ્રસ્ટીનાં સ્વરૂપ ઇક્વિટિની દૃષ્ટિએ ધારણ કરે છે.

૩ ટ્રસ્ટીની સત્તા તપાસિએ તો તે માત્ર એક યંત્ર માફક નિયમસર કામ કરનારો પુરૂષ છે. ઇક્વિટિએ જે પ્રબંધ તેની વર્તણુક માટે બાંધેલ છે તેનું જો તે અતિ-ક્રમણ કરે તો તમામ જોખમ તેના શિર ઉપર રહે છે. એટલે એક રીતે જોતાં ટ્રસ્ટી જેને અર્થે ટ્રસ્ટ થએલ છે તેનો એક નોકર જેવો છે; પણ જો કોઈ સખ્સને પૂર્ણ રીતે ટ્રસ્ટનો લાભ આપવાનો ન હોય ને તેમાં બીજા જે હવે પછી જન્મ પામવાના છે તેનો લાભ રહેલો હોય તો તેવા ટ્રસ્ટમાં ટ્રસ્ટી સકળ કાર્ય કરવા સત્તાધારી છે એમ સમ-જવાનું છે. એ પ્રમાણે હકીકત હોય ત્યારે તેને નોકરની માફક ગણવો એ ઉચિત નથી.

૪ ટ્રસ્ટી તેને ફરમાન થએલ કોઇ કાર્ય ન કરે તો જેનું હિત રહેલ હોય તે તેના ઉપર ફરિયાદ માંડી શકે છે. તેમજ બીજી રીતે કાંઈ મિલ્કત ખરચી નાખવાને તેનો ઇરાદો થાય તો તેના પ્રતિબંધ માટે કોર્ટથી મનાઈ હુકમ મેળવી શકાય છે.

૫ ટ્રસ્ટીએ એક વખત જો કામ માથે લીધું તો તે તેનાથી છોડી શકાતું નથી. તેમ કરવાને કોર્ટની પરવાનગી મેળવવી જોઈએ, અથવા ટ્રસ્ટના લેખમાં ખાસ ફરમાન જોઇએ અથવા મિલ્કતમાં જેનું હિત હોય તે પક્ષકારોની મંજુરી જોઈએ. આ ત્રણ રસ્તા શિવાય ટ્રસ્ટીને છુટવાનો બીજો રસ્તો નથી. પરંતુ ટ્રસ્ટીની મરજી થઈ એટલેજ કોર્ટ તેને મુક્ત કરી શક્તી નથી. તેમ જેના લાભ અર્થે ટ્રસ્ટ થ-

એલો હોય તે બધા કવચિત્‌જ મંજુરી આપવા એકી વખતે લાયક ઉમરના હોય છે.

૬ ટ્રસ્ટીના સંબંધમાં આ બિના ખાસ રીતે ખ્યાલમાં રાખવાની છે કે ટ્રસ્ટીનું કામ ઇમાનદારીને લીધે તેને સોંપવામાં આવે છે, તેથી તેની બીજાને સોંપરત થઇ શકની નથી. જેને અમુક કાર્ય સ્વાધીન કરેલ છે તે બીજાને સ્વાધીન થઈ શકતું નથી એ પ્રસિદ્ધ નિયમ ટ્રસ્ટીની બાબતમાં દૃઢ રીતે લાગુ છે. તેથી ટ્રસ્ટી તેને સોંપાએલ કામ બીજાના હાથથી લઇ શકતો નથી. કદાચ તે એમ કરે તો પૂર્ણ જોખમ અને જુમ્મેદારી તેનેજ શીર રહે છે. જરૂરયાતની બાબતમાં એટલે એવા કામ કે જે પોતાના હોય તો ટ્રસ્ટી બીજાને સોંપે છે, તેવાં કામમાં તે બીજાના હાથથી ટ્રસ્ટનું કામ લઇ શકે છે.

૭ ટ્રસ્ટની મિલ્કતની યોગ્ય શંભાળ લેવાનું ટ્રસ્ટીનું કામ છે. તેમ કરવા જેટલી કાળજી ને સાવધાનપણું પોતાના કામમાં સામાન્ય બુદ્ધિનો માણસ વાપરે તેટલાં તે વાપરવા બંધાએલો છે. તે પ્રમાણે ટ્રસ્ટી વર્ત્તે ત્યાં સુધી કોઇ પણ અકસ્માત્‌ માટે તે જવાબદાર થઇ શકતો નથી.

૮ પોતાની ફરજના કામમાં ટ્રસ્ટીએ ઘણું સાવધાન ને ચોકશ રેહેવાનું છે. ટ્રસ્ટ કર્ત્તા મરી જાય કે યોગ્ય મુદતમાં તેની ઉઘરાણી વસુલ લઇ લેવી જોઈએ, તેને યોગ્ય ઠેકાણે, યોગ્ય વ્યાજને દરે, સંભાળથી રાખવી જોઇએ. એમાં કસુર થાય તો જવાબદારી તેને માથે રહે છે. જે કામમાં તેને પોતાનું ડહાપણ ખરચી ચાલવાનું છે તેમાં પોતાના ઘર કામમાં જેટલી સંભાળ સાધારણ રીતે માણસ વાપરે છે તેટલી તેણે અલબતે વાપરવી

જોઇએ. કઇ બેંકમાં ટ્રસ્ટનાં નાણું રાખવાં સલામત છે, ક્યારે તે ઉપાડી લેવા જોઈએ ને ક્યારે તેનો હિશાબ કરી લેવો જોઇએ વગેરે બાબતો જેનો આધાર તેના ડહાપણ ઉપર રહેલો છે તેમાં સામાન્ય બુદ્ધિ તેણે વાપરવાની છે.

૯ ટ્રસ્ટી સોંપરતમાંથી લાભ લઈ શકે નહિ એ એક ઈક્વિટિનો ચાલતો નિયમ છે. તેની અનુસાર ટ્રસ્ટી, મૃત્યુપત્ર ચલાવનાર વગેરે જે જે સખ્સોને ભરોંસાને લીધે સોંપરત થાય છે તેને કાંઇ મેહેનતાણું કે બદલો મળતો નથી. આ નિયમ એટલો સખ્ત રીતે પાળવામાં આવે છે કે જો કદાચ કોઇ ટ્રસ્ટકર્ત્તા વેપાર કરવા માટે આજ્ઞા કરી ગયો હોય ને ટ્રસ્ટી તે પ્રમાણે વેપાર કરવામાં પોતાનો વખત ખરચે તોપણ તે કાંઇ પણ મેહેનતાણું લેવાને શક્તિમાન્ થઇ શકતો નથી. કોઇ વકીલને ટ્રસ્ટી નિમ્યો હોય તો વકીલ દાખલ જેટલું તે કામ કરે તેટલા માટેજ મેહેનતાણું લઇ શકે છે.

૧૦ ટ્રસ્ટીએ ટ્રસ્ટની મિલ્કતમાંથી કાંઈપણ લાભ ન કાઢવો જોઈએ તેમ તે મિલ્કત તેણે પોતે કોઈ રીતે વાપરવી ન જોઈએ કે પોતાની મિલ્કત સાથે મેળવી દેવી ન જોઈએ, તેમ ભાડે કે વેચાણ પણ તેનાથી રખાય નહિ.

૧૧ આ પ્રકરણને મથાળે આપણે ટ્રસ્ટી ને એવા બીજા ભરોંસાદાર સખ્સો એમ લખેલું છે. હવે બીજા ભરોંસાદાર સખ્સોમાં કોનો કોનો સમાવેશ થાય છે તે જણાવવું જોઇએ. એજંટ યાને પ્રતિનિધિ, વાલી, હિસ્સેદાર, કંપનીના ડિરેક્ટરો યાને ચલાવનારા, એ બધા ભરોંસાદાર સખ્સો હોઇને ઉપરના ઘણાં ખરા નિયમો એમને લાગુ થાય છે.

૧૨ તોપણ ટ્રસ્ટી તથા એવા બીજા ભરોંસાદાર સખ્સો અમુક પ્રસંગે ટ્રસ્ટની મિલ્કત વેંચાણ લઇ શકે છે. બીજા કોઈ કરતાં વધારે કિમત ટ્રસ્ટી આપે ત્યારે, જેને અર્થે ટ્રસ્ટ થએલ હોય તે ખુલ્લી બજારમાં મિલ્કત વેચે ને કિમત ટ્રસ્ટી તેજ પ્રમાણે જાહેર રીતે આપે ત્યારે, અને જ્યારે જાહેર હરરાજીમાં કોર્ટની પરવાનગી મેળવી ટ્રસ્ટી ખરીદ કરે, એ ત્રણ રીતે માત્ર ટ્રસ્ટી ટ્રસ્ટની મિલ્કતનું વાજબી રીતે વેચાણ લઇ શકે છે.

૧૩ અર્થસિદ્ધ ટ્રસ્ટોની બાબતમાં ટ્રસ્ટીના ઉપર એટલે ઘણે દરજ્જે જવાબદારી રેહેતી નથી તેથી તેને ઉપરના સઘળા પ્રતિબંધ લાગુ થતા નથી. અર્થસિદ્ધ ટ્રસ્ટની ઉત્પત્તિ ખાસ રીતે થએલ ટ્રસ્ટની મિસલની બિલકુલ નથી હોતી. એ ટ્રસ્ટ અર્ધ કરાર જેવા હોવાથી ઈક્વિટિના સઘળા પ્રતિબંધો બીજા પ્રકારોન ટ્રસ્ટની માફક તેને લાગુ થઇ શકતા નથી. અર્થસિદ્ધ ટ્રસ્ટમાં ટ્રસ્ટીને મુદતનો લાભ મળે છે, બીજા ટ્રસ્ટમાં એમ બનતું નથી.

૧૪ ખરૂં જોઇએ તો અર્થસિદ્ધ ટ્રસ્ટને ટ્રસ્ટના વર્ગમાં મુ-કવો એજ અયોગ્ય છે. એવા ટ્રસ્ટનો ટ્રસ્ટી માત્ર અલંકાર યુક્ત ભાષાથીજ ટ્રસ્ટી કહેવાય છે. કાયદા સંબંધી બાબતોમાં અલંકાર એ ભુલમાં નાંખે એવી ચિજ છે. સારાંશ] એટલોજ ગ્રહણ કરવાનો છે કે અર્થસિદ્ધ ટ્રસ્ટને બીજા ટ્રસ્ટોના સર્વે નિ-યમો લાગુ કરવાથી ભુલ થવાનો સંભવ રહે છે, માટે સાવચે-તીથી જ્યાં ખરેખર લાગુ થઇ શકે ત્યાંજ લાગુ કરવા જોઇએ.

૧૫ આપણ ઉપર કહી ગયા છિએ તે પ્રમાણે અર્થસિદ્ધ ટ્રસ્ટમાં ટ્રસ્ટીને પોતાની મેહેનત, કાળક્ષેપ, ચતુરાઈ વગેરે બદલ

મેહેનતાણું લેવાનો હક્ક થાય છે પરંતુ ટ્રસ્ટની મિલ્કતનો પૂર્ણ રીતે ખરો હિસાબ રાખવો એ એની એક અવશ્યની ફરજ છે.

૧૬ સહટ્રસ્ટીનાં કૃત્ય કે કસુર માટે બીજો ટ્રસ્ટી જવાબદાર રહે છે કે કેમ તે વિષય ઉપર હવે આપણે આવીએ છિયે. ઘણામાંનો એક ટ્રસ્ટી ટ્રસ્ટની મિલ્કતનું ભાડું લે ને પાવતી આપે તો બીજા સહટ્રસ્ટીઓ જવાબદાર રેહેતો નથી, પણ જો કાંઈ કપટ કે દગાના કસુરવાન હોય તોજ તેઓ જવાબદાર ગણાય છે. એક ટ્રસ્ટી પૈસા વસૂલ લે ને બીજા તેની પાવતીમાં સહી કરવામાં સામિલ થાય ને સહી કરે તો તેટલાજ કારણસર તેઓ એ પૈસાના જવાબદાર કે જોખમદાર ગણાતા નથી. પણ જો તે પ્રમાણે વસૂલ લઇ રાખેલા પૈસા એકજ ટ્રસ્ટી પાસે અયોગ્ય રીતે લાંબી મુદત સુધી રહેવા આપે તો અલબતે ઉપર પ્રમાણે સહી માત્ર કરનારા ટ્રસ્ટીઓ જવાબદારીના ફાંસામાં આવી પડે છે.

૧૭ એક ટ્રસ્ટી પૈસા વસૂલ કરી પોતાની પાસે રાખે નહિ ને બીજાને સોંપે, પરંતુ તે પૈસા ઘટિત સાચવણથી સારી રીતે ને સહીસલામત રીતે રાખવામાં આવ્યા છે કે નહિ તેનો તપાસ રાખવામાં કસુર કરે, સહટ્રસ્ટી પૈસા વસૂલ લે તેની યોગ્ય વ્યવસ્થા થઇ છે કે નહિ તેને માટે કાળજી ન રાખે ને તેના જાણવામાં કે સાંભળવામાં આવે કે સહટ્રસ્ટી ટ્રસ્ટની મિલ્કત ઉચાપત કરી ગયો છે કે ઊંચાપત કરી જવા ધારણા રાખે છે છતાં કાંઈ યોગ્ય ઇલાજ ન લે તો તમામ રીતે ઉપરના કૃત્યો ને કસુરો માટે બીજા ટ્રસ્ટી જવાબદાર થાય છે.

૧૮ પરંતુ ઉપરનું ધોરણ સહમૃત્યુપત્રચલાવનારને લાગુ નથી. દરેક મૃત્યુપત્રિકા ચલાવનાર પોતાના કૃત્યને કસૂરમાટે જવા-

બદાર રહે છે. ટ્રસ્ટીને મૃત્યુપત્રિકા ચલાવનારની સત્તાના ધોરણુ ભિન્ન ભિન્ન છે. જેથી આ તફાવત આવવાનું કારણુ છે. દરેક મૃત્યુપત્રિકા ચલાવનારને તેના સોબતીથી પૂર્ણ ને સ્વતંત્ર સત્તા કાયદાથી મળેલી છે. માટે જો એક સાથે બીજો મૃત્યુપત્રિકા ચલાવનાર પાવતી આપવામાં સામિલ થાય તો તે એક વગર જરૂરનું કૃત્ય કરે છે, એટલુંજ નહિ પણુ નાણુંનો યોગ્ય ઉપયોગ્ય કર્યા માટે જોખમદાર રહે છે. કદાચ નાણું પંડે નથી લીધા, ને માત્ર પાવતીમાં સહી કરી આપી છે એમ કોઇ દલિલ કરવા માગે તો તે બિના પુરવાર કરવાનો બોજો તેના શિર ઉપર રહે છે.

૧૯ ટ્રસ્ટીના બે મુખ્ય ધર્મ એ છે કે ટ્રસ્ટકર્ત્તાની આજ્ઞાઓ પ્રમાણે અમલ કરી તેને પરિપૂર્ણ કરવી ને ટ્રસ્ટની મિલ્કતને નિર્ભય સ્થિતિમાં મુકવી, મિલ્કતનો કબજો કરવો, ઊઘરાણી વસૂલ લઇ લેવી ને તે બધામાંથી ઉત્પન્ન થએલ નાણુંને ફાયદો થાય તેવી રીતે, ને વ્યાજ પેદા કરે એવી સહી સલામત હાલતમાં મુકવાં. તેમાં કસુર થાય તો વ્યાજ બદલ ટ્રસ્ટીએ નુકશાની આપવી પડે છે.

૨૦ ટ્રસ્ટને માટે નિર્ણિત થએલ મિલ્કત ગમે તેના હસ્તગત થઇ હોય તો-પણુ તેને પાછી લઈ શકાય છે. ટ્રસ્ટની એ મિલ્કત છે એમ જેને જાણુ નથી ને કિમતી અવેજ બદલ તે લે તોજ માત્ર તેની પાસેથી તે પાછી લઈ શકાતી નથી.

૨૧ ટ્રસ્ટીના હવાલાનો હિસાબ કોઇ તપાસે નહિ તો તે તપાસાવાને તે ફરજ પડાવી શકે છે. લટકતી જવાબદારીમાં તેને જાયુને માટે રાખી શકાતો નથી. કારણુ કે તે મેહેનતાણુા વગર

કામ કરે છે. તે અગત્યની બિના આપણે ધ્યાનમાં રાખવી જોઈએ. ટ્રસ્ટી પાસેનો હિસાબ એક વખત તપાસ્યા બાદ બંધ થયો તો પછી તેનું ફરી ઉધ્ઘાટન થઈ શકતું નથી. જ્યારે કાંઈ ભુલ ચૂક નિકળવાનો સબબ સાબિત થવા જેવું કારણ મળે ત્યારેજ તેવા હિસાબને ફરી ખોલવા માટે પરવાનગી આપવામાં આવે છે.

---

## પ્રકરણ ૯ મું.

## મૃત્યુદાન વિષે.

૧ મરણકાળ નજીક આવતાં તે બનાવ બનશે એવી ધારણાથી અંતકાળની માંદગીને સમય દાન કર્યું હોય તે મૃત્યુ-દાન કહેવાય છે. જો ખરેખર મરણ ત્યાર બાદ નિપજે તોજ તે દાન અમલમાં આવે છે, નહિ તો નિષ્ફળ જાય છે એવો એના વાક્દાન વખત સ્પષ્ટ યા તો ગર્ભિત કરાર સમજવાનો રહે છે. દાનકર્ત્તા જો સાજો થાય અગર બક્ષીસ માટે આ-પવા કહેલી ચિજ કબજે કરે તો મૃત્યુદાન રદ્દ જાય છે.

૨ મૃત્યુદાનની ઉપર લખેલી અંગભૂત સરતો ઉપરાંત એક વધારે સરતની જરૂર રહે છે. કબજો સોંપવો એ એ પ્રકારના દાનમાં અવશ્યની બાબત છે. જો કે ઇરાદો લખીતવાર બ-તાવવામાં આવેલો હોય તોપણ કબજો સોંપવામાં ન આવ્યો હોય તો દાનકર્ત્તાની સહી છતાં મૃત્યુદાન તરીકે એ સઘળું કૃત્ય ફોગટ છે. એવું કૃત્ય વારસો આપ્યાની મિસલનું ગણાય, ને કરેલ દસ્તાવેજ મૃત્યુપત્રિકાના સ્વરૂપમાં જાય. તેથી તેમાં બે સખ્સોની સાક્ષીઓ ન હોય તો મૃત્યુપત્રિકા તરીકે પણ કા.

યદા પ્રમાણે તેનો અમલ થઇ શકતો નથી. તેથી કરી કદાચ જો તેને ટ્રસ્ટ દાખલ ગણીએ તોપણ સામાન્ય રીતે તેમ કરવામાં અડચણ આવવાનો સંભવ રહે છે. કારણ જે દસ્તાવેજ કર્યાનો મૂળ ઇરાદો હોય તે મિથ્યા જાય તો તેજ દસ્તાવેજને બીજા સ્વરૂપમાં નાંખવા માગે તો કોર્ટ મફત લેનારના લાભમાં તેમ કરવા આપે નહિ. તેમજ જો મુખ વચનથી બક્ષીસ કરી હોય ને ચિજની સોંપરત ન કરી હોય તો મૃત્યુદાન તરીકે તે કૃત્ય માન્ય રહી શકતું નથી, એટલુંજ નહિ પરંતુ જીવિત્દાન કે મૃત્યુપત્રિકાના સ્વરૂપમાં પણ તે સમાવિષ્ટ થવામાં અડચણ આવે છે.

૩ આપણ ઉપર દર્શાવી ગયા છિએ કે સોંપરત કર્યા વગર મૃત્યુદાન નકામું છે. માટે આહીં વિસ્તારથી વિવેચન કરવું ઘટે છે કે સોંપરત રીતસર ક્યારે ક્યારે થઈ કેહેવાય.

૪ પ્રથમતો દાન લેનારને કબજો આપ્યો એટલે સર્વે રીતે બસ ગણાય છે. તેના એજંટ યા પ્રતિનિધિને સોંપરત થઇ હોય તોપણ ચાલે. ત્રિજા સખ્સ પાસે મિલ્કત હોય તે દાનકર્તાની આજ્ઞાથી અપાય તો રીતસર સોંપરત થઇ કેહેવાય છે. દાન કર્તાના પ્રતિનિધિને જે સોંપરત થઈ હોય તે કાયદેસર છે એમ પ્રમાણ થઇ શકતું નથી, દાન લેનારના પ્રતિનિધિનેજ થાય ત્યારે સાચી મનાય છે. ખરેખરી મિલ્કતની ખરેખરી સોંપરત ન થાય ને ચિન્હિક સોંપરત થાય તો કોઇ પ્રકારનો પ્રત્યવાય નથી. જેમ કે વખારમાંની મિલ્કત સોંપવી હોય તો વખારને દીધેલ તાળાની ચાવી આપી દેવામાં આવે તો મિલ્કતની સોંપરત થઈ ચૂકી એમ કહેવાય છે. ઘર આપી દેવું હોય તેનો લેખ કે છાપાં આપી દે તો બસ ગણાય છે.

૫ દાનકર્ત્તાએ કબજો આપી દેવો જોઈએ એટલુંજ બસ નથી પરંતુ આપી દીધેલ ચિજ ઉપરનું સ્વામિત્વ સર્વ પ્રકારે તેણે દાન લેનારને સ્વાધીન કરવું જોઈએ ને સ્વામીત્વપણાના હક્કની બ-જાવણીથી તેણે તદન અલગ રેહેવું જોઈએ. જેમ કે બ આખરી માંદગીમાં હોય ને પોતાના કિમતી કપડાંની પેટી અને ત્યાં મો-કલીને સાથે વધારે કાંઈ કહેવરાવે નહિ. પછી પેટીમાંથી અ-મુક કપડાં મંગાવે તો અના કૃત્યનો અર્થ મૃત્યુદાન તરીકેનો થઇ શકે નહિ. કારણ સંભાળ માટે પેટી અ એ સોંપી હોય એમ માનવા માટે આવા કામમાં ઘણે દરજ્જે સંભવ રહે છે.

૬ કોઈ મૃત્યુદાનકર્તા શાહુકાર ઉપર ચિઠ્ઠી લખી આપે તો તે ચિઠ્ઠી તેની હૈયાતીમાં વટાવી લેવી જોઇએ. તેના મૃત્યુ પછી દાન તરીકે તે ચિઠઠી ચાલતી નથી. ખતપત્રનું મૃત્યુદાન થઇ શકે છે. સ્થાવર મિલ્કતના ગિરો દસ્તાવેજ સોંપ્યા હોય તો તેથી મૃત્યુદાન થાય તે પણ સાચું ગણાય છે. હુકમ અનુસાર "નાણાં આપવાં" એટલુંજ લખ્યું હોય તો પ્રોમિસરી નોટ મૃત્યુ દાન તરીકે અપાઇ ગઇ એમ સમજાય છે.

૭ જીવતાં બક્ષીસ અપાય છે અને વારસો અપાય છે તે બં-નેની સાથે મૃત્યુદાન કેટલીક રીતે સમાનતા ધરાવે છે. જી-વતાં કરેલ બક્ષીસ સાથે મૃત્યુદાન મળતું આવે ને વારસાથી જૂદું પડે તે આ બાબતો છે. પ્રથમ તો મૃત્યુદાનકર્ત્તાની હયાતી-થીજ સોંપરત થઈ એટલે મર્યાદાપૂર્વક અમલમાં આવે છે ને તેટલા માટે વશિયતનામા માફક તેને સિદ્ધ કરવા જરૂર રેતી નથી. બીજું દાનલેનારના હક્કની પૂર્ણતા કરવા માટે મૃત્યુપત્ર ચલાવનાર કે વહિવટ કરનારની સંમતિની કે એવા બીજા કૃત્યની

તેમાં જરૂર રહેતી નથી. મૃત્યુદાન જે બાબતોમાં વારસા સાથે મળતું આવે છે ને જીવતાં કરેલ બક્ષીસથી જૂદું પડે છે તે આ છે. મૃત્યુદાનકર્ત્તા પોતાની હયાતીમાં મૃત્યુદાન પાછું ખેંચી લઈ શકે છે, ને કાયદા પ્રમાણે તે પોતાની સ્રીને પણ આપી શકાય છે. દાનકર્તાનુ કરજ અદા કરવાને તે પાત્ર રહે છે ને વારસાને સ્ટાંપ વગેરેની બાબત લાગુ થાય છે તે પણ તેને થાય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

## વારસા વિષે.

૧ વારસા શબ્દને આ ગ્રંથમાં હિંદુ શાસ્ત્રમાં જેને વારસો યાતો બીજી કોમના કાયદા પ્રમાણે સામાન્ય રીતે જેને વારસો કેહવામાં આવે છે તે અર્થમાં વાપરેલો નથી, પરંતુ વશિયતનામાથી જે મિલ્કતની વ્યવસ્થા કરવામાં આવે છે તેને વારસો એવી અમોએ સંજ્ઞા આપી છે. માટે વાંચક જનોએ તે વાત ધ્યાનમાં રાખવાની છે.

૨ મૃત્યુપત્ર ચલાવનારાએ સંમતિ ન આપી હોય તો વારસો મેળવવા માટે સામાન્ય કાયદાની રૂએ ફરિયાદ ચાલી શકતી નથી, પણ વારસામાં આપેલી નિશ્ચિત મિલ્કત લેવા મૃત્યુપત્ર ચલાવનારાની સંમતિ મળ્યા બાદ કાયદાની રૂએ તેની ફરિયાદ ચાલી શકે છે.

૩ વારસાના ત્રણ વિભાગ છે, (૧) સામાન્ય, (૨) નિશ્ચિત અને (૩) સૂચક.

૪ સામાન્ય વારસો એ કે જેમાં અમુક ચિજ વારસને આ-પવાનું બતાવેલ ન હોય, જેમકે મરનાર લખી જાય કે અને એક હીરાની વિંટી આપું છું, અથવા એક ઘોડો આપુ છું. આમાં કઈ વિંટી ને કયો ઘોડો એ નિશ્ચય થતું નથી તેથી તે સામાન્ય વારસો કહેવાય છે. કોઇ ચોકસ ચીજ આપવા માટે મરનાર લખી જાય ત્યારે તે નિશ્ચિત વારસો કહેવાય છે. દૃષ્ટાંત કે મૃત્યુપત્ર કરનાર એમ લખી જાય કે મારી હિરાની વિંટી છે તે યાને મારો કાળો ઘોડો છે તે મને આપું છું. આ વારસો નિશ્ચિત પ્રકારનો કહેવાય છે. કારણ કઇ કંઈ વસ્તુ વારસામાં આપી છે તે નક્કી બતાવ્યું છે. ત્રિજો પ્રકાર સૂચક વારસાનો છે. જ્યારે મરનાર અમુક ભંડોળ બતાવી કે સૂચવી આપે કે ફલાણા ભંડોળમાંથી આટલી રકમ અમુક માણસને આપું છું ત્યારે તે સૂચક વારસો કેહેવાય છે. મારા એક લાખ રૂપૈ આ મુંબઈ બેંકમાં અગર અમુક શાહુકારને ત્યાં છે તેમાંથી રૂપૈ આ દસ હજાર અને આપું છું એમ જ્યારે મૃત્યુપત્રિકામાં કોઈ લખી જાય, ત્યારે તે સૂચક વારસો આપ્યો એમ ગણાય છે.

૫ હવે ઉપરના ત્રણ પ્રકારના વારસામાં અધિક ભેદ અમલ કરતી વખત શું શું પાળવામાં આવે છે તે બતાવવું જોઇએ. મરનારનું કરજ અદા કર્યા પછી જો બધા પ્રકારના વારસા આપી દેવા મિલ્કત પૂરી પડે તેમ ન હોય તો સામાન્ય વાર-સામાં કમી કરવામાં આવે છે, પરંતુ એવું કમીપણું નિશ્ચિત વારસામાં થઇ શકતું નથી. એથી ઉલટી રીતે જો નિશ્ચિત વારસાની મિલ્કતની વ્યવસ્થા મરનાર પોતાની હૈયાતીમાં કરી નાંખે તો સામાન્ય વારસામાંથી તેને કાંઈ પણ

મળી શકતું નથી, તેનું કારણ દેખીતી રીતે સ્પષ્ટજ છે. જે અમુક ચીજ તેને આપેલી હતી તે રહેતી નથી. તેનો માલેક પોતાની જિંદગીમાંજ તેની વ્યવસ્થા કરી નાખે છે એટલે તેટલે દરજ્જે વશિયતનામું રદ જાય છે. સૂચક વારસાની બાબતમાં જ્યાં સુધી સૂચવેલ ફંડ ખુટી નથી જતું ત્યાં સુધી તેમાં કમીપણું થતું નથી એટલો તેનામાં નિશ્ચિત વારસાનો અંશ રહેલો છે એમ કેહેવાય. સૂચક વારસામાં સામાન્ય વારસાનો અંશપણ રહેલો છે. તેને લીધે તે આપવા માટે બતાવેલ મિલ્કત બીજાને આપી દેવાથી અગર બંધ થવાથી તે રદ જતી નથી કારણ તે મિલ્કતને પ્રથમ દરજ્જે તેવા વારસામાં વાપરવાને માટે સૂચના થઇ હોય છે તેથી જે ભંડોળનો તે ભાગ હોય તે ભંડોળ ઉપર સૂચના જઈ સ્વાભાવિક રીતે લાગુ થાય છે.

---

## પ્રકરણ ૧૧ મું.

## રૂપાંતર વિષે.

૧ જે કર્તવ્ય છે તે કરેલું છે એ મતલબની દશમી પરિભાષા છે. મથાળે લખેલો વિષય એના ઉદાહરણરૂપ છે. રૂપાંતરની વ્યાખ્યા ઈક્વિટિમાં નીચે પ્રમાણે કરેલી છે,

૨ જમીન ખરીદ કરવામાં વાપરવાનું નાણું એ જમીન રૂપ છે, ને જે જમીન વેચી નાણું કરવાનું હોય તે નાણાં રૂપ છે એમ ન્યાયની દૃષ્ટિમાં આગળથીજ સમજી રાખવામાં આવે છે. એ

સિદ્ધાંતને ઇક્વિટિએ રૂપાંતર એવું અભિધાન આપ્યું છે. આ કલ્પિત ધોરણનો અમલ મૃત્યુપત્ર, લગ્નપ્રબંધ વગેરે બાબતોમાં થાય છે.

૩ રૂપાંતર માટે પ્રથમ તો તેના કર્ત્તાની ઇચ્છા આજ્ઞાની રીતની હોવી જોઇએ. જો ઇચ્છાની રીતની આજ્ઞા હોય તો રૂપાંતર થવામાં પ્રત્યવાય સમજવો.

૪. મૃત્યુપત્રને આધારે મૃત્યુપત્ર કરનારના મૃત્યુથી રૂપાંતરની ઉત્પત્તિ થાય છે. લગ્નપ્રબંધ તથા જીવિતદાનમાં દસ્તાવેજના અમલ સાથ તેની ઉત્પત્તિ થાય છે.

૫ રૂપાંતરને લીધે સ્થાવર મિલ્કત જંગમ મિલ્કતનું સ્વરૂપ ધારણ કરે છે ને જંગમ મિલ્કત સ્થાવરનું સ્વરૂપ ગ્રહણ કરે છે. એટલે સ્થાવર મિલ્કત જંગમ મિલ્કતના વારસને જાય છે ને જંગમ સ્થાવરના વારસને પહોંચે છે.

૬ જે દસ્તાવેજથી રૂપાંતર ઉત્પન્ન થતું હોય તે અમલમાં લાવવાનો વખત આવે તે પેહેલાં જો રૂપાંતરનો હેતુ પાર ન પડે એવી રીતે સ્થિતિમાં ફેરફાર થઇ જાય તો દસ્તાવેજનો પ્રકાર વિચારમાં લઇ અમલ કરવો જોઈએ. આ બાબત પર વધારે અજવાળું લાવવા માટે એક્રોઈ વિ. સ્મિથસનનો પ્રખ્યાત કેસ લાગુ કરવો જોઇએ. મરનારે જે સખ્સોને પોતાની મૃત્યુપત્રિકાથી લાભ આપવાનું ઠરાવેલું તેમાંના કેટલાક તેના મરણ પેહેલાંજ ગુજરી ગયા. આ બનાવ બનવાથી રૂપાંતરનું ધોરણ લાગુ કરી શકાણું નહિ. કારણ જેને માટે તે થવું જોઈએ તેની હૈયાતી બંધ થતા તેનો અમલ પણ સ્વાભાવિક રીતે બંધ થયો, એટલે જમીન સ્થાવર મિલ્કતના વારસને ગઇ ને પૈસા જંગ-

મના વારસને ગયા. મતલબ રૂપાંતરનો હેતુ નિષ્ફળ જવાથી રૂપાંતર થતું બંધ થયું.

---

## પ્રકરણ ૧૨ મું.

### સ્વરૂપસ્થાપના વિષે.

૧ પ્રથમનું રૂપાંતર જે કલ્પિત રીતે કરવામાં આવે છે તેને રદ્દ કરી મૂળના સ્વરૂપમાં મિલ્કતનું પુનઃ કલ્પિત સ્થાપિત થવું તે ક્રિયાને સ્વરૂપસ્થાપના કેહેવામાં આવે છે. જેમ કે મૃત્યુપત્રને આધારે ટ્રસ્ટ અથવા જુમ્મા ઉપર સ્થાવર મિલ્કત અને માટે આપવામાં આવી હોય ને તેને વેચી તેની કિમત તેને માટે રાખવી એવું વશિયતમાં ઠરાવ્યું હોય તો તે સ્થાવર મિલ્કત વેચાણી હોય યા નહિ તોપણ મૃત્યુપત્રનાકર્ત્તાના મૃત્યુકાળથી તેની આજ્ઞાનુસાર અ જંગમ મિલ્કત તરીકે સ્વતંત્ર હક્કદાર થાય છે. તોપણ તે મિલ્કતનો સ્વીકાર કયા સ્વરૂપમાં કરવો તે પસંદગી કરવાની અને સત્તા રહેલી છે. ટ્રસ્ટી અથવા જુમ્મેદાર પાસે જઈ કહેવાને અને હક્ક છે કે મને સ્થાવર મિલ્કતમી કિમત કરતાં તેના અસલ સ્વરૂપમાં તે લેવાની વધારે મરજી છે, તેની ઇચ્છા અનુસાર તે મિલ્કત અને જશે.

૨ આની પેહેલાંના પ્રકરણમાં ચર્ચેલ રૂપાંતરની બાબત સમજનારાઓને આ વિષે મુશ્કેલી નહિ આવે એમ ધારી લંબાણુ નહિ કરતાં આ વિષયને સંક્ષેપમાં લખ્યો છે.

---

## પ્રકરણ ૧૩ મું.

## પસંદગી વિષે.

૧ એવો દસ્તાવેજ થયો હોય કે જેનો ચોખ્ખો અર્થ માત્ર એક હક્ક આપવાનો હોય પરંતુ બે હક્કમાંથી એક પસંદ કરવાનો કોઇ સખ્સને હક્ક હોય એમ હકીકતનો સંયોગ થતો હોય તો તેને પસંદગી એવી સંજ્ઞા ઈક્વિટિમાં આપવામાં આવેલી છે.

૨ પરસ્પર વિરૂદ્ધ બાધ લાગવાને લીધે બંને હક્કનો દાવો ધરાવી શકાતો ન હોય તેવી બાબતમાં આ હક્ક લાગુ થાય છે. ઉદાહરણ તરીકે ધારો કે કોઈ મૃત્યુપત્ર કરનાર જાણી જોઈને અગર ભુલથી જેમાં પોતાનું હિત નથી અગર બીજાની સાથે પોતાનું હિત છે એવી મિલ્કત આપી દે, અને તેની સાથે એજ મિલ્કતના ખરા ધણીને બક્ષીસમાં આપે. આમ બને ત્યારે બક્ષીસે લે ને પોતાનો હક્ક પણ સાચો કરી રાખે એ બને વાત બને નહિ; પરંતુ લેનાર ધણીને ખુશી પડે તે બેમાંથી એક પસંદ કરવાનો હક્ક થાય છે.

---

## પ્રકરણ ૧૪મું.

## પરિપૂર્ણતા વિષે.

૧ કાંઈ અમુક કૃત્ય કરવા માટે કોઇ સખ્સ કરાર કરે ને તેનાથી જૂદું બીજું કૃત્ય એવી રીતે કરે કે થએલ કરાર પરિપૂર્ણ કરવા તરફ તેનો અર્થ કરવા યોગ્ય હોય તો તેને પરિપૂર્ણતા એવું નામ ઈક્વિટિમાં આપવામાં આવેલું છે.

૨ બીજા પ્રકરણમાં આપણે બતાવી ગયા છિએ તે અગીઆરમું ઈકિવિટિનું ફરમાન આ વિષયમાં યથાર્થ રીતે લાગુ થાય છે. ફરજ બજાવવાનો ઈરાદો ઈકિવટિ ગ્રહણ કરી લે છે. એટલે કરાર કરતાં જૂદું કૃત્ય કરાર કરી આપનાર કરે તે છતાં જો કે કરાર પાળવાની મતલબે કર્યું હોય ને તે પ્રમાણે ગણવા લાયક હોય તો જે કરાર કરવાનો ઈરાદો હતો તે પાર પડયો એમ માનવામાં આવે છે.

૩ આ બાબતમાં બે પ્રકારના કેશો ઉત્પન્ન થાય છે. જમીન ખરીદ કરી લગ્નપ્રબંધને આધારે સ્ત્રીને આપવાનો કરાર કર્યો હોય ને જમીન વાસ્તવિક રીતે ખરીદ કરવામાં આવે પરંતુ થયેલા કરાર અનુસાર ખરીદ કરવામાં આવી એવું સ્પષ્ટ કેહેવામાં ન આવે તેમજ લગ્નપ્રબંધના ઉપયોગમાં તરત લાવવામાં ન આવે તોપણ મૂળ કરાર પરિપૂર્ણ થયો એમ ઇકિવટિ માની લે છે. તેથી વિરૂદ્ધ અર્થ લેવા મજબૂત ને સ્પષ્ટ કારણ ન હોય તોજ કરેલ કૃત્ય કરાર પાળવાને કર્યું એમ ગણાય છે એ વાત ધ્યાનમાં રાખવાની છે.

૪ વિલાયતના કાયદા પ્રમાણે જંગમ મિલ્કત મૃત્યુપત્ર પ્રમાણે જાય છે. અમુક સખ્સને માટે તેવી મિલ્કત મૂકી જવા કરાર થયો હોય ને મરનાર વશિયત કર્યા પહેલાં ગુજરી જાય તો તે સખ્સને જંગમ મિલ્કત અપાવવા ઈકિવટિ મદદ આપે છે. આ બાબતમાં ચાર મુખ્ય નિયમ છે તે નીચે પ્રમાણે છેઃ—

૧ જેટલી જમીન વેચાણ લઇ લગનના પ્રબંધમાં આપવા ઠરાવ હોય તેનાથી ઓછી કિમતની જમીન તે ગુપ્ત હેતુથી ખરીદ કરવામાં આવે તો કરાર

અંશે પરિપૂર્ણ થયો એમ ગણાય છે.

૨ ભવિષ્યની ખરીદી સૂચક કરાર થયો હોય તો તે કરતી વખત કરાર કરનારના કબજામાં જમીન હોય તે એ કરારની પરિપૂર્ણતા માટે યોગ્ય થતી નથી.

૩ જે મિલ્કત વેચાણ લેવા કરાર થયો હોય તેનાથી જૂદા પ્રકારની મિલ્કતથી થએલ કરાર પરિપૂર્ણ થયો એમ અનુમાન કરવાને પ્રતિબંધ છે.

૪ લગ્નના પ્રબંધ પ્રમાણે ટ્રસ્ટી એટલે જુમ્મેદારના અનુમતની જરૂર હોય તોપણ તે વગર વેચાણનું અનુમાન કરવા હકીકત હોય તો કરાર પરિપૂર્ણ થયો એમ અનુમાન કરવાને પ્રતિબંધ નથી.

૫ પૈસા આપવાનું લગ્નના પ્રબંધથી ઠરાવેલ હોય ને હિસ્સા તરીકે તે રકમ કરતાં વધારે રકમ મરનારની વિધવાને મળે તો લગ્નના પ્રબંધથી થએલ કરાર પળાઇ ચૂક્યો એમ માનવું.

૬ છેવટે આવતા પ્રકરણમાં વિવેચન થનાર છે તે સંતોષના વિષયને આ વિષયમાં શું અંતર છે તે દર્શાવવું જોઈએ. સંતોષમાં જે અનુમાન કરવામાં આવે છે તે જો કરાર કરતાં કમ નિશ્ચય અગર કિંમતવાળી મિલ્કત હોય તો વધારે માટેનો હક્ક બંધ થાય છે તેમ આ બાબતમાં થતું નથી. જેટલું મળે તેટલું આ બાબતમાં તો તેટલે દરજ્જે પરિપૂર્ણતાએ પહોંચ્યું એમ ગણવામાં આવે છે. સંતોષમાં ઓછું અદકું લઇ ફારગતી આવ્યા જેવું બને છે, પરંતુ પરિપૂર્ણતાની બાબતમાં એમ બનતું નથી. એ બનેની વચ્ચે મોટું અંતર છે તે લક્ષમાં રાખવું જોઈએ.

---

# પ્રકરણ ૧૫ મું.

## સંતોક (સંતોષ) વિષે.

---

૧ દાનલેનારને દાનદેનાર ઉપર કાંઇ હક્ક હોય તેના બદલામાં ખાસ અગર ઉક્ત ઈરાદાથી જે દાન આપવામાં આવે તેને સંતોક (સંતોષ) એવી ઇક્વિટીમાં સંજ્ઞા આપેલી છે.

૨ સંતોકની બાબતના કેસો ત્રણ પ્રકારે ઘણું કરી ઉત્પન્ન થાય છે.

૧ લગ્ન વખત બાંધેલ બંધને આધારે સ્ત્રીને જે કાંઇ આપવામાં આવે છે તેના સંબંધમાં.

૨ વસિયતથી આપેલ મિલ્કતના સંબંધમાં.

૩ લેણુદારને વસિયતથી જે કાંઇ આપવામાં આવલ હોય તેના સંબંધમાં.

૩ ઉપરના ત્રણે વર્ગના કેસોમાં સંતોકનું અનુમાન કરવામાં આવે છે. તે વસિયતની અંદરથી નિકળતા અર્થના પુરાવાથી અગર બહારના પુરાવાથી તેમજ વસિયત કરનારની આજ્ઞાથી તે અનુમાનને રદ્દ કરી શકાય છે.

૪ લગ્ન વખત બાંધેલ બંધને આધારે બચ્ચાંને માટે નિમનોક કરી હોય ને તેજ બચ્ચાંને માટે વસિયતથી કાંઇ મિલ્કત આપવામાં આવે તો હકીકત ધ્યાનમાં લઈ સંતોકના રૂપમાં વસિયતનું ફરમાન ગણવું.

૫ ઉપરનાથી ઉલટું જો એમ બને કે જેને માટે વસિયતમાં મિલ્કત આપવાનું લખ્યું હોય ને તેને મરનારની હૈયાતીમાં કાં-

ઇક આપવામાં આવે તો તે સંતોક દાખલ યોજના કરવામાં આવી છે એમ મજબૂત અનુમાન કરવાનું કારણ રહે છે.

૬ ત્રિજા પ્રકારના સંતોકમાં લેણદારને જો કરજદાર વશિયતથી કાંઈ આપી જાય તો તમામ સંબંધ ધરાવનાર હકીકત ધ્યાનમાં લઇ તે કરજના સંતોક તરીકે છે એમ માનવું.

૭ સદહુ ત્રણે બાબતમાં સંતોક તરીકે અપાતી રકમ મૂળ લેણી રકમના જેટલી અગર વધારે ઘણું કરીને હોવી જોઈએ. ઉદાર થતાં પેહલાં દરેક માણસ બ્યાજબી દેણું આપવા વધારે તત્પર હોય છે, એ સામાન્ય કહેવત આ વિષયમાં લાગુ થાય છે. કરજ અદા કરવાનો ઈરાદો ઇક્વિટિ હમેશાં ગ્રહણ કરી લેછે, એ અગીઆરમી પરિભાષા સાથે આ પ્રકરણનો વિષય સંબંધ ધરાવે છે.

---

## પ્રકરણ ૧૬ મું.

## મિલ્કતની મરણોત્તર વ્યવસ્થા વિષે.

૧ જૂદી જૂદી જાતની મિલ્કત તથા તેની સાથે કરજ એટલે રિક્થ ને ઋણ બંને મુકી કોઇ સખ્સ ગુજરી જાય તો કરજ કેવી રીતે ને ક્યા પ્રમાણથી અદા કરવામાં આવે છે, તેનું નિરૂપણ આ પ્રકરણમાં કરવા અમો ધારીએ છીએ.

૨ બધા પ્રકારની મિલ્કત મરનારનું કરજ અદા કરવા માટે પાત્ર છે. ગુંચવણ ભરેલું કરજ હોય ને તેની ચોખ કર્યા શિવાય વહિવટ કરવો મુશકેલ હોય તો ઇક્વિટિની સહાયતા લઇ મરનારની મિલ્કતની વ્યવસ્થા કરનાર પ્રથમથી પગલું ભરી લેણદાર

પાસેથી હિસાબની ચોખ માગે છે; પરંતુ લેણદારનું લેણું વસૂલ કરવામાં ઢીલ થાય માટે આવી ફરિયાદો સાંભળતાં કોર્ટ ઘણી આનાકાની કરે છે. બીજી તરફથી લેણદારની ફરિયાદ લેણા માટે ચલાવવા કાયદો છુટ આપે છે. જેથી વહિવટદારને લેણદાર બંને ઉપાય રહિત નથી.

૩ સમાનતા એ ઈક્વિટિ છે એ પરિભાષા આ વિષયમાં સંબંધ ધરાવનાર છે. લેણદારને સામાન્ય રીતે તેનું લેણું આપવું એમાં ઈક્વિટિ ન્યાય ગણે છે. લેણદાર પત્યા બાદ મૃત્યુપત્રથી લાભ લેનારાના હક પછી અદા કરવા એ વ્યાજબી રસ્તો છે.

૪ નીચે લખેલા અનુક્રમે જૂદી જૂદી જાતના કરજ અદા કરવા માટે ઇક્વિટિકારો ભલામણ કરતા હોય એમ જણાય છે:—

૧ રાજ્યનું કરજ.

૨ ખાસ ધારાથી પ્રથમ આપવાનાં કરજ.

૩ હુકમનામાથી નક્કી થએલ કરજ.

૪ મુચરકાનાં કરજ.

૫ ખાસ કરારને લીધે કરેલ કરજ.

૬ સાદા કરારની રૂએ કરેલ કરજ.

૭ રાજીખુશીથી અવેજ વગર કરી આવેલ દસ્તાવેજને આધારે આપવાનાં કરજ.

૫ હવે પ્રથમ કેવી મિલ્કતમાંથી કરજ અનુક્રમે આપી દેવાં તે મિલ્કતનો અનુક્રમ દર્શાવીએ છિએ.

૧ સામાન્ય જંગમ મિલ્કત જેની મૃત્યુપત્રથી કાંઇ વ્યવસ્થા ન કરવામાં આવી હોય તે.

૨ કરજ અદા કરવા માટે મૃત્યુપત્રમાં દર્શાવેલી સ્થાવર મિલ્કત.

૩ વારસામાં ઉતરવાની સ્થાવર મિલ્કત.

૪ મૃત્યુપત્રથી ખાસ રીતે દર્શાવેલી સ્થાવર મિલ્કત.

૫ સામાન્ય નાણાં સંબંધી વારસામાં આપવાની મિલ્કત (તેમાં વર્ષાસનમાં આપવાની રકમ આવી જાય છે.)

૬ મૃત્યુપત્રનો લાભ લેનારને ખાસ મિલ્કત મળવાની હોય તે.

૭ સ્ત્રી ધન.

૬ ઉપર લખી મિલ્કત છતાં અગર તેમાંની કોઈને અભાવે સઘળાં કરજો બહુધા અદા થઈ શકતા નથી તે વખત વરાડે લેણું લેણદારોએ લેવું જોઇએ.

૭ મરણોત્તર વહિવટ એ એક ટ્રસ્ટની રીતનું કામ છે. માટે તે કરનારાએ ટ્રસ્ટીની માફક વર્તણુક ચલાવવી જોઇએ.

૮ તાત્પર્ય એ છે કે જે કોમના માણસની મિલ્કતની વ્યવસ્થા કરવાની હોય તેના ખાસ કાયદા તથા મરનારના ખાસ ઈરાદાને અનુસરી વહિવટ વિશેષે કરીને કરવાનો છે. એ ઇરાદો મૃત્યુપત્રથી અગર બીજી રીતે જાણવામાં આવે છે. અને મૃત્યુપત્ર વિષે આપણે એટલું તો સારી રીતે જાણીએ છિએ કે તે કાયદા વિરૂદ્ધ કરેલ હોવું ન જોઈએ.

૯ ઇકિવટિનો એકનિષ્ઠાથી ન્યાય કરવાનો સંપૂર્ણ ઇરાદો હોઇને સઘળા હક્કનું સતત્ રક્ષણ કરવા માટે મરનારની મિલ્કતની વ્યવસ્થાના તેણે નિયમો સૂચવ્યા છે તે ઉપર પ્રમાણે દર્શાવવામાં આવ્યા છે.

---

# પ્રકરણ ૧૭ મું.

## રિકૂથરચના વિષે.

૧ રિકથરચના એટલે ન્યાયની રીતે લેણદારોને વાજબી ગોઠવણથી મિલ્કતની વ્યવસ્થા કરી દેવામાં આવે છે તે ધોરણ સમજવું.

૨ એક લેણદારનો એકજ કરજદારની બે મિલ્કત ઉપર હક્ક હોય ને બીજા લેણદારનો તેમાંનીજ એક ઉપર હક્ક રહેલો હોય ત્યારે બે મિલ્કત ઉપર હક્ક ધરાવનાર લેણદાર એકજ મિલ્કત ઉપર હક્ક ધરાવનારની એકજ મિલ્કત ઉપર પોતાનો હક્ક અદા કરી શકતો નથી. એમ કરે તો તે એકજ મિલ્કત ઉપર હક્કદાર સખ્સને કાંઇ મળે નહિ ને તેનું લેણું ઊભું રહે, તેથી તેનો હક્ક છે તે મિલ્કત લેતાં બે મિલ્કત ઉપર હક્ક ધરાવનારને તે પ્રતિબંધ કરાવી શકે છે. આમ થવાથી બંનેને લેણા પેટે વસૂલ આવવામાં હરકત રહેતી નથી, ને એક લેણદાર તદન નાઉમેદીને પામતો નથી. કમતિ ભાગ્યવાન્‌ને સહાય્ય કરવામાં ઇકિવટિએ કેવી ન્યાયી યોજના શોધી કાઢી છે તે જુઓ. દરેકના દાવા પેટે કાંઇક સંતોષ મળે એવી રીતની આ ગોઠવણ છે.

૩ ઉપર બતાવેલી ગોઠવણ અનુસાર બે મિલ્કત ઉપર હક્કદાર લેણદારને પ્રથમ દરજ્જે બીજો કોઇનો હક્ક ન હોય ને પોતાનોજ હોય એવી મિલ્કત અગર ભંડોળમાંથી વસૂલ આપાય છે.

૪ ઉપરની હકીકત દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ કરવી જોઈએ. ધારો કે અને ब નો એક બંગલો ને એક ઘર ગિરો લખી આપેલ છે, ને कने પણ તેનોતેજ બંગલો ગિરો માંડી આપેલ છે. હવે જો પ્રથમથીજ अ ઘર ને બંગલો બંને હરરાજ કરાવી પોતાનું લહેણું અદા લેવા ચાહે તો क તેને અટકાવી શકે ને બંગલા ઉપર પ્રથમ પોતાનો હક્ક અદા કરાવી શકે. અના હક્કની નોટિસ યા તો જાણ कने હો યા ન હો તોપણ આ બાબતમાં તે સવાલ ઊઠાવી શકાતો નથી. આથી કરી अ ને क બનેને લેણાં પેટે વસૂલ મળે છે ને કોઇને તદન નિરાશ થવું પડતું નથી.

૫ રિકથરચનાનો લાભ લેવામાં બંને એકજ સખ્સના લેણદારો અવશ્ય હોવા જોઇએ ને તેના જે મિલ્કત ઉપર હક્ક સંબંધ રહેલા હોય તે મિલ્કત પણ એકજ કરજદારની જરૂર હોવી જોઈએ.

૬ જામિનની વિરૂદ્ધ પણ આ ધોરણનો અમલ કરી શકાય છે; પરંતુ કોઇ ત્રિજા સખ્સ સામે આ ધોરણ પ્રવર્તી શકતું નથી. આ વિષય ઉપર વધારે બયાન ગિરોના પ્રકરણમાં કરવામાં આવશે.

૭ સગાં, વારસ, મૃત્યુપત્રથી લાભલેનાર ને બીજા એવા સખ્સોના હક્ક ઉપર જ્યારે મરનારના લેણદાર આવી હાથ નાંખે ત્યારે તે બધામાં રિકથરચનાનું ધોરણ યોજવાની ગરજ પડે છે. તે એવી રીતે કે જેનો પ્રથમ હક્ક હોય તેમાંથી તેની પાછળનો અનુક્રમે જે સખ્સ હોય તેને લાભ આપવામાં આવે છે. તેથી કરીને લેણદારના વચમાં આવવાથી કોઇ રીતે એકજ સગા કે વારસને ગેરલાભ ખમવો પડતો નથી.

૮ પરંતુ ધર્માદાની બાબતમાં આ ધોરણ ઉપયોગી નથી એમ ઇક્વિટિએ ઠરાવેલું છે; પણ જો મરનારની આજ્ઞા એના મૃત્યુપત્રમાંથી એ પ્રમાણે નિકળતી હોય તો તેમ કરી આપવામાં કોર્ટ અડચણ લેતી નથી અને ઉપર દર્શાવ્યા પ્રમાણે રિકથ રચના કરી આપે છે.

---

## પ્રકરણ ૧૮ મું.

## નુકશાની તથા બદલા વિષે.

૧. આ વિષય ઇક્વિટિની વ્યવસ્થાપક સત્તાનો છે એમ કહીએ તો ચાલે. કાયદો જ્યારે યોગ્ય ઇલાજ ન આપતો ત્યારે આ દરમ્યાનગિરી પ્રથમ શરૂ થઈ ને જેના હક્કને નુકશાન સાબિત થયું તેના હક્કના બદલામાં નુકશાની અપાવવા ન્યાયી રસ્તો શોધી કાઢયો.

૨. તાકીદ હુકમ સાથે અથવા વિશેષ ન્યાયના પ્રકારના હુકમની સાથે કે તે બંનેને બદલે જે બાબતમાં વ્યાજબી લાગે તે બાબતમાં હવે કોર્ટ નુકશાની અપાવે છે. એવી નુકશાની મળવાને પાત્ર થયાં પહેલાં વાદીને રીતસર અપકૃત્ય ને તેના પરિણામરૂપ નુકશાન થયાની બિના સિદ્ધ કરી આપવી જોઇએ. વિલાયતમાં નુકશાનીનો આંકડો હમેશાં જ્યુરિની મદદ ને અભિપ્રાય લઇ નક્કી થાય છે.

૩. વાદીનેજ નુકશાની મળી શકે છે એમ માત્ર ન સમજવું. જે ન્યાય માગે તેણે ન્યાય કરવો જોઇએ, તે પરિભાષાને આધારે પ્રતિવાદીને પણ નુકશાની અપાવી શકાય છે. શુદ્ધ બુદ્ધિથી પોતે ધણી છે એમ જાણી કોઇ એક ઇમારત આરાસ્ત કરવા તેના ઉપર મરામત વગેરેનું ખર્ચ કરે ને પાછળથી ખરો હક્કદાર તે

મિલ્કત લેવા તેની ઉપર ફરિયાદ કરે તો વાદીનો દાવો સાબિત થતાં પ્રતિવાદીને મરામતનું ખર્ચ નુકશાની તરીકે કોર્ટે અપાવવું જોઇએ. મરામતનો લાભ વાદીને મળે તેના પ્રમાણમાં તેને બદલો મળવાનો આંકડો મુકરર થવો જોઇએ. નિરપરાધીને મદદ કરવામાં ઇક્વિટિ હમેશાં તત્પર છે ને શુદ્ધ બુદ્ધિને સહાયવાન્ છે.

૩. કરાર તુટે પક્ષકારો શિક્ષા કે ગળત તરીકે રકમ ને મિલ્કત લખી દે છે તે દબાણ કે ગેરવ્યાજબી કારણથી બને છે. (જુઓ પ્રકરણ ૨૩ મું.) તેની અંદર માત્ર નુકશાનીનીજ ખરી રકમ થાય તેટલીજ રકમ કોર્ટ અપાવે છે, બાકીમાંથી કરાર ત્રોડનાર સખ્સને ન્યાયપૂર્વક છુટકારો આપે છે. કરારના ભંગથી ખરું નુકશાન શું થયું છે તેનું પ્રમાણ કોર્ટ લઈ હુકમ કરે છે. પૈસા આપવા સંબંધી કરારનો ભંગ થયો હોય તો નુકશાની નક્કી કરવાનું કામ સહેલું ને સરળ થઇ પડે છે. મુદ્દલને વ્યાજબી દરે વ્યાજ ગણતાં ખરી નુકશાનીનો અંદાજો આવી જાય છે. લેણુદારના અયોગ્ય જુલમમાંથી મુક્ત કરનારી અન્યાયની એક ખુબી થએલ કરારને બાજુ પર મુકે છે. કરજદાર પોતાની મૂર્ખાઇથી તેમજ દબાણ કે ગરજથી આવા કરારનો ભોગ થઇ પડે છે; પણ ખરેખરા નુકશાન ઉપરાંત લેણુદારને વધારે લેવા હક્ક નથી. તેમ કરવા તેને ન્યાયી ઇક્વિટિ કેમ પરવાનગી આપે? શિક્ષા તરીકે ગમે તેવી રીતે તે લખાવી લે તો શું થયું, અથવા અમુક મિલ્કત કે રકમ કરાર ન પળે ગળત થાય એમ લખાવી લે તોપણ ન્યાયની રીતે તેને નુકશાની કરતાં અધિક લેવા કિંચિત્ માત્ર પણ વ્યાજબી કારણ નથી.

૪ મુદતસર હાંધાં ભરવામાં ન આવે તો તમામ લેણું લેણુદાર લઇ મુકે એવો ઠરાવ હોય તો તે ન પાળવાથી તમામ રકમ

લેવા વાદીનો હક્ક થાય છે. એમાં ઇક્વિટિ દરમિયાન આવી છુ-ટકારો આપતી નથી. કેમકે કરેલાં કાંધાં વખતસર આપવા પ્ર-તિવાદીના ઉપર ખરી રીતનું બંધન છે. કાંધાં કરી આપવા તરફ ન્યાયનું વલણ પ્રથમથીજ હોતું નથી. ખાસ કારણ જેવાંકે ગરીબ સ્થિતિ, કરજદારપણું વગેરે હોય ત્યારે રહેમ ખાતર કાંધાં કરી દેવામાં આવે છે. તે આપી દેવામાં પ્રતિવાદી કસુરવાન્ થાય તો તે તેનોજ દોષ ગણાય છે ને તે રહેમને પાત્ર રહેતો નથી, એમ માની પડેલ હફતા તમામ વસુલ કરી લેવા વાદીને ન્યાય એકી વખત સત્તા આપે છે.

---

## પ્રકરણ ૧૯ મું.

## ગિરો વિષે.

૧. ગિરો સ્થાવર તથા જંગમ મિલ્કત બંનેનું થાય છે. સ્થાવર મિલ્કત ગિરો મુકવાના બે પ્રકાર છે. એક કાયદા પ્રમાણેનું અને બીજું ન્યાયી ગિરો ઇક્વિટિ પ્રમાણ કરે છે તે.

૨. ઉપર લખ્યા બે પ્રકારમાં કાયદા પ્રમાણેના ગિરોનું વિ-સ્તારથી બયાન પ્રથમ કરવું દુરસ્ત છે. એ ગિરો સ્થાવર મિલ્કત ઠામ લખી દઇ નિર્ણય કરેલ કરજ છે. તેવું સ્થાવર મિલ્કત ઉપરનું કાનુની સ્વામિત્વ પૈસા ધીરનારનું છે. પરંતુ ઇક્વિટિની રૂએ તેનું સ્વામિત્વ ક-રજદાર ને તેની પાછળ દાવો રાખનારનું છે. ને એ સ્વામિત્વ જ્યાંસુધી ત્રણ રીતે બંધ થતું નથી ત્યાં સુધી એ કરજદાર મૂળ ધણી યાને ગિરો

મુકનારનું રહે છે. જે ત્રણ રીતે ગિરો મુકનારનું ઠામ માંડી આપેલ સ્થાવર મિલ્કત ઉપરનું સ્વામિત્વ ઉપરામ પામે છે, ને ગિરો રાખનાર યાને પૈસા ધીરનારનું ઉત્પન્ન થાય છે તે નીચે બતાવીએ છીએઃ—

પહેલું. ન્યાયની કોર્ટના હુકમથી.

બીજું. કાયદાના પ્રતિબંધથી.

ત્રિજું. ગફલતથી.

૩ કાયદા પ્રમાણેના ગિરોમાં ઠામ માંડી આપેલ સ્થાવર મિલ્કત ગિરો રાખનારને કબજે સોંપેલ હોય છે એમ સહજ રીતે ઉપરના વર્ણનથી વાંચનારના ખ્યાલમાં આવ્યું હશે ને કદાચ ન આવ્યું હોય તો તે સ્પષ્ટ કહી આગળ ચાલીએ છિએ.

૪ કાયદા પ્રમાણે ગિરોના શું પરિણામ છે ને ઇક્વિટિથી તેમાં ન્યાયની ખાતર શું શું ફેરફાર થયા છે, ને કેવી રીતની અસર પેદા થઇ છે તે અમો આગળ ચાલતા બતાવશું.

૫ કાયદા પ્રમાણેના ગિરોમાં એક તદંગભૂત એવી સરત રહેલી છે કે સ્થાવર મિલ્કત જે ઠામ માંડેલ હોય તેનો કબજો ગિરો રાખનાર લે છે ને તે કબજો કરજદારના લાભમાં ધીરેલ પૈસા ને વ્યાજ આપે અમુક વખતે છુટે છે.

૬ ગિરો રાખનારનું એ મિલ્કત ઉપર કબજો મળેથી તરત સ્વામિત્વ ઊત્પન્ન થાય છે, તે સ્વામિત્વ ઉપર કહેલી સરત ને આધીન રહે છે. તે સરત પળે તો ગિરો મુકનારનો કબજો શરૂ થતાં તેના સ્વામિત્વનો પુનઃ પ્રથમ પ્રમાણે પ્રારંભ થાય છે. કદાચ તે સરત ન પળે તો ગિરો રાખનાર તમામ રીતે તે મિલ્કતનો આગળના ધોરણ અનુસાર માલેક થતો. હાલ તરત

તે પ્રમાણે બનતું નથી તેનું કારણ નીચે પ્રમાણે જરા લંબાણુથી આપિએ છિએ.

૭ કાયદાના સામાન્ય ધોરણ પ્રમાણે ગિરો ઉપર જે બોજો રહેતો તેથી નાશકારક પરિણામના ભયમાં તે રહેતું, ને કરજદાર યાને ગિરો મુકનારના દુર્ભાગ્યનો કાંઇ પાર રહેતો નહિ. કારણ પૈસા ભરવાની મુદત નહિ પાળવાથી તેની કસુરને લીધે ગિરો રાખનાર પૂર્ણ રીતે મિલ્કતનો ધણી થઇ પડતો ( ને કાયદો તેને તેમ કરવા દેતો ) ને તે છોડવવા માટે ગિરો મૂકનારનો કાંઇ પણ તે પછી ઈલાજ રહેતો નહિ. તે ખરેખર નિરૂપાય બની જતો.

૮ સારાં ભાગ્યે સામાન્ય કાયદાની સખ્તાઈ નરમ કરવા એક સત્તાએ જન્મ લીધો. તેનું દયાયુક્ત દરમિયાન આવતું થયું; ને ધીરનાર ને કરજદાર એટલે ગિરો રાખનાર ને મુકનાર બનેના હિત જળવાય એવું વ્યાજબી ધોરણ સ્થાપિત થયું. તે ધોરણથી એમ ઠર્યું કે જે કૃત્ય દસ્તાવેજથી મૂળ ગિરોનુંજ છે તેથી કરીને ગિરો રાખનારને ધણીપણું મળી શકે નહિ. ને એમ કરવા દેવું એ અન્યાયજ નહિ પરંતુ જુલમનું કામ છે. ગિરો મુકનારે સરત તોડી તો તેથીજ માત્ર ગિરો રાખનારને ધણી ગણવો એ ગેરવ્યાજબી ગણી એમ નક્કી કર્યું કે સરતનું તોડવું એ કાંઈક શિક્ષાને પાત્ર ગણવું જોઇએ ને બિચારા ગિરો મુકનારને તેની નિરૂપાય સ્થિતિમાં મદદ કરવી જોઇએ. તેથી એમ મુક્કરર કર્યું કે યોગ્ય મુદતમાં મુદલ, વ્યાજ ને ખર્ચ ગિરો મુકનાર આપે તો દામ માંડી આપેલ મિલ્કત છોડવવાનો તેનો હક્ક કાયમ સમજવો. આ પ્રમાણે ઇકિવટિએ પોતાની ન્યાયી ફરજથી દયાયુક્ત. દરમિયાન ગિરી કરી નાશ પામતા કરજદારોના સંરક્ષણાર્થે પ્રથમતો નવાઈ જેવું લાગતું ધોરણ દાખલ કરી દીધું.

૯. જેમ ઈક્વિટિના ફરમાન છે તેમ કાયદાના પણ જૂદાં છે, તેમાં એક એવું છે કે કબુલ કરેલાં બિના કાયદાને જીતે છે. આ પ્રમાણે હોવાથી ઉપલું ધોરણ ઇંગ્લંડ જેવા દેશમાં વિરામ પામવા તરત શક્તિમાન્ ન થયું. કારણ કાયદાની આ પરિભાષા કોરાણે ન મુકાય તે માટે લેણીઆતોએ ઘણો પ્રયત્ન આગ્રહ ને દ્રઢતાથી કરવાનું કામ જારી રાખ્યું. શુદ્ધ અંતઃકરણ તથા પૂરી ખુશીથી ગંભીર રીતે કરવામાં આવેલા બળવાન્ દસ્તાવેજોનો મકસદ એક કોરે મુકે એવું ધોરણ નવાઈ ભરેલું ને ગિરો રાખનારના લાંબી મુદત થયાં અંગીકાર પામેલા હક્કને ધક્કો પોંચડનારૂં એકદમ દાખલ થાય એ આપણને પણ એક વખત તો ન બને એવું ને ઘણું મુશ્કેલ લાગે.

૧૦ વળી ઇક્વિટિની નવમી પરિભાષા આપણે આગળ વિવેચન કરી ગયા છિએ તે મુજબ એવી છે કે તે ઈરાદાને જુએ છે, બાહ્ય રૂપને જોતી નથી. ગિરોના દસ્તાવેજનો ખરો ઇરાદો ગિરોનોજ છે, પછી તેમાં ગમે તેવી સરતો ધીરનારે કરજદાર પાસેથી લખાવી લીધી હોય તો શું થયું? આ ફરમાનનો અમલ કરી ઇક્વિટિએ એમ નિશ્ચય કર્યો છે કે ધીરનાર ગમે તે પ્રકારે પોતાનો પક્ષ ખેંચી કરજદારની દબાએલ સ્થિતિનો લાભ લેવા ઈચ્છે તોપણ એકવાર જે દસ્તાવેજ ગિરોના સ્વરૂપનું છે તે તેજ સ્વરૂપનું હમેશાં રહે છે. એ સૂત્ર લાગુ કરી ગિરો રાખનારને મુદલ, બ્યાજ, ને ખર્ચ ઉપરાંત વધારે કાંઇ લેવાનો હક્ક નથી એમ ઠરાવ્યું. એકજ દસ્તાવેજની રૂએ જે ફૂલ ગિરો ગણાય છે તેનીજ રૂએ તે તે પ્રમાણે ગણાતુ બંધ હરગીજ થઈ શકે નહિ. ગમે તેવો કરાર લખ્યો હોય

તોપણુ ગિરો મુકનારનો ઠામ વાલી મિલ્કત છોડાવવાનો હક્ક નાબુદ થઈ શકતો નથી, ને છોડાવવાનો હક્ક જ્યારે કાયમ રહેલો છે ત્યારે તેવા હક્ક કાયમ રાખનાર દસ્તાવેજનો અર્થ બીજી રીતે કદાપિ પણ થઇ શકે નહિ.

૧૧. ઉપર બતાવ્યા પ્રમાણે ઇક્વિટિએ વચમાં આવી કાયદાના એક અન્યાય ને જુલમ ભરેલા, લાંબા કાળથી ચાલ્યા આવતા ધોરણમાંથી ગિરો મૂકનારાઓના હક્કનો બચાવ કર્યો.

૧૨. "એક વખત ગિરો તો સદૈવ ગિરો" એ ફરમાનનો અમલ મુંબઈ હાઇ કોર્ટના લા રિપોર્ટના વાલ્યુમ પહેલાને પાને ૧૯૯ મે આપેલ રામજી તુકારામ વિ. ચિંતો સખારામના પ્રસિદ્ધ કેસથી આપણા દેશમાં શરૂ થયો છે. તેથી ઇંગ્રેજી ન્યાયની એક મોટી ખુબી આ દેશમાં દાખલ થઈ છે જેનો લાભ અનંત ગરીબ કરજદારને મળ્યો છે ને ભવિષ્યમાં પણ મળશે.

૧૩. સદહું નવીન ધોરણ દાખલ થતાં ગિરીવાળી મિલ્કત વેચાણ કરતી વખત પ્રથમ દરજ્જે ગિરો રાખનારને વેચાણ આપવી એવો કરાર કરવો હોય તો તેથી કોઇ રીતનો પ્રતિબંધ થતો નથી.

૧૪ સરતી વેચાણ ને ગિરોના નિયમ વચ્ચે અંતર છે તે ચૂકી જવું નહિ જોઇએ. ગિરો મૂકનાર ખરેખર રીતે પૂર્ણ માલિકીના હક્ક આપી ગિરોવાળી મિલ્કત પ્રારંભમાંજ ગિરો રાખનારને વેચાણ આપે છે, પણ તેના દસ્તાવેજમાં એવી સરત લખાવે છે કે, અમુક મુદતમાં તે પોતેજ તે મિલ્કત તેજ કિમતે પાછી વેચાણ લઇ શકે. આ સરત દસ્તાવેજ કરતી વખત દાખલ કરવામાં આવે છે, અગર પાછળથી થાય તોપણુ ચિંતા

નથી. સરત પૂરવાર કરવા માટે ઇક્વિટિએ પોતાની અહર્નિશ તત્પર ન્યાયી સત્તા વાપરી મુખ જુબાનીનો પૂરાવો દાખલ થાય એવો પ્રચાર ચલાવી દીધો છે.

૧૫ અમુક કાર્ય સરતી વેચાણ છે યાને ગિરો છે એ નક્કી કરવા માટે કેટલીક હકીકત બહુ ઉપયોગી થઇ પડે છે, તે નીચે લખીએ છિએ.

૧ મિલ્કત લેનાર ધણીએ તે મિલ્કત બદલ તેની કિંમત કરતાં ઘણી અયોગ્ય રીતે ઓછી રકમ આપી હોય.

૨ તેને તે પછી તરતજ કબજો ન મળ્યો હોય.

૩ તેણે મિલ્કતના ભાડાનો હિસાબ તેના મૂળ ધણીને આપ્યો હોય ને પંડે માત્ર વ્યાજ જેટલીજ રકમ રાખી હોય.

૪ મિલ્કતના મૂળ ધણીએ જો ખતનું તમામ ખર્ચ ઉપાડ્યું હોય.

આ બધી હકીકત ઉપરથી એમ માનવા ઘણે દરજ્જે સંભવ રહે છે કે થયેલ કૃત્ય માત્ર ગિરો છે.

૧૬ અમુક કાર્ય ગિરો છે કે સરતી વેચાણ છે તે નક્કી કરવાની ઘણી અગત્યતા છે. કારણ એ બંનેનાં પરિણામો તમામ રીતે ભિન્ન ભિન્ન છે. ગિરોમાં દસ્તાવેજમાં લખેલ મુદત વીતી ગઈ હોય તોપણ ઇક્વિટિ ગિરો મૂકનારને મિલ્કત છોડાવવા ઉપાય આપે છે. એટલે ગિરોની બાબત એટલી રીતે ,ગિરો મૂકનારને લાભકારી છે, પરંતુ ફરી ખરીદ કરવાની સરતે જ્યારે વેચાણ કર્યું હોય ત્યારે તો ચોકસ ને નિયમસર રીતે મુકરર કરેલ મુદત પાળવી જોઈએ. જો તેમ કરવામાં ન આવે તો ઇક્વિટિ દાદ દેતી નથી. એક બીજો પણ તફાવત રહેલો છે. તે એ છે કે

ફરી વેચાણ લેવાની સરતે કરેલ વેચાણમાં વેચાણ લેનાર કબજો કર્યા બાદ ગુજરી જાય અને ત્યાર બાદ ફરી ખરીદ કરવાનો હક્ક બજાવવામાં આવે તો સ્થાવર મિલકત માફક તેની વ્યવસ્થા મરનારના પ્રતિનિધિઓ કરે છે, પરંતુ ગિરોની બાબતમાં જંગમ મિલકત માફક વ્યવસ્થા થાય છે.

૧૭. એક જાતનું ગિરો થાય છે તે આપણા દેશમાં સૌને નવાઇ જેવું લાગશે, તોપણ તે યૂરોપના દેશોમાં બહુધા પ્રચારને પામેલ કહેવાય છે. તે ગિરોનો પ્રકાર આ છે. તેની અંદર ગિરો મૂકેલ મિલકત છોડાવવાનો હક્ક મર્યાદાવાળો રાખેલો હોય છે, એટલે કે માત્ર ગિરો મૂકનારજ તે છોડવી શકે છે; તેનો વારસ વકીલ તે પ્રમાણે કરી શકતો નથી. કોઈ સખ્સને ગિરો આપવામાં આવેલ મિલકત કુટુંબના નિર્વાહ અર્થે કલ્પી હોય ત્યારે આ મિસલના ગિરોના કેસ ઉત્પન્ન થાય છે.

૧૮. આગળ કહ્યા શિવાય ધીરેલા પૈસા નિર્ભય કરવા માટે કેટલીક યોજનાઓ છે, તથાપિ તે સામાન્ય રીતે ગિરોના સ્વરૂપમાં સમાવિષ્ટ થતી નથી. જેમ કે ધીરેલી રકમના બદલામાં મિલકતનો ધણી ધીરનારને પોતાની મિલકત સોંપે છે, તેમાં એવો કરાર કરે છે કે ધીરનાર મુદ્દલ ને વ્યાજ ભરાય ત્યાં સુધી સોંપાયેલ સ્થાવર મિલકતનું ભાડું કે ઉપજ ખાય; ને ત્યાર બાદ કરજદારને કબજે તે મિલકત સોંપે.

૧૯ ગિરો મૂકેલી મિલકત છોડાવવાનો હક્ક જ્યાં સુધી કરજદારને છે, ત્યાં સુધી તે સર્વે રીતે પોતાની ગિરો મૂકેલી મિલકતનો માલિક રહે છે. તેથી જેમ તે બોજા વગરની હોય છે તેવીજ રીતે તેની વ્યવસ્થા કરવાને હક્કદાર અને શક્તિમાન્ છે.

પ્રથમ ગિરો રાખનારના બોજાને કાયમ રાખી તે પોતાની મિલ્કતનું પરહસ્તદાન કરી શકે છે ને બીજાને પણ ગિરો આપી શકે છે.

૨૦ હવે ગિરો મૂકાએલ મિલ્કત છોડવવાનો હક્ક કોને કોને છે ને કોને કોને પ્રાપ્ત થઈ શકે છે તે નક્કી કરવું જોઇએ. નીચે લખેલા સખ્સોને તે હક્ક છે :—

૧ ગિરો મૂકનાર ખુદ.
૨ તેના વારસ.
૩ મૃત્યુપત્રથી જેને લાભ મળતો હોય તે.
૪ જીંદગી સુધી જેણે ભાડે રાખેલ હોય તે.
૫ શેષાધિકારી એટલે અમુક મિલ્કત અપાઇ ગયા બાદ બાકીની જેને મળતી હોય તે.
૬ ઉત્તરાધિકારી.
૭ દાયજો લેનાર સ્ત્રી.
૮ પ્રતિનિધિ.
૯ બક્ષીસ લેનાર.
૧૦ પાછળથી ગિરો લેનાર.
૧૧ હુકમ નામાનો લેણદાર.
૧૨ રાજ્ય.

૨૧ જે સખ્સને છોડવવાનો હકક છે, તે પ્રાક્તન એટલે આગલું ગિરો હોય તેમાંથી તે મિલ્કત ને મુદલ, વ્યાજ ને ખર્ચ આપી છોડાવી શકે છે. આ પ્રમાણે છોડવનારની પાસેથી તેની પાછળ ગિરો રાખનાર મિલ્કત એજ રીતે છોડાવી શકે છે. ને તેજ પ્રમાણે ઉત્તરોત્તર બની શકે છે. એ બધાની પાસેથી ગિરે

મૂકનાર છોડવવા સમર્થ છે. છોડાવવાનો હક્ક બંધ કરવાની ફરિયાદમાં વાદીના હક્કથી પહેલાના બોજાને અદા કરવો જોઈએ ને પછીનાનો છોડાવવાનો હક્ક બંધ કરવો જોઈએ; નહિ તો તેમાંનો કોઇ છોડાવી તેને મુક્ત કરી દે.

૨૨ ગિરો ખતમાં ઠરાવેલ વખત પૂરો થયા હરોલ કોઇ માણસ માંડી આપેલ મિલ્કત છોડાવી શકતો નથી, પરંતુ મેહેરબાની દાખલ ગિરવી રાખનાર સખ્સ કબૂલ કરે તો ઠરાવેલ મુદત સુધીનું વ્યાજ, મુદ્દલ પૈસા સાથે લેવા તેને હક્ક થાય છે. તેમજ પૈસા આપી દેવાનો દિવસ ગત થયા બાદ ગિરો મૂકનાર ધણી પૈસા, વ્યાજ વગેરે આપવાને ઇચ્છે તો તેવા ઇરાદાની છ માસની લખીતવાર નોટિસ ગિરો રાખનારને પ્રથમ આપવી જોઇએ. ને નોટિસમાં લખેલ મુદત વીતે તે દિવસ બરાબર નાણાં ભરી દેવાં જોઇએ. તેમ ન બને ગિરવી રાખનારે બીજી તાજી નોટિસ આપવી જોઈએ. આમ કરવાનું કારણ એ છે કે ગિરો રાખનારને તેનાં નાણાં સારી જગોએ રાખવા જોઠણ કરવા અવકાશ આપવો જોઇએ. નહિ તો તેનાં નાણાં સુસ્ત પડી રહેતાં તેને નુકશાન થાય યાને વ્યાજ ખાદ પડે. ઉપર સૂચેવેલ છ માસની નોટિસ વગર મેહેરબાની દાખલ ગિરો રાખનાર જો નાણાં લેવાનું કબૂલ કરે તોપણ તે છ માસનું વ્યાજ માગવાને હક્કદાર છે.

૨૩ ગિરો મૂકનાર સખ્સનો સાનવાળી મિલ્કતનો કબજો હોય તો તે મિલ્કતના ભાડા કે ઉપજનો હિસાબ રાખવા તેના ઉપર પ્રતિબંધ નથી. સાનવાળી મિલ્કત જો કે ગિરો રાખનારના લીધેલ પૈસા પૂરી રીતે અદા કરવા બસ ન હોય તોપણ આ ફરજ ગિરો મૂકનાર ઉપર રાખી શકાતી નથી. કારણ કે વાસ્ત-

વિક રીતે જોતાં ગિરો મૂકનાર ધણી કાંઈ ગિરો રાખનારનો એજંટ કે પ્રતિનિધિ કોઈ રીતે નથી. પોતાની મિલ્કતનો તે ધણી છે.

૨૪ ગિરો મૂકનાર માંડી આપેલ સ્થાવર મિલ્કતનો પોતાનો છોડાવવાનો હકક બંધ થતાં સુધી ખરો માલેક જારી રહે છે. તોપણ ઇક્વિટિ તે મિલ્કતની અને તેની પેદાશ કરજ માટે જવાબદાર છે એમ ગણી ગિરો મૂકનારના સ્વામિત્વ હકકને મર્યાદામાં રાખે છે, કે જેથી કરી ગિરો રાખનારને નુકશાની કે હાનિ પહોંચે નહિ. તેથી કરી જો ગિરો મૂકનાર મિલ્કત ઉડાવી દેવા ચાહે, ઝાડ હોય તે પાડી નાખતો હોય અગર કાંઈ પણ એવું કૃત્ય કરે કે જેથી તેની કિમત કમતી થવાનો સંભવ રહેતો હોય, તો ગિરો રાખનારની ફરિયાદી ઉપરથી તેના ઉપર મનાઈ હુકમ નિકળી શકે છે. કરજ અદા કરવા મિલ્કત પૂરતી નહિ રહે એવી ખાત્રી થયા બાદ કોર્ટ મનાઇ હુકમ આપે છે. કદાચિત્ જો એમ બને ને જો ગિરો રાખનાર ગિરો મૂકનારનો કબજો લઇ લેતો હોય તો ઇક્વિટિ દરમિયાન આવતી નથી. કારણ ગિરો મૂકનાર ગિરો રાખનારનો મરજી પર્યંતનો ભાડુત છે એમ તે માને છે. આ પ્રમાણે છે તેથી ગિરો મૂકનાર મિલ્કત ભાડે પણ આપી ગિરો રાખનારને બંધનમાં લાવી શકતો નથી. કદાચ ભાડુતને રાખવામાં આવ્યો હોય તો ગિરો રાખનાર નોટિસ આપ્યા વગર તેને કાઢી મૂકી શકે છેઃ માટે બંનેએ મળી ભાડુત રાખવો જોઇએ.

૨૫ ગિરો મિલ્કતમાંથી જે પેદા થાય તે પૈકી પેદાશ એકઠી કરવામાં ગિરો રાખનારને જરૂરી ખર્ચ થયું હોય તે પ્રથમ દરજ્જે વસૂલ લઇ લેવા તે મુખત્યાર છે. ને તે કામ માટે મહેતો કે માણસ ગિરો મૂકનાર સાથે કરાર કરી તે રાખી

શકે છે; પરંતુ કોઈ દિવસ પણ ગિરો રાખનાર પોતાની મહેનત માટે કાંઇ લઇ શકતો નથી, તેમજ જાતે વસૂલદાર થઇ શકતો નથી. મુદલ, વ્યાજ ને ખર્ચ ઉપરાંત કિંચિત્ માત્ર પણ તેને લેવાને હક્ક નથી.

૨૬ એવો ઠરાર કરવામાં આવે કે નિયમસર વ્યાજ આપવામાં આવે તો ચાર ટકા લેખે વ્યાજ દેવું, પણ જો તેમાં કસુર થાય તો પાંચ ટકા લેખે દેવું, તો દસ્તાવેજમાં પાંચ ટકાનું દર્શાવેલું કાયદેશર ગણાય છે; પણ એથી ઉલટું દસ્તાવેજમાં એમજ હોય કે વ્યાજ ચાર ટકા લેખે દેવું છે ને નિયમસર વ્યાજ ન ભરાય તો પાંચ ટકા લેખે આપવું છે તો તે કાયદેસર નથી. કારણ તેમાં શિક્ષાના રૂપનો કરાર રહેલો છે તે જુલમી ગણી ઇકિવટિ દરમિયાન આવે છે.

૨૭ ગિરો રાખનારને મિલ્કતનો કબજો સોંપેલ હોય તો તે તેણે આરારત સ્થિતિમાં રાખવી. ભાડા ખત નવીન રીતે કરાવી લેવામાં અગર હક્ક જાળવી રાખવામાં જે તેને વ્યાજબી ખર્ચ થયું હોય તે મજરે મળે છે, પરંતુ જરૂરની મરામત કરાવવા ઉપરાંત ગિરો રાખનાર ધણીના ઉપર વધારે ખર્ચ કરવાની ફરજ નથી; ભાડામાંથી વધારો રહે તેટલે સુધીજ ખર્ચવા તેને અખત્યાર છે. ખર્ચ માટે ખસુસ રીતે કરેલા કરાર શિવાય તે ગિરો મૂકનારને ખર્ચ માટે કાંઈ રકમ અગાઉથી આપવા જરૂર પાડી શકતો નથી. કબજા સહિત ગિરો રાખનાર સખ્સ એક જાતનો એજંટ યાને ટ્રસ્ટી છે. તેથી મિલ્કતના ભાડા તથા ઉપજનો હિસાબ રાખવાનું તેનું કામ છે, તેથી તે જો ગિરો મૂકનારની સંમતિ વિના મિલ્કત બીજાને આપે તોપણ હિસાબ

રાખવાની ફરજ તેના ઉપરજ રહે છે. . ધણીનો કબજો તેને મળેલ છે તેથી તે જેને કબજો સોંપે તેનો જવાબદાર જાતે રહે છે. તે બાબત સંભાળ રાખવી એ તેના ઉપર રહેલું છે. અર્થાત્ જો ગિરો મૂકનારે મિલ્કતનું હસ્તાંતર કરવું હોય તો ગિરો રાખનાર ધણીની મંજુરી લઇ તે કૃત્ય કરવું જોઇએ કે પછી તેના ઉપર આવા પ્રકારની જવાબદારી રહે નહિ.

૨૮ ગિરો રાખનારે અલબતે હિસાબ રાખવો જોઇએ. પરંતુ મિલ્કતની ખરી કિમત પ્રમાણે નામું રજુ કરવા તેને જબરદસ્તી કરી શકાતી નથી. જે તેણે વસૂલ લીધું હોય તેને માટે વાસ્તવિક રીતે તે જવાબદાર થાય છે. પણ કાંઈ પણ કસુર કે ગફલતથી કમી લીધું હોય તો જોખમ તેને શિર રહે છે.

૨૯ ઉપર પ્રમાણે ગિરો રાખનારને માટે જે કાંઈ સંભાળ રાખવામાં આવે છે તેનું કારણ એ છે કે, ગિરો મૂકનારની કરજ તરત અદા કરવાની કસુરથીજ તેના હાથમાં લાંબી મુદત મિલ્કત રહે છે ને તે બીજાની મિલ્કત માટે અસાધારણ કાળજી કે પરિશ્રમ લેવા બંધાયેલ નથી.

૩૦ મુદલ, વ્યાજ ને ખર્ચ મળ્યા શિવાય ગિરો રાખનારને મિલ્કતના લેખ પત્ર યાને છાપાં આપવા ગિરો મૂકનાર ફરજ પાડી શકતો નથી. ગિરો રાખનારના પૈસા આપી દેવા માટે બીજાનાં નાણાં લેવા તેની ગરજ પડતી હોય તોપણ ફરજ પાડી શકાતી નથી.

૩૧ ગિરો રાખનાર ગિરો મૂકનાર પાસેથી ગિરોવાળી મિલ્કત ભાડે લઈ શકતો નથી. કપટ નજરે ન આવતું હોય ને ભાડું વ્યાજબી લાગતું હોય તોપણ એમ થઈ શકતું નથી. આનું કારણ આ પ્રમાણે છે. ગિરો મૂકનાર ગિરો રાખનારના દાબ

નિચે હોય છે, ને તેથી જુલમી કરાર થવા ઘણો સંભવ રહે છે. માટે એવું કૃત્ય ઈક્વિટિ વ્યાજબી ગણતી નથી એટલા માટે નિ-ષેધ કરે છે.

૩૨ ગિરો રાખનાર મિલ્કતને કોઇ રીતનું નુકસાન કરી શકતો નથી. જો તે ઉપર ઉભેલાં ઝાડને પાડા નાંખે તો તેનો હિસાબ ચોખ્ખો કરવા હુકમનામું થાય છે. પ્રથમ તેને વ્યાજ અ- પાય છે. બાદ શેષ રહે છે તેમાંથી મુદ્દલ પેટે વસૂલ અપાય છે, અને ઝાડ પાડવા માટે તેને કોર્ટ તરફથી મનાઇ થાય છે. આ પ્રમાણે જો મિલ્કત અપૂરતી હોય તોજ અમલ થાય છે, નહિ તો ઝાડ પાડવાનો તેને નિષેધ કરવામાં આવતો નથી. નવીન ખાણો તે ખોલે ત્યારે પણ આ નિયમ લાગુ કરવામાં આવે છે. ગિરો મૂકનારની પરવાનગી વગર ગિરો રાખનાર વગર જરૂરે ઈમા- રત પાડી નાંખે ને તેના બદલામાં નવીન ઈમારત બાંધે તો ભાડામાં જે તોટો એ કૃત્યથી આવે તેને માટે તેને જવાબ દેવો પડે છે.

૩૩ દરમિયાન બોજેદારના હક્કના સંબંધમાં સંધાનનું ધોરણ ચાલે છે. જ્યાં હક્ક સમાન હોય છે ત્યાં કબજેદારની સ્થિતિ ચઢીઆતી થાય છે. જ્યાં ઈક્વિટિ સમાન હોય છે ત્યાં કાયદો પ્રવર્તે છે. જેને ઈક્વિટિની રૂએ માત્ર હક્ક છે તેના કરતાં કાય- દા ને ઈક્વિટિ બન્ને જેના પક્ષમાં છે તે ફાવે છે. ખરીદકરનાર યાને ગિરો રાખનાર સખ્સ વગર નોટિસે કિંમતી અવેજ બદલ મિલ્કત લે અને આગળનો તે ઉપરનો બોજો અદા કરી લે તો પ્ર- થમ પછી ને છેવટની પહેલાંનું જેને ત્યાં તે મિલ્કતનું ગિરો હોય તેની વિરૂદ્ધ તે પોતાના હક્કનું સંરક્ષણ કરી શકે છે. પ્રથમનું ગિરો તેણે અદા કર્યું ત્યારે તેને બીજા ગિરોની નોટિસ યાને જાણ

હોય તોપણ ચિંતા નહિ. કારણ તેની પક્ષમાં કાયદો ને ઇકિવટિ બંને આવી રહેલાં છે. આપણે ઉપર કહી ગયા છિએ કે દરગિ-યાન બોજેદારના હકના સંબંધમાં સંધાનનું ધોરણ ચાલે છે. હવે તે ધોરણ શું છે? ને તેનાં પ્રાસંગિક લક્ષણો કેવાં કેવાં છે? તેનું નિરીક્ષણ કરવું યોગ્ય છે. ત્રિજો ગિરો રાખનાર સખ્સ પ્ર-થમનું કબજાવાળું ગિરો ખરીદ કરી લે તો બીજો ગિરો રા-ખનાર જે હકનો માલેક હોય તેના કરતાં તેનો હક પ્રાક્ત-ન ગણાય છે. તાત્પર્ય એ છે કે એ ભિન્ન ગિરો રાખનારની તર-ફેણમાં કબજો એટલે કાયદો અને ઇકિવટિ બંને છે. ને બીજા ગિરો રાખનારને માત્ર ઇકિવટિજ છે. આમાં પહેલા ને ત્રિજા ગિરોનું જોડાઇ જવું થયું તેને સંધાન એવી સંજ્ઞા આપવી એ ઉચિત ધાર્યું છે. હકોના સંધાનનું ધોરણ સ્થાપન કરનાર પ્ર-સિદ્ધ કેસ માર્લબરોની ડચેસનો છે.

૩૪ હુકુમનામાનો લેણદાર પ્રથમનાં ગિરોને ઉપર કહી ગયા તે પ્રમાણે કબજા સહિત ખરીદ કરી લે તો તેને સંધાનના ધો-રણનો લાભ મળતો નથી. કેમકે તે વેંચાણ લેનારો છે એમ કહી શકાય નહિ. તે મિલ્કત ઉપર નજર રાખી તેણે પોતાના પૈસા ધીરેલા નથી.

૩૫ પ્રથમનો ગિરો રાખનાર કબજેદાર હોય ને ગિરો મૂ-કનારને હુકમનામું થતાં વધારે પૈસા ધીરે તો તે હકનું સંધાન કરી શકે છે, કારણ ચોથી પરિભાષા પ્રમાણે જ્યાં ઇકિવટિ સમાન છે ત્યાં કાયદો પ્રવર્તે છે.

૩૬ પાછળના ગિરો રાખનારે જ્યારે આગલું ગિરો વેંચાણ લીધું હોય અને કબજો કોઈ ટ્રસ્ટી પાસે હોય તો તેને તેથા કાંઈ

લાભ મળી શકતો નથી. કારણ કે ત્રિજી પરિભાષામાં ફરમાવ્યા પ્રમાણે જ્યાં ઈક્વિટિ સમાન છે ત્યાં જે વખતમાં પ્રથમ તે પ્રવર્તે છે.

૩૭ હકનું પ્રાક્તનપણું એટલે પ્રથમપણું કપટથી જાય છે. ગિરો રાખનાર અશુદ્ધ બુદ્ધિથી પોતાના ગિરોની ના પાડે ને તેથી કોઈ સખ્સ તેજ મિલ્કત ગિરો રાખે તો એવા કપટ કરનારનો હક અગ્ર હોય તોપણ તેવો ગણાતો નથી. કપટને ન્યાય મદદગાર થતો નથી.

૩૮ જૂદી જૂદી મિલ્કત ઉપર જૂદાં જૂદાં કરજ કરેલાં હોય તેને એકઠાં નાખવાં, તેને સંચીકરણ કહે છે. એકની મિલ્કત ઉપર જૂદાં જૂદાં કરજ હોય તેને એકઠાં નાંખવાની ક્રિયાને આપણે આગળ સંધાન એવી સંજ્ઞા આપી છે, તે ઉપરથી આ બંને ધોરણનો ભેદ વાંચનારને સ્પષ્ટ રીતે સમજાશે.

૩૯ આ પ્રમાણે આ પ્રકરણ પૂરૂં થતાં આવતામાં ન્યાયી ગિરોની બાબતનું નિરુપણ કરવામાં આવશે.

---

## પ્રકરણ ૨૦ મું.

## લેખ પત્ર કબજે સોંપી સ્થાવર મિલ્કતનું કરેલ ન્યાયી ગિરો વિષે.

૧ જાગીર, ઘર, જમીન વગેરેનાં વેંચાણ, ગિરો અગરે બીજી રીતના કરારની બાબતમાં હમેશાં દસ્તાવેજ લખી આપનારની સહિ સુદ્ધાંતના થવાનો રિવાજ ચાલતો આવ્યો છે. કેટલેક દરજ્જે કાયદે પણ તે ફરજ દાખલ કરી દીધી છે. તોપણ મોઢેથી કાંઇ શબ્દ બોલ્યા વગર નાણાં ધીરનારના હાથમાં કર-

જદાર પોતાની કાંઈ પણ મિલ્કતના લેખ પત્ર સોંપે તો તે બિના તે મિલ્કતના ગિરોના પૂરાવા માટે સ્વતઃ બસ છે. તેનો જાણે દસ્તાવેજ થઇ ચૂક્યો હોય નહિ, એમ અમલ થાય છે. ઉપર દર્શાવેલા રિવાજ કે કાયદાની ફરજનું બહાનું કરજદાર આડું દઇ શકતો નથી ને તેનો કોઈ રીતનો વાંધો ચાલતો નથી.

૨ મારાં ખોવાઈ ગએલાં લેખપત્ર ધીરનારને મળ્યાં છે, તે પાછાં લેવાની ફરિયાદ પણ કરજદારની પ્રથમ દર્શનિક રીતે ચાલતી નથી. તે કદાચ તેવી ફરિયાદ કરે તો તેને તાત્કાળ ઉત્તર મળે છે કે, તમે ઈક્વિટિ માગવા આવ્યા છો, માટે ઇક્વિટિ પ્રમાણે ચાલો. ( ૫ મી પરિભાષા જુઓ. ) અને જે અવેજના બદલામાં તમારા લેખ પત્ર મૂક્યા હોય તે અવેજ પ્રથમ ભરો, એટલે ન્યાયની રીતે અમલ થઇ રહેશે.

૩ કરાર કર્યો હોય તો પછીથી જે રકમ ધીરવામાં આવે તે વસૂલ થતાં સુધી પણ છાપાં રોકવાનો ધીરનારને અખતિયાર છે. રીતસર ગિરો ખત તૈયાર કરાવવા માટે લેખ કે છાપાં સોંપવામાં આવ્યાં હોય તોપણ તેથી કરીને તે થતાં સુધી ન્યાયી ગિરો તરીકે તે ધીરનારના કબજામાં રહે છે એમ ગણવાનું છે. એટલે બધે દરજ્જે લેખપત્ર સોંપ્યાથી ગિરો તરફ બળવાન્ અનુમાન થાય છે.

૪ માત્ર વચનથીજ કબુલત કરી હોય કે ધીરેલ પૈસા માટે લેખ થાપણમાં મૂક્યો હોય તો તેથી કરીને ન્યાયી ગિરો થતું નથી. વસ્તુતઃ લેખપત્ર સોંપેલાં હોવાં જોઈએ ને અવેજ બદલ તેમ થયાનું માનવા વાસ્તવિક કારણ હોય ત્યારે ન્યાયી ગિરો સંપૂર્ણ થયું કહેવાય, નહિ તો નહિ.

૫ અમુક મિલ્કત સંબંધીના તમામ લેખ પત્રોની સોંપરત કે કબજો થવો જોઈએ,' એમ કાંઇ જરૂર નથી; મુખ્ય મુખ્ય સોંપાયા હોય તો ચાલે. પરંતુ એટલું તો જોઈએ કે ગિરો ઉત્પન્ન કરવાના ઈરાદાથી તે પ્રમાણે તે મૂકાએલા હોવા જોઈએ.

૬ ન્યાયી રીતનું ગિરો રાખનાર ધણી જો લેખપત્ર આપી દે, ને તેથી તેનો મૂળ સોંપનાર ધણી તે બીજાને ત્યાં મૂકી આવે તો એવા બીજા ગિરો રાખનારનો હક ચઢીઆતો થાય છે; ને પ્રથમનો ગિરો રાખનાર પોતાની ગફલતને લીધે નુકસાન ભોગવે છે. ગફલત એટલી કે તે લેખપત્ર તેણે તરત કેમ પાછાં મેળવી ન લીધાં. ઈક્વિટિનું એક એવું ધોરણ છે કે બે નિરપરાધી પક્ષકારોમાં જે કપટ થવા દેવામાં સાધનરૂપ થયો હોય તેણે નુકસાન ભોગવવું, પછી તે જાણી જોઈને સાધનરૂપ થયો હોય કે અજાણતાં તેની કાંઇ ફિકર નહિ.

---

## પ્રકરણ ૨૧મું.

## જંગમ મિલ્કત ગિરો તથા ઠામ મૂકવા વિષે.

---

૧ જંગમ મિલ્કતનું ગિરો ને ઠામ મૂકવું એ બેમાં ભેદ રહેલો છે. ગિરોમાં તે મિલ્કતનું સરતી પરહસ્તદાન થવાનુ રહસ્ય સમાએલું છે; અને દરમિયાન કબજો ગિરો મૂકનારનો રહે છે. સરત જો પાળવામાં નથી આવતી તો ગિરો રાખનારનો તમામ હક કાયદા પ્રમાણે અમલ કરે છે ને સ્થાવરમિલ્કતના ગિરોની માફક પરિણામ નિપજે છે. જંગમ મિલ્કતને ઠામ મૂકી હોય તેમાં તો

ઠામ માંડી લેનારને તરતજ કબજો મળે છે ને ઠામ માંડી આપેલ ચીજ ઉપર તેનો ખાસ હક્ક થાય છે. સારાંશ એ છે કે ગિરોમાં કબજો સોંપાતો નથી ને ઠામ મૂકેલ આપેલ હોય ત્યારે કબજો સોંપવો પડે છે.

૨ વસ્તુ ઠામ મૂકી હોય ત્યારે જો તે છોડાવવા માટે વખત મુકરર કરવામાં આવ્યો હોય તોપણ તે વીત્યા બાદ યોગ્ય મુદતમાં તે છોડાવી શકાય છે. જો વખત નક્કી કરવામાં ન આવ્યો હોય તો ઠામ મૂકનારને છોડાવવા માટે આખી જીંદગી સુધી તક જારી રહે છે એટલે કે તે ગમે ત્યારે છોડાવી શકે છે; પરંતુ જો ઠામ રાખનારની મરજી થાય તો જે વખત તે ચાહે તે વખત ઠામ મૂકનારને છોડાવવાની જરૂર પાડી શકે છે. ઠામ મૂકનારના મૃત્યુ પછી તેની જંગમ મિલ્કતનો વારસ કે વ્યવસ્થાકરનાર પ્રતિનિધિ છોડાવી શકે છે.

૩ ઠામ મૂકનાર ધણીને કાયદાની મદદથી છોડાવવાનું ઘણું કરીને રહે છે, પરંતુ જો હિસાબ માગવાની કે એવી કોઈ બાબતની જરૂર થાય તો ઈક્વિટિની સહાયતા લેવી પડે છે, કારણ કે તે કામ ખાસ રીતે ઇક્વિટિનું છે, કાયદાનું નથી. (જુઓ પ્રકરણ ૩૪ મું)

૪ બીજા હાથ ઉપર જોઈએ તો ઠામ રાખનાર ઠામ મૂકનારનો છોડાવવાનો હક્ક બંધ કરવા અગર તો ઠામ મૂકાએલ વસ્તુ વેચાવી નાંખવા માટે ઈક્વિટિની રૂએ ફરિયાદ માંડી શકે છે. એવું જણાય છે કે છોડાવવાની મુદત ગત થયા કેડે ઠામ રાખનાર ધણી ઠામ મૂકનારને નોટિસ આપ્યા બાદ ન્યાયની કોર્ટથી વેચાણ કરવા માટે હુકમનામું મેળવ્યા શિવાય પણ ઠામવાળી

વસ્તુ વેંચી નાંખી શકે છે, પરંતુ આ પ્રમાણેની પરિપાટીનો કાયદો સ્વીકાર કરતો નથી. અને ચાલતો પ્રચાર પણ એજ પ્રમાણે જોવામાં આવે છે.

૫ સ્થાવર મિલ્કતના ગિરોની માફક જંગમ મિલ્કતના ગિરોમાં પણ મુકરર કરેલ સરત ન પળે તોપણ યોગ્ય મુદત સુધી ગિરો મૂકનારનો પોતાની મિલ્કત છોડાવવાનો હક્ક કાયમ યાને જારી રહે છે. તથાપિ કરારનો ભંગ થયે એક તરફ સ્થાવરના ગિરોમાં ને બીજી તરફ જંગમના ગિરો ને ઠામ મૂકવામાં અંતર રહેલો છે. પાછળની બાબતમાં નોટિસ આપી ગિરો કે ઠામ મૂકેલ મિલ્કત વેંચી નાખી શકાય છે, પરંતુ સ્થાવર મિલ્કતના ગિરોમાં એમ બની શકતું નથી. તે તો માત્ર અદાલતથી હુકમનામું મેળવ્યા બાદ તેની દ્વારાએ થાય છે.

૬ ઉપર બતાવેલા ધોરણનું કારણ આ પ્રમાણે છે. સ્થાવર મિલ્કત એવી ચીજ છે કે જેનું વેંચાણ થયા બાદ તે અગર તેના જેવીજ બીજી મૂળ ધણીને કોઇ પ્રકારે મળી શકતી નથી; અને જંગમ મિલ્કતમાં પૈસા વડે ઘણી ખરી વખત એવીજ બીજી ચીજ સેહેલાઈ ને સગવડતાથી મળે છે. સ્થાવર મિલ્કતમાં જે ખાસિયત ને કિમતીપણું રહેલું છે તે કવચિત્‌જ જંગમમાં રહેલું માલમ પડશે. તેથીજ જંગમ મિલ્કત ઠામ અગર ગિરો મૂકી હોય ત્યારે નોટિસ આપ્યા બાદ તેનું કોર્ટને દરમિયાન લાવ્યા વગર વેંચાણ થઇ શકે છે.

૭ સ્થાવર મિલ્કતના સંબંધમાં સંધાનનું ધોરણ અમલમાં આણવામાં આવે છે, તેના કરતાં આ પ્રકરણના વિષયમાં અધિક રીતે આણવામાં આવે છે. જંગમ મિલ્કત ગિરો મૂકનાર કે ઠામ માંડી

આપનાર સખ્સ ગિરો માંડનાર પાસેથી વધારે રકમ ઉપાડે તો તેવી રકમ ભરાઇ ગયા સુધી તેનો ગિરો મુકેલ કે-ઠામ માંડેલ મિલ્કત ઉપર હક્ક રહે છે. તેમ કરવા માટે કોઇ ખસુસ રીતે કરેલ કરાર હોવાની પણ જરૂર રહેતી નથી. સ્થાવર મિલ્કતના સંબંધમાં એવો કરાર અવશ્ય થયેલો હોવો જોઈએ, નહિ તો એકજ મિલ્કત ઉપર જૂદાં જૂદાં કરજનું સંધાન એટલે જોડાઈજવાપણું થવા અનુમાન કે સંભવ રહેતો નથી.

---

## પ્રકરણ ૨૨ મું.

## વિવિધ હક્ક વિષે.

૧ હક્કના ઘણાં પ્રકાર છે. જેમકે કોઈ વસ્તુ ઉપર કોઇ કારીગરે મેહેનત કે ચતુરાઈ ખર્ચ્યાં હોય તો તેના ઉપર તેની મજુરી લેવાનો હક્ક રહે છે. ઉદાહરણ કે દરજીને સીવવા આપેલ કપડાં ઉપર, સોનીને ઘડવા આપેલ દાગીના ઉપર તેને મજુરી અપાય ત્યાં સુધી તેનો હક્ક રહે છે અને તેની રૂએ તે વસ્તુઓ તે રોકી શકે છે.

૨ વેપારના રિવાજથી પણ કેટલાક હક્ક ઉત્પન્ન થયા છે. દરીઆઇ બાબતના કેટલાક હક્કો છે, જેમ કે વહાણ કે માલ દરીઆમાં ડુબતો કે ડુબેલો હોય તે કાઢી લાવનારને તેની મેહેનત માટે બદલો મળતાં સુધી તે ઉપર હક્ક રહે છે. કેટલીક વખત કાયદો સ્વીકાર નથી કરતો એવા હક્કનો ઈક્વિટિ અંગીકાર કરે છે. જમીન વેચી હોય ત્યારે બાકી રહેલ કિમત માટે વેચનારનો

તે ઉપર હકક રહે છે, તેમ ઈક્વિટિ બહુધા પ્રકારે ગણે છે, પણ કાયદો તેવા હકકનો સ્વીકાર કરતો નથી. વેપારીની બાબતમાં હકક અમુક ચીજ ઉપરજ રહે છે એમ માનવાનું નથી. ચાલતા ખાતા. માં બાકી લેણુ દેણુ રહે તેના ઉપર હકક કેટલીક બાબતમાં રહે છે- ચાલતું ખાતું નક્કી કરવાનું કામ અવઘડતા ભરેલું હોવાથી ઇક્વિ- ટિની સહાયતા વિના તે બાબતની ચોખ થવી મુશ્કેલ છે.

૩ મુકરર હક્ક એ અમુક માલ કે ચીજ ઉપરજ સ્થાપિત રહે છે ને સામાન્ય હક્ક ખાતામાં લેત્રદેવ રહે તે ઉપર સ્થા- પિત થાય છે. આ બે હક્કના મુખ્ય વિભાગ ગણાય છે.

૪ જમીન ઉપરનો હકક વેંચાણ રાખનારને કબજે સોંપ્યા બાદ ઉત્પન્ન થાય છે, અને માલ ઉપરનો હકક વેંચનારનો કબજો કાયમ રહે ત્યાં સુધીજ જારી રહે છે; ને વેંચાણ લેનારને માલ સોંપ્યો કે તે હકક વિરામ પામે છે. આ અંતર અગત્યનો ને ધ્યાનમાં રા- ખવા યોગ્ય છે.

૫ અસીલ અગર કુળના ખત ને દસ્તાવેજો ઉપર વકીલનો હકક છે અને તેની મારફત વસૂલ થયેલો પૈસા ઉપર પણ વ- કીલનો તેજ પ્રમાણે હકક રહે છે. આ હકકનું મૂળ જોઇએ તો ચા- લતો આવેલો પરંપરાનો રિવાજ છે. એ રિવાજ કાયદા અને ઇ- ક્વિટી એ બંનેએ મંજુર રાખેલો છે. આ હકકનો આધાર કરાર ઉપરનો નથી. તેમ તેમાં ગિરો કે ઠામ માંડી દેવાય છે તેવી પણ ખાસીયત નથી. ઇક્વિટિએ કબુલ રાખેલી તે એક બાબત છે, જેની રૂએ પોતાની ફી, ખર્ચ વગેરે મળે ત્યાં સુધી દસ્તાવેજ વગેરે તેને હાથ આવ્યાં હોય તે વકીલ રોકી શકે છે.

૬ ઉપર લખ્યા પ્રમાણેનો વકીલનો હક્ક પ્રથમ જો હક્ક તેજ દ-સ્તાવેજ વગેરે ઉપર કોઇનો હોય તેનાથી અલબતે ઉતરતા દર-જાનો છે, એટલી નોંધ કરતાં અમારે ચૂકવું ન જોઈએ. બીજા કોઇનો અવલ હક્ક હોય તો વકીલનો હક્ક પ્રધાન ગણાતો નથી, પણ ગૌણ ગણાય છે.

૭ સાહુકારને ત્યાં અડાણામાં મૂકેલ વસ્તુ ઉપર ખાતામાં જે લેણુદેણુ રહે તેને માટે તેનો હક્ક રહે છે.

૮ હક્કના ઉપર પ્રમાણે મુખ્ય પ્રકારો છે, ઉપરાંત કેટલાક હક્ક અર્ધ હક્કની મિસલના છે, તેમાં સ્થાપિત થતા ટ્રસ્ટના ઉ-દાહરણોનો સમાવેશ થાય છે. તેને ફરી દોરવી આહીં લખવા જરૂર જણાતી નથી.

૯ અર્ધ હક્ક તરીકે ગણાતી બીજી કેટલીક બાબતો પણ છે. કોઇ સખ્સ પોતાની કાંઇ સ્થાવર મિલ્કત બીજા કોઈને વેં-ચવા કબુલ થાય અને તેની સાથે તેજ મિલ્કત ઉપર મરામત કરવાને પૈસા ધીરવા હા પાડે તો કિમત ને ધીરેલા પૈસા એ બન્ને માટે તેને હક્ક છે, એમ ઠરાવવામાં આવેલું છે. બે સંયુક્ત ભાડુતમાંનો એક બંનેના લાભ અર્થે ભાડા ચિઠ્ઠી નવીન કરી આપે તો અર્ધ ખર્ચ માટે અર્ધ ભાડુતી હક્ક ઉપર તેનો હક્ક થાય છે.

૧૦ બે સખ્સ સંયુક્ત રીતે એક સ્થાવર મિલ્કત ખરીદ કરે ને તે એમાંનો એક બધાં નાણાં વેંચનારને એકલો આપે, ને વેંચાણ ખત બંનેના નામનું થાય તોપણ પૂરા પૈસા આપનારને અર્ધ હિસ્સા માટે તેમાંની અર્ધ મિલ્કત ઉપર હક્ક ઉત્પન્ન થતો નથી; કારણ એ બે વચ્ચે કરારનો અભાવ છે. દાવો કરવાનું કાર-

શું આવી હકીકત પેદા કરે છે એટલુંજ. તેમજ બે સંયુક્ત ભા. ડુતમાંનો એક બીજાને પૂછ્યા વગર ઘરશૃંગાર માટે સામાન લાવે તો તેમાંના અર્ધ ઉપર અર્ધ પૈસા માટે તેને હક્ક નથી, પરંતુ તે દાવો કરી પૈસા વસૂલ લેવા હક્કદાર થાય છે.

---

## પ્રકરણ ૨૩ મું.

## કરારથી થતી શિક્ષામાંથી છુટકારા વિષે.

૧ મથાળે લખેલી બાબતનું ધોરણ આ પ્રમાણે છે, ને તેની જનેતા દયાળુ માતા ઇક્વિટિ છે. અમુક કાર્ય પરિપૂર્ણ કરવા માટે બંધાયા પછી તે ન થાય તો શિક્ષારૂપે મોટી રકમ આપવા કરાર લખી દેવામાં આવે છે, પરંતુ ઇક્વિટિ મૂળ ઇરાદો જોઈ એવી શિક્ષાને અટકાવી દે છે. કરજદાર ગરજ ને દબાણને લીધે એવી શિક્ષા લખી આપે છે; પરંતુ એવી હાથ નીચેની એકની સ્થિતિનો બીજો ગેરવ્યાજબી લાભ લઇ જાય, એ ઇક્વિટિથી સહન થઇ શકે નહિ, માટે શિક્ષાના કરારને બાજુ મૂકી દઈ મૂળ ઇરાદો શું છે, તે જોઇ તેમાંથી સંરક્ષણ કરી પોતાનું માહાત્મ્ય પ્રદર્શિત કરે છે. વિલંબ માટે અગર કરાર તોડ્યા બદલ નુકસાની જે કાંઇ થઇ હોય તે ઉપર લક્ષ દેવામાં આવે છે. તે ઉપરાંત જુલમી કરારને લીધે બીજું અધિક કાંઇ થઈ શકતું નથી.

૨ શિક્ષાની રકમ ઘણે ભાગે મૂળ કરજ કરતાં બમણી હોયછે. તે કરતાં વધારે તો કોઈ દિવસ અપાવી શકાતું નથી.

મુદલ, વ્યાજ, ખર્ચ, ને નુકસાન મળી તે કરતાં કમી અપાવવાનો ચાલ છે. પૈસા આપતાં વિલંબ થયો હોય ને ઠરાવેલી મુદત ગત થઈ હોય તો વ્યાજ અપાવ્યાથી ન્યાયનો હેતુ પરિપૂર્ણ રીતે સંતોષાઇ જાયછે. કોઈ અમુક કાર્ય કરવામાં કસુર થતાં શિક્ષાનો કરાર હોય તો નુકસાની બદલ કેટલી રકમ અપાવવી જોઈએ તેનો નિશ્ચય કરવો પડે છે, એટલે તમામ નિસ્તાર ને છુટકારો થયો એમ સમજવું.

૩ પરંતુ અમુક વસ્તુ કરવા માટે કરાર હોય ને તે ન કરવા બદલ શિક્ષા તરીકે રકમ ઠરાવી હોય તોપણ તે વસ્તુ કરાવ્યા શિવાય બહુધા પ્રકારે લખીદેનારને છુટકો નથી. વિશેષ ન્યાયની બાબતોમાં વિશેષ કરીને આ પ્રમાણે બનવાનો સંભવ રહે છે.

૪ કરારનો ભંગ કર્યા બદલ અમુક રકમ ઠરાવેલ હોય તે શિક્ષાના પ્રકારની છે યાતો નુકસાની બદલ છે, તેનું નિરાકરણ કરવા માટે કેટલાક નિયમો છે તે નીચે દર્શાવીએ છીએ.

૧ નાની રકમ આપવા માટે મોટી રકમ આપવા બંધન કરી આપેલ હોય તો ઠરાવેલી રકમ શિક્ષાની મિસલની છે એમ માનવું.

૨ કરારમાં લખ્યા પ્રમાણે સરત પાળવામાં ન આવે તે માટે છેવટે જે રકમ આપવાનું ઠર્યું હોય તે જો દેખીતી રીતે નુકસાન લાગતું હોય તેના પ્રમાણની બહાર હોય તો ઠરાવેલ રકમ શિક્ષા માટે છે એમ નિશ્ચય જાણવું.

૩ એવી બાબત હોય કે થએલ હાનિ માટે નુકસાનીનો આંક મુકરર થઇ ન શકે તો તેવી બાબતમાં ઠ-

શાવેલી રકમ નુકસાનીની છે ને શિક્ષાનો ભાવ તેમાં નથી એમ સમજવું.

૪ એક બનાવના બનવા ઉપર પૈસા આપવાનો આધાર હોય ને કરેલ કરારના ભંગથી વાદીને થતાં નુકસાનનો આંક નક્કી કરવા માટે યોગ્ય સાધન ન હોય તો તે મુસ્કેલી દૂર કરવા માટે પક્ષકારોએ બદલાની રકમ ઠરાવવી, એ તેની મુખત્યારી ઉપર રાખેલું છે.

૫ શિક્ષા કે નુકસાની એ શબ્દ વાપરવામાં આવેલ હોય તે ઉપરથી પક્ષકારનો ઈરાદો સમજવાનો નથી, પરંતુ કરારનું રૂપ ને આખા દસ્તાવેજની ભાષા લક્ષમાં લેવાં જોઈએ.

૬ દસ્તાવેજમાં લખેલા શબ્દો શંકાયુક્ત કે એક બીજાથી વિરૂદ્ધ હોય તો શિક્ષાની મિસલનો ઠરાવ છે એમ ઠરાવવા તરફ કોર્ટનું વલણ રાખવું જોઇએ. કારણ કે ન્યાયની રૂએ તેવો અર્થ કરવો એ વધારે સહિસલામતી ભરેલું છે.

---

## પ્રકરણ ૨૪ મું.

## પરણેલી સ્ત્રીની મિલ્કત વિષે.

---

૧ ઈક્વિટિના નિયમો સામાન્ય કાયદાના નિયમોથી પરણેલી સ્ત્રીના હક્કની બાબતમાં જેટલા જૂદા પડેછે ને ઉત્ક્રમણથી વર્તે

છે, એટલા કોઇ બીજી બાબતમાં નથી. ઈક્વિટિનો અનુભાવ એટલો પ્રબળ છે.

૨ સામાન્ય કાયદાના અનુબંધ પ્રમાણે લગ્નની ગ્રંથિથી પોતાની સ્રીની સ્થાવર મિલ્કતની ઉપજ ને ભાડું એ બંને સંયુક્ત જિંદગી પર્યંત લેવાને ધણી હક્કદાર થાય છે. જંગમ મિલ્કત કબજામાં હોય અગર ફરિયાદથી દંપતિસ્થિતિની દરમિયાન કબજે લેવાય તેનો તે સ્વતંત્ર હક્કદાર બને છે,

૩ સ્રીની મિલ્કતમાં આ પ્રમાણે ધણીને હિત ઉત્પન્ન થાય છે, તેનું કારણ એ છે કે લગ્ન થયાથી સ્રીનું ભરણપોષણાદિ કરવા તેના ઉપર પક્કી ફરજ આવી પડે છે.

૪ કાયદા પ્રમાણે ઉપરનું ધોરણ પ્રબલતાને પામેલું, તેમાં ઈક્વિટિએ વચમાં આવી નિરૂપાય સ્રીને સોપાય કરી છે; અને કેટલાક પ્રકારની મિલ્કત ઉપર તેનેજ સ્વતંત્ર સ્વામિત્વ બક્ષ્યું છે. દયાશીલ ઈક્વિટિનો આ ચમત્કાર જુઓ. જો કે કાયદાનુસાર સ્રીને જૂદી મિલ્કત રહી નહિ તોપણ ઇક્વિટિએ ન્યાયપૂર્વક ઠરાવી આપ્યું છે કે, કેટલીક બાબતમાં સ્રીને મિલ્કતની સ્વેચ્છા પ્રમાણે વ્યવસ્થા કરવાનો અખત્યારછે.

૫ હવે કેવી મિલ્કત ઉપર શી રીતે તેણીનોજ અધિકાર છે તે બતાવીએ છીએ.

૧ લગ્ન પહેલાં ધણી સાથે કરાર કર્યો હોય કે અમુક મિલ્કત ઉપર સ્રીનોજ હક્ક રહેશે. તે અમુક મિલ્કત ધણીની હો, યા સ્રીની હો, યા કોઇ ત્રિજા શખ્સની હો, તોપણ ચિંતા નથી.

૨ લગ્ન બાદ કરાર કર્યાથી પણ સદહુ પ્રમાણે હક્કનો ઊદ્ભવ થાય છે.

૩ પૂર્ણ રીતની બક્ષીસ ધણી ન કરે પરંતુ દાગીના માત્ર વાપરવા માટે આપે તેના ઉપર સ્ત્રીનું સ્વામિત્વ થતું નથી.

૪ સ્ત્રીને કોઈ બીજા તરફથી બક્ષીસ મળી હોય તેનો તે મરજી મુજબ ભોગવટો ને ઉપયોગ કરી શકે છે.

૫ જેટલો અધિકાર ઉપરની મિલ્કતમાં આપવામાં આવ્યો હોય તેટલે દરજ્જે તે સ્ત્રી ભોગવી શકે છે. ન્યૂનાધિકપણું તેમાં થઇ શકતું નથી.

૬ સ્ત્રીને માટે ઉપર પ્રમાણે મિલ્કત મળતી ત્યારે પ્રથમ તો ટ્રસ્ટીના દરમિયાનપણાની જરૂર રહેતી. હાલ તે જરૂર નિકળી ગઇ છે. ધણીજ ટ્રસ્ટી ગણાય છે એટલે સ્ત્રીને માટે અલગ રાખેલ મિલ્કત તે પોતે કે તેના લેણદાર લઇ શકતા નથી.

૭ કેવા શબ્દોમાં લખી આખી મિલ્કત સ્ત્રીને માટે અલગ રાખવામાં આવે છે, તે નક્કી કરવાની આવશ્યકતા નથી. માત્ર તે બિનાની સાબિતી કોઇ પણ પ્રકારે થાય એટલુંજ બસ છે. તે સાબિતી નિઃસંદેહ ને સ્પષ્ટ જોઇએ, નહિ તો ધણીના હક્કને હાનિ પહોંચાડી શકાતી નથી. એમ અર્થ જણાય કે ધણીએ પોતાની સ્ત્રી માટે અમુક મિલ્કત રાખી છે, તો પછી અમુક શબ્દ વાપરી તેમ કરવું જોઈએ એમ જરૂર નથી. ધણીની ઈચ્છાની કોઈ રીતે સાબિતી થાય કે જાણે વગર પરણેલી સ્ત્રી હોય એવી રીતે પરણ્યા પછી આવી રીતે અલગ રાખેલી સ્થાવર જંગમ બંને પ્રકારની મિલ્કત ઉપર સ્ત્રીનો પૂર્ણ ભોગવટો ને માલિકી થાય છે.

૮ જૂદી મિલ્કતની પેદાશમાંથી સ્ત્રી બચાવ કરે તે પણ તેની જૂદી મિલ્કતજ ગણાય છે. તેણીની મરજી હોય તો તેવી

પેદાશ પોતાના ખસમને પરબારી લેવા દે ને બંનેના સંયુક્ત ઉપયોગને અર્થે તે વાપરી શકાય છે.

૯ હિંદુ શાસ્ત્રમાં જેટલે દરજ્જે સ્ત્રીધનનો વિષય ગુંચવણવાળો ને નિયમ, અપવાદ ને પેટા નિયમથી ભરપૂર છે, તે પ્રમાણે ઈક્વિટિનો આ વિષય છે. તે વિલાયતને ઘણું કરીને લાગુ હોવાથી સામાન્ય વાંચનારાઓને મનોરંજક થઈ પડે તેવો નથી તે માટે માત્ર તેનાં મુખ્ય મુખ્ય ધોરણો આ જગોએ અમોએ સંક્ષેપમાં ચર્ચ્યા છે ને વિસ્તાર કર્યો નથી.

૧૦ હિંદુ શાસ્ત્રમાં જેને શુલ્ક કહે છે એવી એક બાબત આ વિષયમાં સમાયેલી છે. "પિનમનિ" એટલે સ્ત્રીને ધણી તરફથી અમુક મુદતે વાપરવા માટે અપાતી રકમ તેનો ઉપયોગ સ્ત્રી વસ્ત્રાભૂષણાદિ લેવામાં કરે છે. રકમ લગ્ન પહેલાં નિશ્ચિત કરવામાં આવે છે. પતિની ઈચ્છા પ્રમાણે અલંકાર લેવા કરવામાં એ પૈસા વપરાય છે; માટે રકમની મહત્વતા કે અલ્પતાનો આધાર પતિના શોખ ઉપર રહે છે. દરેક નાની મોટી ચીજ લેવા માટે તથા તેનાં બિલો ચુકવવામાં પતિને ઘણો શ્રમ પડે ને કાળ વ્યતીત થાય માટે આ પ્રમાણે ઉધડી રકમ ઠરાવવાનો રિવાજ પડ્યો હશે એમ અનુમાન બાંધી શકાય છે. પ્યારથી પોતાની અંગનાને જે બક્ષીસ આપવામાં આવે છે તેપણ "પિનમ" નિ ગણાય છે.

૧૧ "પિનમનિ" બાબતના કેટલાક નિયમો છે તે નીચે પ્રમાણે આપીએ છિએ.

૧ પતિ ગુજરી જાય ને વધારે મુદતનું "પિનમનિ" ચડેલ હોય તોપણ એક વર્ષની રકમ ઉપરાંત આપી શકાતું નથી.

૨ છેવટે આપીશ એમ કહી પતિએ પૈસા બાકી રાખ્યા હોય તો તમામ ચડેલ "પિનમનિ" આપવું પડે છે.

૩ પતિએ વસ્ત્રાલંકારનું તમામ ખર્ચ પોતાની હૈયાતીમાં ચુકવ્યું હોય તો તેના મરણ પછી કાંઇ પણ "પિન મનિ" સ્ત્રીને મળી શકે નહિ.

૪ સ્ત્રી ગુજરી જાય તો તેની મિલ્કતની વ્યવસ્થા કરનારને "પિનમનિ" ચડેલ હોય તે પૈકી કાંઈપણ મળી શકતું નથી.

૧૨ વસ્ત્રાલંકાર વગેરે લગ્ન બાદ સ્ત્રીને પતિએ આપેલ હોય ને માત્ર વાપરવા માટેજ આપેલ હોય તો તે મિલ્કત ઉપર સ્ત્રીનું સ્વાતંત્ર્ય થતું નથી. બીજા પરાયા માણસો તરફથી બક્ષીસ મળેલી હોય તેનો પણ આમાં સમાવેશ થાય છે. એ ચીજો પતિની હૈયાતીમાં સ્ત્રીથી આપી કે વેંચી દેવાઈ શકાતી નથી. તેમ પતિ મૃત્યુપત્રિકાથી તેની વ્યવસ્થા કરી દઇ શકતો નથી, પરંતુ તેના કરજદાર તે જપ્તીમાં લેવરાવી શકે છે.

૧૩ સ્ત્રીને પોતાના તથા પોતાના બાળબચ્ચાંના ભરણપોષણ માટે બંદોબસ્ત કરાવવાનો પોતાના પતિ ઉપર હક્ક છે. આ હક્ક કાયદા ને ઈક્વિટિ એ બંનેએ અંગીકૃત કરેલો છે. લગ્ન હક્કથી આ હક્કનો ઉદ્ભવ છે. જે ઇક્વિટિ માગે તેણે ઇક્વિટિ પ્રમાણે ચાલવું જોઈએ. ધણી સ્ત્રીની જૂદી મિલ્કતનો લગ્ન થયા પછી માલેક થાય છે, તે આપણે ઉપર જણાવી ગયા છિએ. તે કારણસર આ હક્ક ધણીની મિલ્કત ઉપર સ્ત્રીનો સ્વીકૃત થએલો છે. ફરિયાદ કરી આ હક્ક સ્ત્રી હસ્તગત કરી શકે છે એટલો તે બળવાન્ છે. પરંતુ તેણીના મૃત્યુ પછી તે ફરિયાદ ચલાવવાનો અ-

ગર થએલ હુકમનામું બજાવવાનો લાભ તેના બચ્ચાંઓને મળી શકતો નથી.

---

## પ્રકરણ ૨૫ મું.

## બચ્ચાંઓના વાલીપણા વિષે.

૧ પ્રથમ તો પોષણ અને કુદરતના હક્કથી બચ્ચાંનો વાલી તેઓનો પિતા છે. જ્યાં સુધી તેઓનું બચપણ જારી રહે ત્યાં સુધી તે હક્ક કાયમ રહેછે.

૨ બીજે દરજ્જે પિતાના મૃત્યુને લીધે મૃત્યુપત્રિકાથી જેને તેઓની સંભાળ સોંપી હોય તે વાલી ગણાય છે.

૩ ત્રિજે દરજ્જે પિતાએ જેને પોતાનાં બચ્ચાંની સંભાળ સોંપી હોય તે જેને નિમે તે વાલી થાય છે. એ રીતે સોંપાએલ પિતૃપદને આધારે વ્યવસ્થા કરવા એવા પરાયા પુરુષને બચ્ચાંના પિતાના આપવાથી અધિકાર મળે છે.

૪ ચોથે દરજ્જે કોર્ટ જેને નિમે તે વાલી થઈ શકે છે. દેશમાં સર્વોપરી સત્તા રાજાની છે. સઘળાની સંભાળ રાખવાની ફરજ તેના ઉપર છે. તેમાં નિરાશ્રિતની સંભાળ વિશેષ કરીને તેને રાખવી જોઈએ. એટલે અરક્ષિત બાળકોના ઉપર વાલીપણું કરવાની ફરજ રાજ્યે સ્થાપેલી કોર્ટો ઉપર સ્વતઃ નાખવી પડે છે. "કોર્ટ આફ વોર્ડની" સંજ્ઞાથી તેઓ ઓળખાયછે.

૫ બચ્ચાંને મિલ્કત હોય ને કોઈ પ્રથમ ત્રણ પ્રકારમાંના એકનો વાલી ન હોય ત્યારે આ ચોથા પ્રકારનો વાલી નિમવા જરૂર થાય છે.

૬ સામાન્ય રીતે બચ્ચાંની સંભાળ રાખવાનું ને તેઓને કેળવણી આપવાનું કામ માબાપનું છે. કુદરતના નિયમથીજ એમજ અનુમાન થાય છે કે તેઓના જેટલી તે ખાતે કોઈ પણ બીજું આખી દુનીઆમાં કાળજી રાખી શકે નહિ. પણ અસાધારણ બાબતમાં જ્યાં નીતિ ધર્મને લગતા પ્રશ્નો ઊઠે છે ત્યાં માબાપના વાલીપણાંની દરમિયાન કોર્ટ આવે છે. એમ માલમ પડે કે બાપની ચાલ અનીતિવાળી છે અને તેથી તેનાં બચ્ચાંની નીતિ સંબંધી કેળવણીમાં ખલેલ પહોંચશે, તે તેની મિલ્કત ઊડાવી દે છે ને તેઓને કેળવવાનું કાંઇ સાધન યોજતો નથી, અગર બચ્ચાં ઉપર ઘાતકી વર્તણુક ચલાવે છે કે દિવાલીઓ નિવડ્યો છે, તો આ બધી બાબતમાં કોર્ટ દેશના પિતા ને રક્ષક તરીકે વચમાં આવી વાલીપણું ખેંચી લેવા અવશ્ય જરૂર છે તે પ્રમાણે વાલી નિમે છે.

૭ એ પ્રમાણે નિમાએલ વાલીને બચ્ચાંનો કબજો સોંપવામાં કોર્ટ મદદ આપે છે. વાલી પોતાની સંભાળમાં મુકાએલાં બચ્ચાંને કેળવવાની જગા મુકરર કરે છે ને દરેક રીતનો બંદોબસ્ત કરે છે. કોર્ટની હદ બહાર બચ્ચાંને લઇ જવા કોઇ કારણસર જરૂર પડે તો વાલી પાસેથી કોર્ટ જામિનગિરી મંડાવી લે છે.

૮ બચ્ચાંની સ્થાવર મિલ્કતની જંગમ ને જંગમની સ્થાવર કરવા માટે વાલીને અખત્યાર નથી. પરંતુ બચ્ચાંના ફાયદા માટે તેમ કરવા આવશ્યકતા હોય તો તે પ્રમાણે કરવામાં કાંઇ પ્રતિબંધ નથી.

૯ સંભાળ નીચે આવેલાં બચ્ચાંનાં લગ્ન કરવાં પડે તો તે કોર્ટની મંજુરી લીધા બાદ વાલીથી થાય છે, ને મંજુરી લીધા શિવાય લગ્ન કરે તે તથા તેમાં મદદ કરનારા કસુરવાન્ ગણાય છે; જેને માટે વિલાયતમાં કેદની શિક્ષા આપવામાં આવે છે.

૧૦ કોર્ટ વાલી પાસેથી મુચરકો લખાવી લે છે કે તેની પરવાનગી વગર એવું લગ્ન કરવું નથી; અને આગળથી ખબર મળે તો એવું લગ્ન કોર્ટ અટકાવી પણ શકે છે. લગ્નનું કહેણ આવે કોર્ટ ચેમ્બરમાં બેશી વિચાર કરે છે, ને સઘળી રીતે યોગ્ય છે કે કેમ તેનો નિર્ણય થયે પોતાનો વિચાર કોર્ટ બતાવે છે.

૧૧ બચ્ચાંને જૂદી મિલ્કત હોય તોપણ બાપ તેઓનું ભરણ પોષણ પોતાની મિલ્કતમાંથી કરવા બંધાયલો છે. બાપની મિલ્કત બસ ન હોય તો માની મિલ્કત ઉપયોગમાં લેવામાં આવે છે.

૧૨ બાળકને કેવી સ્થિતિમાં ઉછેરવાં તથા કેવી રીતે તેઓને કેળવવાં તેનો આધાર તેના માબાપની સંસારિક ને પૈસા સંબંધી સ્થિતિ ઉપર રહે છે. તેઓની કેળવણી ઉપર ખર્ચ કરવા વખત તેઓના માતાપિતાની ગુંજાસ ને શક્તિ ઉપર વિચાર રાખવાનો છે.

૧૩ બચ્ચાં ઘણાં હોય તો તેથી મોટી સંખ્યા થવાને લીધે પૂરતાં સાધન બધાની કેળવણી માટે કેટલીક વખત રહેતાં નથી. એમ બને ત્યારે મોટા દીકરાને ઉત્તમ કેળવણી આપવાનું દુરસ્ત ધારવામાં આવે છે. કારણ એમ કરવાથી એકની જીંદગી સુધરે છે ને બીજા નાના ભાઈ બહેનોને આજીવિકા કમાઈ આપવાનું સાધન થાય છે. તોપણ સામાન્ય નિયમ તરીકે બધાં બચ્ચાંને સરખો લાભ આપવો ને તમામની નીતિ, ધર્મ, ને સંસારી સ્થિતિ સુધરે એવા ઉપાય યોજવાનો વાલીએ પ્રયત્ન કરવો એ એનો ધર્મ છે.

# પ્રકરણ ૨૬ મું.

## દિવાના, જડ અને અવ્યવસ્થિત ચિત્તનાં માણસો વિષે.

૧ શરૂવાતમાં કહેવું ઘટે છે કે મથાળે લખેલા વિષયની બાબતમાં અવ્યવસ્થિત ચિત્તના કારણથીજ ઇક્વિટિની સત્તાનો ઉદ્ભવ થાય છે એમ માનવાનું નથી. આગલા પ્રકરણમાં બચપણના વિષયનું વ્યાખ્યાન કર્યું છે તેની પેઠે આ વિષયમાં સમજવાનું નથી. કાયદાની ખાશિઅતને લીધેજ ઈક્વિટિની કોર્ટો સગીર વયના સખ્સોની મિલ્કતની સંભાળ શિર ઉપર ચડાવે છે, પણ આ પ્રકરણની બાબતમાં તે પ્રમાણે તે મિલ્કતનું સંરક્ષકપણું ધરાવતી નથી. ટ્રસ્ટ, પંતિયાળા વગેરેમાં દિવાનો સખ્સ જાણે સારા મગજનો હોય એમ ગણી ઈક્વિટિને સત્તા મળે છે, એવીજ રીતે આ બાબતમાં તે સત્તાધીશ થાય છે. એકલા દિવાના કે જડપણાને લીધેજ આ સત્તા મળતી નથી.

૨ આગલા પ્રકરણમાં વાલીઓની જે ફરજોનું બયાન કરેલું છે, તે ફરજો કોર્ટોને દિવાના, જડ અને અવ્યવસ્થિત ચિત્તવાળાની અને તેઓની મિલ્કતની સંભાળ કરવામાં વાપરવાની છે. તે ફરજોને આહીં ફરીથી દોરવવી એ વગર જરૂરનું છે.

૩ ઘેલાપણું જારી રહે ત્યાં સુધી કોર્ટની હકુમત ચાલુ રહે છે. તેની સાથે તે સત્તા બંધ થાય છે.

# ભાગ ત્રિજો.

## પ્રકરણ ૨૭ મું.

## ઇક્વિટિની સહચારી સત્તા વિષે.

૧ સામાન્ય સત્તાની રૂએ કાયદાની કોર્ટો જો કે દાદ આપી શકતી તો પણ પૂર્ણ રીતની યોગ્ય કે ખાસ દાદ તેનાથી આપી શકાતી નહિ. વાદિ કે પ્રતિવાદીના લાભમાં સાદું હુકમનામું કરી આપવાથી ખાસ કેશની ખાશિયતો બર આવતી નહિ. બીજી આડી અવળી બિનાઓ અને સામા દાવાનું નિરાકરણ, ને નિસ્તાર થવા જરૂર રહેતી. ન્યાયને પૂર્ણતામાં લાવવા સારૂં તમામ હકીકતને મળતું, ને ઉપયોગી થાય એવું હુકમનામું થવા અવશ્ય જરૂરની ખામી માલમ પડતી. સામાન્ય કાયદાની ખામી નજરે આવતી. તેની દુર્બળ અવસ્થાથી ન્યાય પરિપૂર્ણ થતો અટકતો. ઉદાહરણ દાખલ ધારો કે જ્યારે જાથુના મનાઈ હુકમ, અતિક્રમણ, અપકારક કૃત્ય વગેરે અટકાવવા માટે અંકુશના ઉપાયો યોજવા પડતા ત્યારે કાયદાની ખામી નજરે આવતી. આ કામ ઈક્વિટિનું હોઇને તેની સહચારી સત્તાનો ઉદ્દભવ થયો, ને હક્ક ને માટે પૂરે પૂરી દાદનું સાધન મળ્યું. અકસ્માત્, ભુલ, કપટ, જામિનગિરી, પંતીઆળું, સામો દાવો, હિસાબની બાબત વિશેષ પરિપૂર્ણતા, તાકીદ હુકમ, વગેરે સહચારી સત્તાના વિષયો છે. તે બધાનું વર્ણન આગળ ઉપર આપવામાં આવશે.

# પ્રકરણ ૨૮ મું.

## અકસ્માત્ વિષે.

૧ અકસ્માત્ એટલે કોઇ અનિવાર્ય બનાવ કે ઇશ્વરી કૃત્ય એમ ઇક્વિટિમાં તેનો અર્થ થતો નથી. કોઇ અણધારો બનાવ કમનશીબથી બને તે, ખામી, અચાનક કૃત્ય કે કસુર, તેનો સમાસ ઇક્વિટિ અનુસાર અકસ્માત્ શબ્દમાં થાય છે. પણ તે અણધારા બનાવ, ખામી કે કસુર, ગફ્લત ગેરચાલનાં ફળ હોવાં ન જોઇએ. તાત્પર્ય એ છે કે એક તરફથી ઇશ્વરી અનિવાર્ય કૃત્ય ને બીજી તરફથી ગફ્લત કે ગેરચાલથી થતા બનાવની વચમાં જે બનાવો રહ્યા તેને ખરી રીતે અકસ્માત્ એવી સંજ્ઞા આ ઠેકાણે લાગુ થાય છે. ઉદાહરણ તરીકે ધારો કે એક મૃત્યુ પત્રિકાના આધારથી કોઇ માણસને વર્ષાસન અપાય છે ને તેની રકમ સરકારી નોટના વ્યાજમાંથી નિપજે છે. હવે એમ બને કે તે નોટનું વ્યાજ પારલામેન્ટના અચાનક ઠરાવથી કમતિ થઇ જાય તો સ્વતઃ વર્ષાસનની રકમ કમતિ થઇ જાય છે. આમ થવાથી મૃત્યુપત્રિકા ચલાવનારના ઉપર જવાબદારી આવતી નથી. વર્ષાસનદારનો તે વસૂલ લેવા તેના ઉપર દાવો પણ ચાલી શકતો નથી.

૨ પરંતુ અકસ્માત્‌ની દરેક બાબતમાં ઇક્વિટિ દરમિયાન આવતી નથી. સહચારી સત્તાને લીધે તે માત્ર જ્યારે કાયદો દાદ ન આપે ત્યારે અને અંતઃકરણ ન્યાયની રીતે દાદ દેવા વ્યાજબી ધારે ત્યારે તે દરમિયાન આવે છે.

૩ આ બંને હકીકતની સંયુક્તતા હોય ત્યારે સહચારી સત્તા વપરાય છે. દસ્તાવેજ ગુમ થયા હોય ત્યારે, પાવતી લેવામાં ને

નાણું વસૂલ આપવામાં ભુલ થઇ હોય ત્યારે, ખોટી રીતે વસૂલ ભરવામાં આવ્યું હોય ત્યારે, મૃત્યુને લીધે અક્ષરે અક્ષર કરારની સરત ન પળાય ત્યારે, કાયદો દાદ આપવા શક્તિમાન્ છે તેથી ઇક્વિટિ વચ્ચે આવી શકતી નથી.

૪ ઉપરના કારણસર સહજ રીતે જણાઇ આવે છે કે પ્રથમ જ્યારે કાયદો મદદ ન દે ત્યારે આ પ્રકારની સત્તા ઉપાયોગી થઇ પડે છે. સારાંશ એ છે કે કાયદો જ્યાં પોતાની નબળાઈને લીધે નિરૂપાય ને લાચાર બની જાય ત્યાં ઇક્વિટિ તેની સાથે રહીને ટેકો આપે છે. નબળા માણસને કોઈના આધાર વગર ચાલતું નથી ને તેની સાથે રહી કોઈ ટેકો આપે ત્યારે તેને ગતિ કે વેગ મળે છે. તેમ સહચારી તરીકે ઇક્વિટિ કાયદા સાથે રહી તેની આ પ્રકારની સત્તાથી આધારરૂપ બને છે ને નબળા કાયદાને સબળ કરે છે.

---

## પ્રકરણ ૨૯ મું.

## ચૂક વિષે.

૧ જે ચૂક ઇક્વિટિએ સ્વીકારીછે ને જેની સામે તે છુટકારો આપે છે તે ચૂક બિનઇરાદે કરેલ કૃત્ય કે કસુરછે. અજ્ઞાન યાને મન પર તાત્કાલિક થતી અસરથી ને કવચિત્ ઠગાઇ અથવા અયોગ્ય ઇતબારથી તે કૃત્ય કે કસુર ઉત્પન્ન થાય છે. અકસ્માત્‌ની વ્યાખ્યા ગયા પ્રકરણમાં આપી ગયા છિએ ને કપટની હવે પછીના પ્રકરણમાં આપવામાં આવશે. તે બંને વ્યાખાઓથી આ

વ્યાખ્યાના રહસ્યમાં જે પ્રથક્તા રહેલીછે તે સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા યોગ્યછે.

૨ ચૂકના બે વિભાગછે: એક કાયદાની ચૂક, ને બીજી હકીકતની ચૂક. કાયદાની ચૂક માટે પ્રસિદ્ધ કહેવત ચાલેછે તે સૌના જાણુવામાંછે કે કાયદાનું અજ્ઞાન બહાના તરીકે ચાલતું નથી. અમુક કૃત્ય કે કસુર કરી બચાવમાં દલિલ કરવી કે હું કાયદાના ફરમાનથી વાકેફ ન હતો માટે શિક્ષા કે જવાબદારીને પાત્ર નથી તો એ વાતનો સ્વીકાર કરવામાં આવતો નથી. ઇકિવટિ પણ આ કહેવત પ્રમાણે ચાલેછે. તે ને કાયદો બંને એમજ અનુમાન બાંધેછે કે દરેક માણુસ કાયદાથી ગાહિતગાર છેજ. અમુક માણુસ એમ કેહેવા માગે કે મારી ફલાણી ચીજ જ્યારે મેં બક્ષીસ આપી દીધી ત્યારે તેમાં મારો હક્ક હતો તે સંબંધી કાયદાથી હું અજ્ઞાત હતો તો તેનું કહેવું ચાલે નહિ.

૩ કાયદાની ચૂકને લીધે બે પક્ષકારો વચ્ચે કરાર થયો હોય તો જો તે શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવેલો હોય તો બંધનકારક ગણાય છે. કારણુ કાયદાની ભુલને લીધે માફી મળતી નથી. તો પણ કેટલીક એવી બાબતો છે કે જેમાં ઈકિવટિને અપવાદ કરવાની જરૂર પડે છે. કાયદાના પ્રસિદ્ધ ને સ્પષ્ટ ધોરણુનું ઉલંઘન થયું હોય તો જો કે તે કાયદા સંબંધી ચૂક છે તોપણ ઇકિવટિ દરમિઆનગિરી વાપરી સહાયતા આપે છે. દૃષ્ટાંત કે વડિલ પુત્ર પોતાના જેષ્ઠત્વ અગર મોટાઇના હક્કના અજાણુપણુામાં બીજા પુત્રો સાથે સરખે હિસ્સે વહેંચણુ કરી લીએ તો એમ માનવા સંભવ રહે છે કે જેષ્ઠત્વના મોટા ને સૌના જાણુવામાં રહે એવા નિયમથી ક્વચિત્જ કોઇ અજાણે હોય, માટે એમ બન્યું તેમાં કાંઇ

કપટ, ફરેબ, ઠગાઈ, અયોગ્ય દાબ, કે એવું કાંઇક અન્ય કારણ નડયું હશે, એવું ઇક્વિટિ સંભવિત કારણ ગ્રહણ કરી લઇ વચમાં આવી વાજબી દાદ અપાવેછે ને થએલ વહેંચણ રદ કરાવી જેઠ ભાઇને જેઠત્વ અપાવેછે.

૪ પરંતુ કાંઇક સત્ય સંતાડવાથી અગર જુઠાણું જણાવી તેને આધારે કુટુંબના માણસોમાં વહેંચણ થઇ ગઇ હોય તો તે ફરી સર કરવા માટે ઇક્વિટિ ફરજ પાડતી નથી. કેમકે તેથી કરીને કલહ ને કુસંપ પેદા થવાની બીક રહેછે. થએલ વહેંચણ રદ ન જાય માટે એટલું તો જરૂરનું છે કે મુદ્દાની વાતમાં કોઇએ સત્ય સંતાડવું ન જોઇએ ને અસત્ય પ્રગટ કરવું ન જોઇએ. મોટી મોટી બાબત યાતો અગત્યતા ધરાવનારી બિના કુટુંબના દરેક માણસે પૂરે પૂરી રીતે જાહેરમાં મૂકવી જોઇએ ને શુદ્ધ ઇરાદાથી વર્તણુક ચલાવવી જોઇએ. તેમ ન બને તો થએલી ચૂક ઈક્વિટિ માફ કરતી નથી.

૫ વળી કુટુંબમાં સૌએ મળી એક મત થઈ કરેલ ગોઠવણ અમલમાં આવી ગઈ હોય ને તેમાંના કોઈની સ્થિતિમાં તેને લીધે ફેરફાર થઇ ગયો હોય તો ઇક્વિટિને દરમિયાનગિરીનું વલણ રહેતું નથી. કદાચ જો એમ ખાનગી રીતની કુટુંબીત્રોડજોડમાં એવું દિશી આવે કે અમુક જણના સદંતરના અજ્ઞાનને લીધે, કે હક્કની ચૂકને લીધે, છાકટાપણાની ટેવને લીધે, અથવા તો એવા કોઈ કમ સમજણ ઉત્પન્નકરનાર કારણને લીધે કે વકીલની સલાહની ખામીના- જોગથી, તે જણને નુકસાન જેવું થયું છે, તો ઇક્વિટિ તેની ન્યાયી તત્પરતા વાપરવાને જરાપણ આનાકાની કરતી નથી.

૬ હવે હકીકતના અજાણપણાથી થતી ચૂકના વિષય ઉપર આપણે આવીએ છિએ. તેનો મુખ્ય નિયમ એવો છે કે મુદ્દાની હકીકતના અજ્ઞાનપણાને કે ભુલને લીધે કાંઇ કૃત્ય કરવામાં આવ્યું હોય અગર કરાર થયો હોય તો તે ન પાળવાને ઇક્વિટિ પરવાનગી આપે છે. અહીંઆં એમ સમજવાનું છે કે ઇક્વિટિ પોતાની ઉદાર વૃત્તિમાં એમ માની લે છે કે બધી બાબતથી અલ્પજ્ઞ મનુષ્ય માહિતગાર થાય એ અશક્ય છે. સર્વજ્ઞપણું ઈશ્વરનુંજ છે. તેનો માણુસ સંસાર વ્યવહાર કે ધર્મની બાબતમાં દાવો ધરાવે તો ચાલે નહિ. ગમે તેટલો કોઇ માણુસ ઉદ્યોગ કરે તોપણ તમામ હકીકતથી તે જાણીતો થાય એ વાત બનવી અશક્ય છે.

૭ કરારની અંદરના બન્ને પક્ષકારની પરસ્પર ચૂક હોય તો પણ ઉપરનું ધોરણ લાગુ કરવામાં આવે છે ને એવી ચૂકને લીધે કરાર રદ્દ થાય છે. એક માણુસ બીજાને દૂર દેશમાં આવેલું પોતાનું ઘર વેચે ને પાછળથી માલુમ પડે કે વેચાણનો કરાર કર્યો તે વખતે અગર તે પહેલાં કે પછી તે ઘર પડી ગયું છે કે ભારે વૃષ્ટિના જોરથી સાવ ધોવાઇ ઘસડાઇ ગયું છે. બંને પક્ષકારની આ પ્રમાણે હકીકતની ચૂકને લીધે કરેલ કરાર રદ્દ થાયછે.

૮ ચૂક મુદ્દાની બાબતમાં હોવી જોઇએ એટલુંજ નહિ પણ તે એવી હોવી જોઇએ કે સામાન્ય ઉદ્યોગ વાપરવાથી તે જાણવામાં ન આવે. સાધારણ રીતે પૂછપરછ કે તપાસ કરવાથી ચૂક દૂર થાય એવું હોય તો પછી કરાર રદ્દ કરી શકાતો નથી. કારણ એમ કરવામાં આવે તો સુસ્તિ અને સાપરાધ ગફલતને ઇક્વિટિ ઉત્તેજન આપે છે એમ કહેવાય.

૯ વળી એમ પણ છે કે હકીકત જેના જાણવામાં હોય તેની ફરજ હોય તોજ તેણે તે પ્રગટ કરવી જોઈએ, નહિ તો ઈક્વિટિ

કાંઈ બાધ ગણતી નથી. તે ફરજ ન્યાય સ્વીકારે તેવી જોઈએ. માત્ર નીતિ સંબંધી કે ધર્મ સંબંધી ન જોઇએ.

૧૦ કરારના બંને પક્ષકારોને હકીકતની વાકેફગારી મેળવવાના સાધનો ખુલ્લાં હોય તો ને એકે બીજા ઉપર ભરોંસો રાખી કરાર ન કર્યો હોય તો પછી ઇક્વિટિ દૂર રહે છે ને થએલ કરારને મંજુર રાખે છે.

૧૧ ભરોંસાનો ભંગ, અશુદ્ધ બુદ્ધિનો ઉપયોગ, અને જ્યારે પરસ્પરની ફરજમાં નિષ્ફળતા માલમ પડે ત્યારે, અને મુદ્દાની હકીકતના અજાણપણાને લીધે ઇક્વિટિ છુટકારો આપવા માટે આગળ આવે છે. બંને પક્ષકરો સરખી રીતે નિર્દોષ હોય ને કોઈ રીતે કાંઇ વાતનું ગોપન કરવામાં ન આવ્યું હોય તો તે પ્રમાણે ઇક્વિટિ ટેકો આપતી નથી.

૧૨ ચૂક તેમજ કપટ અને અકસ્માત્ સાબિત કરવા માટે, દસ્તાવેજી પુરાવો હોય તેને રદ કરવા માટે કે અલગ મૂકવા માટે, મુખજુબાનીનો પુરાવો ઈક્વિટિ ગ્રાહ્ય ગણી દાખલ કરે છે. એમ ન બને તો ઇક્વિટિ અન્યાયની કુમક કરે છે એમ મનાય; ને ભૂલ વગેરે કારણોને લીધે કોઈને ગેરઇન્સાફ ન મળે એ ધોરણનો સમૂળગો નાશ થાય. મુખજુબાનીના પુરાવાથી ચૂક સુધારવા માટે જોઈતી બાબતો નીચે પ્રમાણે છે.

૧ ગ્રાહ્ય અને સંતોષકારક પુરાવો.
૨ સામા પક્ષકારનો અંગીકાર કે ચૂક થઈ છે.
૩ તકરારી બાબત ઉપરથી ચૂકનું સ્પષ્ટ જણાઇ આવવું,
૪ દસ્તાવેજ ઉપરથી ચૂકનું સાફ રીતે માલમ પડવું

૧૩ મૃત્યુપત્રિકા જેવા ગંભીર દસ્તાવેજમાં થયેલ ભુલ ચૂક સુધારી શકાય છે. પણ તે દેખીતી ભુલ હોવી જોઈએ. અગર

તો તેનો અર્થ કરતાં સ્વતઃ નિકળી આવતી હોવી જોઇએ. મૃત્યુ પત્રિકાનો અર્થ કરતાં તેમાં વપરાએલ શબ્દો કરતાં તેના કરી જનારાનો ઇરાદો મુખ્યત્વે કરીને જોવો જોઇએ.

૧૪ છેવટે એટલું સ્મૃતિમાં રાખવા યોગ્ય છે કે બધી ભુલ ચૂકની બાબતમાં એમ જોઈએ કે દાદ લેવા આવનાર સખ્સની ઈક્વિટિ તેના પ્રતિપક્ષીના કરતાં અધિક હોવી જોઇએ. જો બંનેની ઇક્વિટિ સમાન હોય તો ઈક્વિટિની કોર્ટ ચુપચુપ ને શાંત રહે છે. જેમ કે કિમતી અવેજ બદલ ખરીદ કરનારની વિરૂદ્ધ ઇક્વિટિ કદાપિ પણ મદદ આપતી નથી. પરંતુ એવા ખરીદ કરનારની બુદ્ધિ શુદ્ધ હોવી જોઇએ. એટલે કે બીજાના હક્કનું તેને પ્રથમથી ખરૂં અજ્ઞાન હોવું જોઇએ.

૧૫ બે મફત લેનારા સખ્સોમાં એકને કરી આપેલ દસ્તાવેજ ખોટવાળું હોય તોપણ ઈક્વિટિ દાદ આપવા ના પાડે છે.

૧૬ કાયદાએ ફરમાવેલી કોઇ ફરજની ખામીને લીધે જો કોઈ દસ્તાવેજ ખોટીલો હોય તોપણ ઇક્વિટિ હકીકતને સંપૂર્ણતામાં લાવવા માટે તેની અનેક ઊપાયી સત્તા વાપરી શકતી નથી. તેનું બીજું ફરમાન છે જે કે આપણે પરિભાષાના વિષયમાં દર્શાવી ગયા છિએ તે અનુસાર ઈક્વિટિ કાયદાને અનુસરી ચાલે છે. વળી એમ પણ યાદ રાખવાનું છે કે ઇક્વિટિ ધારાના ખાસ ફરમાનોનો પરાજય કરવામાં કોઇ દિવસ પણ રંજન રહેતી નથી, પણ તેને અનુગત થઇ વર્તે છે ને પોતાનું કાર્ય કરે જાય છે.

૧૭ ઉપરની હકીકતથી વાંચનારના ખ્યાળમાં આવ્યું હશે કે કાયદાને હકીકતની ચુકમાં ક્યારે ક્યારે ઇક્વિટિ દરમિયાનગિરી વાપરે છે ને ક્યારે ક્યારે નથી વાપરતી.

---

# પ્રકરણ ૩૦ મું.

## ખરેખરા કપટ વિષે.

---

૧ કપટના બે વિભાગછે. તેમાં એક પ્રકારનું નામ મથાળે લખ્યું છે ને બીજો પ્રકાર અર્થસિદ્ધ કપટનો છે. બીજા ભાગને સ્થાપિત થતું કપટ પણ કહેવાય.

૨ કપટ શબ્દની વ્યાખ્યા યથાર્થ કરવી એ ઘણું કઠણ છે. કપટનું સ્વરૂપ ચિત્ર વિચિત્ર ને પૃથક્ પૃથક્ છે. માટે વ્યાખ્યા બાંધવાની કોશીશજ ન કરવી એ ડહાપણ ભરેલું છે. કપટ શબ્દ એ સામાન્ય વપરાશનો હોવાથી વળી તે સૌના જાણવામાં છે કે તેમાં કેવી રીતની હકીકતવાળાં કૃત્યો તથા કસુરોનો સમાવેશ થાય છે.

૩ પ્રારંભમાંજ કહેવું ઘટે છે કે કપટની સાબિતીમાં કાયદો જેટલો પુરાવો જરૂરનો ધારે છે, તેના કરતાં ઇક્વિટિ કમ પુરાવો બસ ગણે છે; ને અનુંમાનિક પુરાવો હોય તો ચલવી લે છે.

૪ કપટની બાબતમાં પ્રથમ તો તે સંબંધીના ઘણા ખરા કેસો ખરી હકીકતને ખોટું સ્વરૂપ આપવાથી ઉત્પન્ન થાય છે એ જણાવવા જરૂર છે. કોઇ માણસ ઇરાદાપૂર્વક અથવા આગળથી મનસુબો બાંધી મુદ્દાની વાતને અસત્ય આકારમાં મૂકે અગર સામા સખ્સને ગેર રીતે દોરી જવા તેના મન ઉપર જૂઠી અસર કરે, ને તેથી કરીને તેને ફસાવે કે ઠગે, કે, તેના ઉપર ગેરવાજબી ને અયોગ્ય લાભ મેળવે તો દરેક બાબતમાં યથાર્થ રીતે ચોખ્ખું તેણે કપટ વાપર્યું એમ કહેવાય છે. આ પ્રમાણે કપટ કરનાર

માણસ જવાબદાર થાય છે. તેમાં ત્રિજો સખ્સે એ કપટ ઉપરથી કાંઈ કૃત્ય કર્યું હોય ને તેને નુકસાન થતું હોય તો કપટ કરનારની વિશેષ જવાબદારી થાય છે. પરંતુ આ પાછલી બાબતમાં એમ સાબિત થવું જોઇએ કે એવો ત્રિજો સખ્સ કપટ ઉપરથી કાંઇક કૃત્ય કરશે ને તેને નુકસાન પહોંચશે. વળી તે નુકસાન કપટનું સિધું પરિણામ હોવું જોઇએ. આડકતરૂં કે દૂરનું પરિણામ હોય તો ત્રિજા સખ્સને નુકસાની મળી શકતી નથી.

૫ ઉપરની હકીકતથી સૌના ધારવામાં એમ આવશે કે કપટ જાણી જોઇનેજ થાય છે; પરંતુ એમ નથી. વાસ્તવિક રીતે હકીકત સાચી ન હોય તોપણ સાચી જાણી કે માની કોઇ માણસને જાહેરમાં મૂકે ને તેથી નુકસાન થાય તો કપટ વપરાયું એમ ગણાય છે. સાથે એટલું જોઇએ કે તે વાતની માહેતગારી રાખવા તે સખ્સની ફરજ હતી અથવા તેણે સ્મૃતિમાં રાખવી જોઇતી હતી એવી એ બાબત હતી.

૬ કરારમાં અંતઃકરણના ન્યાયી કાંટાથી જે વક્રગતિ થાય અથવા અત્યંત નિષ્કપટનું ઉલ્લંઘન કરવામાં આવે ને અશુદ્ધ બુદ્ધિ પ્રવર્તે એટલે કપટની યોજના થઇ ચૂકી એમ સમજવાનું છે. તોપણ અનિશ્ચિત્ વ્યાખ્યાને મર્યાદામાં રાખવા માટે ન્યાયની કોર્ટોએ પ્રચાર એવો ચલાવ્યો છે કે કરારમાં જે અંગભૂત બિના હોય તેને લગતુંજ કપટ થએલું હોવું જોઇએ. જે બિના પ્રગટ ન કરી હત તો કરાર થાતજ નહિ એવી હોય તેના સંબંધમાં કપટની યોજના થઇ હોય તોજ ઇકિવટિ તેનો સ્વીકાર કરે છે. જે ઉપર ભરોંસો કે ઇતબાર રાખવામાં આવ્યો હોય તે હકીકત મુદ્દે ખોટી હોવી જોઇએ.

૭ ખરીદ કરનારાઓની બાબતમાં કાયદાનું ફરમાન છે કે "વેંચાણ લેનારે સાવધ રહેવું" માટે કોઇ દુકાનદાર પોતાના માલની અતિશયોક્તિથી તારીફ કરે ને તેને લીધે ખરીદનાર તેને બદલે વધારે કિમત આપે તો તેથી કપટ થતું નથી. ખરીદનારે જોઇ વિચારી ખરીદવાનું છે. તેણે સર્વ રીતે સાવધ ને હુશીઆર રહેવું જોઇએ. નીતિની બાબતમાં એવા દુકાનદારની નિંદા થવી જોઇએ, પરંતુ ન્યાયની કોર્ટથી તે નિર્દોષ છે. તેનું કારણ એટલુંજ કે એવી અતિશયોક્તિ માણસોના પૃથક્ પૃથક્ અભિપ્રાયને લઈને થાય છે એમ ઇકિવટિ માને છે. અમુક ચીજ વિષે ઘણાં માણસોના મન ભિન્ન ભિન્ન થાય છે એ આપણે આપણા હમેશના અનુભવમાં જોઇએ છિએ.

૮ ખરી હકીકતને ખોટા સ્વરૂપમાં મૂકવાથી કોઇને નુકસાન થવું જોઇએ. કોઇ પણ રીતની હાનિ થયા વગર કપટની જવાબદારી નાંખી શકાતી નથી. કરારમાં મુદ્દાની બાબતમાં એવી રીતે થયું હોય તો જે વાત સાચી થઇ શકે તેવી હોય તો કપટ કરનારે સાચી કરી દઇ પાળી દેવી ને તેમ ન બને તેમ હોય તો ઠગાનાર માણસની ઇચ્છા હોય તો કરાર નિરર્થક કરી શકાય છે; એટલે કપટથી થએલ કરાર નિરર્થક કરી શકાય એવા છે.

૯ આવા કેસોમાં બચાવમાં ઘણી વખત એવી દલિલ કરી શકાય છે કે ઠગાનાર સખ્સ પણ કપટ કરવામાં સામિલ હતો.

૧૦ કપટયુક્ત કરારથી છેતરાનાર પક્ષકાર જો પાછળથી કપટ પૂરી રીતે જાણવામાં આવે ને ત્યાર બાદ અંગીકાર કરે ને વ્યવહાર જારી રાખે તો પછી તેને ઇલાજ રહેતો નથી.

૧૧ અસત્ય સૂચવવાથી તેમજ સત્ય સંતાડવાથી કપટ થાય છે. સત્ય સંતાડનારની ઉપર વાસ્તવિક હકીકત પ્રગટ કરવાની

જો ફરજ હોય તોજ તે કસુરવાન્ ગણાય છે. એવો સખ્સ મુંગો રહે કે ગુપચૂપ રહી કપટ થવા દે તો તેને માથે જવાબદારી આવતી નથી.

૧૨ અવેજના અયોગ્યપણા ઉપરથીજ કરાર નિરર્થક કરવા પાત્ર ઠરતો નથી. ખાસ હકીકત કે સ્થિતિ શિવાયનાં માણસો પોતાની ખુશીથી વ્યવહાર કરે છે ને ચાહે તેટલી કિમતે પોતાની મિલ્કત વેંચી દેવા મુખત્યાર છે. કિમતનો આધાર અનેક બાબતના સંયોગ ઉપર છે. વિક્રય કરતી વખતે ઉપજે તે અમુક વસ્તુનું મૂલ ગણાય. ગરજવાન્ વેંચનારને એપરવા ખરીદદાર મળે તો ન્યૂનમાં ન્યૂન મૂલ આપે છે. વેંચનારની સૂચના ઉપરથી વેંચાણ લેનાર ઘણીવાર ખરીદી કરે છે. આવાં કારણસર કિમતના અંકની અયોગ્યતા કરારને નિરર્થક કરવા માટે નિયમસર રીતે પૂરતી નથી. કેમકે કપટ સાબિત કરવાના સબબનો અભાવ છે. પરંતુ જ્યાં ઈતબારનો સંબંધ છે, ખરીદનાર ગળે પડી આગ્રહથી ખરીદે છે કે દબાણ ચલાવી વેંચનારના દિલ ઉપર અસર કરે છે, ને તેના મિત્રોની સલાહ લેવા વખત દેતો નથી વગેરે કારણોને લીધે થએલ કરારમાં કિમત કમતી જણાય તો છેતરાનાર પક્ષકારની દરખાસ્ત ઉપરથી થએલ સોદો રદ કરવા ઈક્વિટિ સમર્થ છે. તોપણ સંશયયુક્ત બાબતમાં ઘણી વાર સત્યતા ને પ્રમાણિકપણાનો આભાસ રહેછે. હેરિસન વિ. ગેસ્ટના કેસમાં એવું બન્યું કે વેંચનારના મૃત્યુ પછી તેના વારસોએ એવી તકરાર ઉઠાવી કે તે નિરક્ષર ને બિછાના નશીન વૃદ્ધ માણસ હતો ને કાયદા સંબંધી સલાહ વગર તેણે વેંચાણ કરી દીધું, ને ચાર હજાર પાઊંડની કમતની મિલ્કત જીવતાં સુધી ખાવા ને રહેવા દેવું, એ સરતે

આપી દીધી હતી. (જે પછી તે માત્ર છ અઠવાડીઆં જીવ્યો). આ કામમાં એવું ઠરાવવામાં આવ્યું કે કપટની સાબિતીના અભાવને લીધે કરેલ કરાર નિરર્થક કરવા યોગ્ય નથી.

૧૩ જેમાં પક્ષકારોને તેઓની પ્રથમની સ્થિતિમાં પાછા મૂકી શકાતા નથી તેવી બાબતમાં ઈક્વિટિ સહાયકારક થતી નથી. લગ્ન વખત સ્ત્રીને માટે બંદોબસ્ત કરવામાં આવેછે તેમાં કપટ વાપરવામાં આવ્યું હોય તો લગ્ન ફોક થઈ શકે, નહિ. માટે ન્યાયની કોર્ટ વચમાં આવતી નથી.

૧૪ માબાપ, વાલી વગેરેની મંજુરી સિવાય લગ્ન કરવાં નહિ એવી સરતે ઘણીવાર બક્ષીસો ને વારસો આપવામાં આવે છે. તેમાં કપટ, અપ્રમાણિકપણું, કે બદદ્યાનત જેની મંજુરી જોઈએ તેના તરફથી વાપરવામાં આવે તો થએલા કરારનો દેખીતો હેતુ નાબુદ થતો નથી એમ હાલમાં દ્રઢ રીતે નક્કી થએલું છે.

૧૫ કરારાદિ કૃત્યો કરવામાં આવે છે તેમાં પક્ષકારોનાં હિત ને હક્ક રહેલા છે માટે તેમને બંધનકારક થાય તે સારૂં તેમની કબૂલત સ્વતંત્ર ને પૂરી જોઇએ. કબૂલત એ વિવેકબુદ્ધિનું કૃત્ય છે. તે હિતને અહિતની તુલના કરી પરિણામે નિશ્ચયે પહોંચે છે એટલે કબૂલત અપાય છે. માટે ખરી કબૂલતની અંગભૂત ત્રણ વસ્તુઓ છે. એક શારીરિક શક્તિ, બીજી મનશક્તિ, ને ત્રિજું તે બન્નેનો ગંભીર ને સ્વતંત્ર ઉપયોગ. આ ત્રણ વસ્તુઓ વગર કરાર થઈ શકતો નથી.

૧૬ ઉપરના કારણસર અવ્યવસ્થિત ચિત્તના માણસ સાથે કરેલ કરાર વગેરે કૃત્યો તેમના લાભાર્થે ન થએલ હોય તો નિરર્થક છે. શુદ્ધ બુદ્ધિથી તેવા માણસના હિતને માટે કરાર કરેલ હોય તો ત રદ થતા નથી.

૧૭ છોકટાપણામાં કરેલ કરાર હમેશાં રદ્દ ગણાતા નથી. છોકટાપણું એવી રીતનું સાબિત થાય કે અક્કલ સાવ ગુમ થયેલી હતી ને કોઇ રીતની સમજણ શક્તિ રહી ન હોતી ને સામા પુરુષે તેથી અણઘટતો ગેરલાભ મેળવ્યો છે તોજ ઇક્વિટિ પોતાનો સહાયશીલ હાથ લાંબો કરે છે.

૧૮ નબળા મનનો કોઇ પુરુષ કરારમાં સામિલ થાય તો એમ સાબિત થાય કે તે ઠગાઈનો ભોગ થએલો છે ને આગ્રહ સામે ટક્કર લઈ નહિ શકવાથી પોતાને હાનિકારક કરાર કરવામાં ઉતર્યો છે તો તે કરાર ઇક્વિટિ રદ્દ ગણે છે. એવા કામમાં અયોગ્ય લાભ લીધો નથી તે વાત પૂરવાર કરવાનો બોજો સામા ધણી ઉપર રહે છે.

૧૯ કેટલીક વખત કરારમાં એક પક્ષકારની સંમતિ, તેનું સ્વતંત્રપણું છીનવી લીધાથી, અણઘટતી અસર કે વગથી, ડર લાગવાથી, ધાસ્તિ બતાવવાથી, કે એવા બીજા કારણથી જેમાં તે સ્વતંત્ર રીતે પોતાની અક્કલ નથી વાપરી શકતો તેથી લેવામાં આવી હોય તો ઉપર પ્રમાણે પરિણામ નિપજે છે. જુલમ, કપટયુક્ત લાભ વગેરેને લીધે તે પોતાના હિતનું સંરક્ષણ કરી શકતો નથી જેથી કોર્ટ તેનું સંરક્ષણ કરવા આગળ આવે છે.

૨૦ સગીર વયના માણસોનાં કરેલાં કૃત્યો ને કરાર જરૂરયાતની વસ્તુ માટે ન હોય તો સામાન્ય નિયમ તરીકે તેમના ઉપર બંધન કર્ત્તા નથી. કેમકે કાયદો એમજ અનુમાન કરે છે કે તેમનામાં પૂરતી અક્કલ ને સમજણ શક્તિ હજી આવ્યાં નથી. માત્ર જરૂરીઆતની વસ્તુ તેમને પૂરી પાડવાના કરેલ કરાર તેમને બંધનકારક ગણાય છે. તેમ ન કરવામાં આવે તો તે નિરાશ્રિત સ્થિતિમાં આવી પડે ને રખડી મરવાનું બને. તેમના લાભ માટેના કરાર કાયદો ને ઇક્વિટિ સાચા ગણે છે, ને ગેરલાભના રદ્દ ગણે છે.

૨૧ સગીર વયના ને દિવાના સાથે કરેલ કૃત્ય ને કરારો વચ્ચે એક યાદ રાખવા લાયક તફાવત છે તે ધ્યાનમાં રાખવો જોઇએ. દિવાના સાથેનો એવો વ્યવહાર પ્રથમતઃ ફોકટ ને નિરર્થક છે ને તેનો કોઈ પ્રકારે અંગીકાર થઇ શકતો નથી; પરંતુ સગીર વયના સાથે કરેલ કૃત્ય ને કરાર પૈકી કેટલાક તદન ફોકટ ગણાય છે. નિરર્થક કરવા યોગ્ય કરારનો અંગીકાર સગીર વયનો સખ્સ પુખ્ત વયે પહોંચે કરી શકે છે. માટે સામાન્ય નિયમ એટલોજ સમજવાનો છે કે કાયદા ને ઇક્વિટિ બંનેની રૂએ કરાર હિતનો હોય કે અહિતનો હોય તોપણ સગીર વયવાળો તે રદ્દ કરાવી શકે છે અને તે તેના લાભનો ન હોય તો તે નિરર્થકજ છે.

---

## પ્રકરણ ૩૧ મું.

### અર્થસિદ્ધ અગર સ્થાપિત થતા કપટ વિષે.

---

૧ ખરેખરા મનસુબા અગર યુક્તિથી અર્થસિદ્ધ યાતો સ્થાપિત થતું કપટ જો કે થતું નથી તોપણ તેમાં એવું રહસ્ય રહેલું છે કે જેથી છેતરવાનું વલણ માલુમ પડે અગર ખાંનગી કે જાહેર રીતના ભરોંસાનો ભંગ થાય. બદ ઇરાદાના સબબને લીધે ખરેખરા કપટની માફક તેનો પણ કાયદાએ નિષેધ કરેલો છે.

૨ સ્થાપિત થતું કપટ નીચેની ત્રણ રીતે ઉત્પન્ન થાય છેઃ—

૧ સામાન્ય નીતિની રીતિ અગર કાયદાની રીતિથી વિરૂદ્ધ વર્તવાથી.

૨. પક્ષકારો અગર ત્રિજા સખ્સોના ખાનગી હક્ક, હિત, ફરજ અથવા ઇરાદા ઉપર અજાણી રીતે નુકસાન ભરેલી અસર કરવાથી.

૩ કાંઈક ખાસ કે ભરોંસાનો પક્ષકારો વચ્ચે સંબંધ હોય તેના ગેર ઉપયોગથી.

૩ પ્રથમના વર્ગના સ્થાપિત થતા કપટમાં લગ્ન કરી આપવાનારા દલાલના કરાર આવી જાય છે. તેવા કરાર ગેર કાયદેસર છે. ને એવા કરારની રૂએ આપેલા પૈસા ઇક્વિટિ પાછા અપાવે છે. તેવીજ રીતે પોતાનાં બચ્ચાં માટે માબાપ કે સંભાળમાં સોંપાએલ સગીર વયવાળા માટે વાલી, લગ્ન કરતી વખત પૈસા લે તેનું સમજવાનું છે. લગ્ન પહેલાં સ્ત્રીનો ખાવિંદ તેને માટે બંદોબસ્ત સારૂ જે રકમ આપે છે તે મોટી કરી બતાવવાના હેતુથી કોઇ માણસ કાંઇ રકમ આપે તો તે પણ સ્થાપિત થતા કપટનું દૃષ્ટાંત થાય છે.

૪ કોઇના લાભમાં મૃત્યુપત્રિકા કરવા માટે કાંઇ લાલચ કે વગ વપરાયાં હોય તો તે સંબંધીના પૈસા લેવા દાવો ચાલતો નથી. કારણ તેમાં કપટ આવી સ્વતઃ સ્થાપિત થાય છે. વસિયત કરનારની સ્વતંત્રતા ઉપર એક પ્રકારનો દાબ થએલો હોઇને યુક્તિ પ્રયુક્તિને ઉત્તેજન મળે એવું એ કૃત્ય હોવાથી ન્યાય અંગીકૃત કરતો નથી.

૫ લગ્ન અટકાવવાના કરાર પણ નિરર્થક છે. કારણ લગ્ન કરનારને પોતાનો સોબતી ચુંટવા પૂર્ણ છૂટ છે. તેમાં ન્યૂનતા થાય તો તે ઈક્વિટિ સહન કરી શકે નહિ. આ નિયમ કેવો ડહાપણ ભરેલો છે!

૬ તેમજ વેપારને અંકુશમાં રાખનારા કરારનું પણ સમજવું. સ્વતંત્ર વેપાર દુનીઆને આખરે લાભકારી છે, ઉદ્યોગ, સાહસ ને સ્પર્ધાને તે વૃદ્ધિ કર્તા ને ઉત્તેજક છે. પરંતુ અમુક મર્યાદામાં અમુક મુદત સુધી અમુક પ્રકારનો વેપાર ન કરવા માટેના કરાર કાયદેસર છે. ખાસ કાબેલીયતવાળાને આટલો લાભ દેખીતા કારણસર ઈક્વિટિએ આપેલો છે.

૭ જાહેર નોકરીની જગાઓ મેળવવા, ખરીદવા કે વેંચવાની બાબતમાં કરાર થયા હોય તે ખોટા છે ફોજદારી ગુન્હા માટે ફરિયાદ બંધ કરવાના કરાર નિરર્થક છે. તાત્પર્ય એ છે કે જેનો અવેજ અનીતિવાળો કે જાહેર નીતિથી વિરૂદ્ધ તે સઘળા કરારો સર્વથા ફોકટ સમજવા.

૮ ખાનગી હક્ક, હિત વગેરેને નુકસાન અજાણપણે થાય તોપણ તે અર્થ સિદ્ધ કપટના દાખલા છે. જે કરાર કાયદા પ્રમાણે લખીતવાર થવો જોઈએ તે કપટથી ન લખાય તો ગેર કાયદેસર છે. અજાણ્યા ભાગદાર કે વારસોના હક્ક હિસ્સા જુજ કિંમતે ફોસલાવી લઇ લેવામાં આવ્યા હોય તો તેવી બાબતમાં કપટની સ્થાપના થાય છે. જે વ્યવહાર રાખે તેને માથે શુદ્ધ બુદ્ધિ સાબિત કરવાના પૂરાવાનો બોજો રહે છે. અજ્ઞાની સાથે કરેલો વ્યવહાર એવી બારીક નજરથી ઈક્વિટિ જોઇ તપાસ રાખે છે.

૯ ખારવાઓ એ અજ્ઞાની ને ભોળી જાત છે. તેમના પગાર કે રોજમાટે કરેલો કરારો ઇક્વિટિ બારીકીથી તપાસે છે. જરાપણ તે લોકોને ગેરલાભ જેવું હોય તો કરાર રદ કરી તેને મદદ આપે છે. ઇક્વિટિની સદય ન્યાયવૃત્તિનો આ દૃષ્ટાંત છે.

૧૦ વારસો મળ્યા પહેલાં બલકે તે મળવાનો હક્ક ઉત્પન્ન

થયા પેહેલાં તેનું વેચાણ કરી નાંખે તો તેમાં પણ સૂક્ષ્મ રીતે ઈક્વિટિ તપાસ કરે છે; ને અર્થસિદ્ધ કપટ સ્થાપિત થાય એવી કાંઈ પણ બિના હોય તો તેના ઉપર તેનું સદૈવ સાવધ લક્ષ આપે છે. તેવીજ રીતે એવા વારસાના હક્ક ઉપર વ્યાજે પૈસા લે-વામાં આવે તેવાં કાર્યો ઉપર પણ પૂરો તપાસ કરી નક્કી કરે છે કે કાંઇ ગેરલાભ લેવામાં આવ્યા છે કે શી રીતે છે.

૧૧ જે જાણી જોઈ ખોટી અસર ઉત્પન્ન કરે ને તેથી છે-તરાય, નુકસાન થનાર ધણી પાછળથી નુકસાન કબૂલ રાખે ને પોતાના હક્કને નુકસાન પહોંચતું હોય એવું કાર્ય મુંગે મોઢે થતું જોયા કરે તેવા સખ્શોને ઇક્વિટિ મદદ કરી દાદ આપતી નથી.

૧૨ ત્રિજી જાતના સ્થાપિત થતા કપટના દાખલા નીચે પ્ર-માણે આપીએ છિએ:—

જે જે બાબતમાં ઇતબાર રાખેલો હોય ને તેમાં તેનો ભંગ થએલો જોવામાં આવે તો ન્યાયની કોર્ટમાં દાદ મળવી જોઇએ એ ધોરણને અનુસરી બચ્ચાંઓ તરફથી માબાપને કોઇ કદાચ બ-ક્ષીસ અપાણી હોય તો તે તરફ ઇક્વિટિ ઈર્ષાની નજરે જોઇ બનતાં સુધી ખોટી કરાવી આપે છે. દરેક કેસની હકીકત ને ખા-શિઅત સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસવામાં આવે છે, ને કાંઈ પણ જૂજ કારણ મળ્યું કે તેવી બક્ષીસ અળગ મૂકી દેવામાં આવે છે, કારણકે ભરોંસાના ભંગનો સંભવ સૂચવનારૂં આવું કાર્ય સ્વાભાવિક રીતે ગણાય છે. તે કાર્યની અસાધારણતાને લઈને આમ બને છે. બાપને દીકરો બક્ષીસ આપે એવું ભાગ્યેજ બને.

૧૩ તેમજ વાલી ને તેની નીચે જેને સંભાળમાં મૂકવામાં આવ્યો હોય તે કોઇ રીતનો વ્યવહાર પરસ્પર ચલાવી શકતા નથી. ત્યાં પણ

ઈક્વિટિની દીર્ઘ દૃષ્ટિ પહોંચે છે ને કપટની સ્થાપના કરવાનું કારણ શોધ્યાજ કરે છે. વૈદ્ય, વકીલ વગેરે જે જે ઇતબારને પાત્ર છે, તે બધાનાં કાર્ય આવી પરીક્ષાને તાબે છે.

૧૪ સ્થાપિત થતા ટ્રસ્ટના પ્રકરણમાં આપણે જે બાબતો જણાવી છે તેમાં કાંઈ પણ કપટ યોજવામાં આવે તો સ્થાપિત થતું કપટ લાગુ થાય છે એમ ઘણે ખરે દરજ્જે નિયમ સમજવો.

---

## પ્રકરણ ૩૨ મું.

## જામિનગિરી વિષે.

૧ જામિનગિરીના કરારોમાં અત્યંત પ્રમાણિકપણું રાખવાની જરૂર છે. કારણ કે તેમાં સામાન્ય કરારની માફક પક્ષકારો દૂરથી વ્યવહાર રાખતા નથી. મુદ્દાની કાંઇ વાત ગુપ્ત રાખવામાં આવે અથવા તેનું સ્વરૂપ ચોખી કે ગર્ભિત રીતે બદલવામાં આવે કે લેણદાર જામિન ઉપર કોઈ રીતે અયોગ્ય લાભ લઈ જાય તો તેથી જામિનગિરીનો કરાર તૂટે છે.

૨ લેણદારે હકીકત કેવી રીતે છુપાવી હોય તો જામિનગિરીના કરારમાંથી જામિન છૂટો થાય છે તે હવે દર્શાવવું જોઈએ.

૩ જામિનનું જોખમ વધે એવી રીતે હકીકત ગુપ્ત રાખી જામિન થવા દે તો તેમ કરવામાં કપટ થયું એમ માની તે કરાર રદ્દ કરવામાં આવે છે. લેણદારે જે હકીકત જાહેર કરવી જોઈતી હતી, તેનું ગોપ્ય કર્યું હોય તો તે ચાલે નહિ. તે હકીકત સિધો સંબંધ ધરાવનાર હોવી જોઈએ.

૪ સાધારણ રીતે જામિન વિષે તપાસ કરવાને માટે લેણુદારનું કામ નથી, તોપણ તેના ઉપર છેતરપિંડી વાપરવામાં આવનાર છે, એવું તેની જાણમાં આવે તો અલબતે તેણે તપાસ કરવો ઘટે છે.

૫ મુખ્ય કરજદાર ઉપર લેણુદારના હક્ક હોય તેનો આધાર જામીનખત એકલા ઉપરજ રહેતો નથી, પરંતુ જામિન વિરૂદ્ધ લેણુદારના હક્કનો આધાર તો માત્ર જામિનખત ઉપર રહે છે. કરજદાર વિરૂદ્ધ પ્રથમ ઉપાય લેવા, જામિન લેણુદારને ફરજ પાડી શકતો નથી, વાસ્તવિક રીતે જોતાં આ નિયમથી કાંઈ અણુઘટતું કે ગેરવ્યાજબી થતું નથી. કેમકે કરજ પાકે એટલે ગમે ત્યારે જામિન લેણુદારને કરજ આપી દઈ કરજદાર સામે ઇલાજ લઇ શકે છે.

૬ જો કે લેણુદારે જામિન ઉપર ફરિયાદ ન કરી હોય તો પણુ જામિન કરજદાર ઉપર ફરિયાદ કરી શકે છે. કારણુ કે ફરિયાદનું વાદળું સદંતરને માટે પોતાના માથે લટકતું રાખવા જામિન બંધાએલો હોતો નથી. તેવી રીતે મુખ્ય કરજદાર ને લેણુદાર અન્યોન્ય એવી વર્તણુક ચલાવે કે જેથી જામિનની જવાબદારીનો અંત આવે તો પછી લેણુદારનો કરજદાર ઉપરજ હક્ક રહે છે.

૭ કરજદારે કોઈ બીજી રીતે લેણુદારને પેટા જામિનગિરી આપી હોય કે કરજ નિર્ભય કરવાની ગોઠવણુ કરી હોય તો પોતાના માથે જવાબદારી આવે જામિન તેનો પણુ લાભ લઈ શકે છે.

૮ જ્યારે બે ત્રણુ સખ્સો જામિન થયા હોય ને એકજ જામિનને કરજ કે તેનો ભાગ આપવો પડે તો સહ જામિન પાસેથી તે

હિસ્સો વસૂલ લઈ શકે છે. કરાર ઉપર આ ધોરણનો આધાર નથી; પરંતુ ન્યાય ઉપર છે. તેથી વધારે જામિન હોવાની બિના એક જામિનના જાણવામાં ન હોય તોપણ આ પ્રમાણે તેને વરાડ લેવા ઈકિવટિ મદદ આપે છે. ન્યૂનાધિક રકમના જામિન થયા હોય તોપણ તે રકમની મર્યાદાની અંદર સઘળા જામિનો સરખે હિસ્સે જવાબદાર રહે છે.

૯ જામિનગિરીમાં મુકરર કરેલ રકમ કમતિ આપી લેણદારનું પતાવી દેવામાં આવે તો પછી તે કમતિ રકમ કરજદાર પાસેથી મજરે લેવા જામિનનો હક્ક થાય છે, વધારે તે લઈ શકતો નથી.

૧૦ જામિનને જાણ કર્યા વગર કે તેની સંમતિ લીધા વગર જો લેણદાર કરજદાર સાથેના કરારમાં કાંઈ ફેરફાર કરે તો જામિન મુક્ત થઈ જાય છે, તેમજ ઠરાવેલ મુદત કરતાં વધારે મુદત આપવામાં આવે તોપણ એજ પરિણામ નિપજે છે. આનું કારણ દેખીતુંજ છે કે જેને જવાબદારીમાં લીધો છે તેની મંજુરી વગર કાંઈ કૃત્ય કર્યું તો વ્યાજબી રીતે તેને જવાબદાર જારી રખાય નહિ જામિનને કરજદાર સામે જે હક્ક છે તેમાં કાંઇ ભિન્નભાવ થતો હોય તોજ ઉપર પ્રમાણે બને છે, નહિ તો બિલકુલ બનતું નથી.

૧૧ એક જામિન છૂટે તો તેના બધા સહ જામિન પણ છૂટે છે. કારણ તેમાં જે પરસ્પર જવાબદારીનો હિસ્સો રહ્યો છે, તેનો દેખીતી રીતે અંત આવતાં તમામને મુક્ત કર્યા શિવાય બીજો ખરો રસ્તો નથી.

---

# પ્રકરણ ૩૩ મું.

## પંતિયાળા વિષે.

૧ પંતિયાળામાં હિસાબની ગુંચવણુ, ભાગીઆના વિવિધ હક્ક, અન્યોન્ય જવાબદારી, અને ફરજોને લીધે કાયદા સાથે ઈક્વિટિએ પણ પોતાની સહચારી સત્તા વાપરવાનું વ્યાજબી ધાર્યું હોય એમ દિસે છે.

૨ મુકરર ને નિશ્ચિત્ કરેલ મુદત માટે પંતિયાળામાં દાખલ થવા સારૂ થએલ કરાર ઈક્વિટિ વિશેષ રીતે પરિપૂર્ણ કરી આપેછે, પરંતુ મુદત મુકરર ન હોય તો તેમ થતું નથી. કારણુ કે તેવી સરત વગર ભાગીઆને ચાહે તો તરતજ પંતિઆળું આટોપી નાંખવા સત્તા છે. કરારને વિશેષ રીતે પરિપૂર્ણુતાએ પહોંચાડવા માટે એક બીજી બિના અગત્યની છે, તે એ છે કે, કરારના કાંઈક ભાગનો અમલ પ્રથમ થઇ ગએલો હોવો જોઈએ. તેવી રીતે પંતિયાળું સરૂ થયા બાદ તે ચાલતું હોય તેની દરમિયાન પંતિયાળાના દસ્તાવેજમાં બીજી કલમો જે દાખલ કરવામાં આવી હોય તેનો અમલ પણ ન્યાયની કોર્ટ કરી આપે છે. જેમકે અમુક ભાગીઆનું મજમું પેઢીને નામ આપવા સરત થઈ હોય ને બીજું નામ ચલવવા માંડયું હોય તો મનાઈ કરી ઠરાવેલ નામ ચલાવવા કોર્ટ હુકમ કરી શકે છે. કોઈ ભાગીઆને ખાનગી વેપાર કરવા છૂટ નથી, છતાં કરે તો તેથી કરી તેણે મેળવેલો નફો મજીઆરામાં નાખવા કોર્ટ ફરમાવી શકે છે.

૩ મજીઆરી મિલ્કતને ઉડાવી દેવાનું કે નાશ કરવાનું કોઇ ભાગીઓ કૃત્ય કરતો હોય તો કોર્ટથી તેને મનાઈ થઈ શકે છે.

તેમજ કોઈ ભાગીઆને બાતલ કરવાને પ્રયત્ન કરવામાં આવે તોપણ તે પ્રમાણે અમલ કરવામાં આવે છે. એક ભાગીદાર ઉપર બાકીના ભાગીદારો તેના અંશ કરતાં અધિક જોખમ કે જવાબદારી ઓઢાડી શકતા નથી.

૪ પંતિયાળું વિવિધ રીતે આટોપી નખાવાય છે ને સઘળી રીતો નિચે બતાવીએ છિએઃ—

૧. કાયદાના અમલથી.

૨ એક ભાગદારના મરણુથી ( પરંતુ ખાસ ઠરાવ હોય તો તેમ થતું નથી).

૩ એક અથવા વધારે ભાગીઆ દિવાળું કાઢે ત્યારે.

૪ એક ભાગીઆ ઉપર ફોજદારી ગુનાની સાબિતી બદલ શિક્ષા થવાથી.

૫ એક ભાગીઓ પોતાનો હિસ્સો બીજાને આપી દે ત્યારે.

૬ પંતિયાળાનો વેપાર ગેરકાયદેશર ઠરેથી.

૭ ભાગીઆની સંમતિથી.

૮ મુદત પૂરી થએથી.

૫ ગમે તેટલી મુદત માટે મુકરર કરેલ હોય તોપણ એક ભાગીયો પંતિયાળાનો અંત આણી શકે છે. એમ થાય ત્યારે હિસાબ વગેરે નક્કી કરી હિસ્સા વેહેંચી લેવા માટેજ પછી પેઢી ચાલુ રહે છે. તેનાથી બીજું કાંઈ કામ થતું નથી. મુદત વીત્યા છતાં પંતિયાળું કાયમ રાખી આગળ પ્રથમની માફક કામ ચાલતું રહે તો પ્રારંભમાં કરેલી સરતો પ્રમાણે તે ચાલે છે. અમુક ભાગીઓ જો કે પંતિયાળું સમાપ્ત કરાવી શકતો નથી, તોપણ તેની હિલચાલ પરથી કોર્ટ તે પ્રમાણે કરી આપે છે. કોર્ટની મદદ વગર તે બનતું નથી.

૬ નિચે દર્શાવેલાં કારણોસર કોર્ટ પંતિયાળું આટોપવા હુકમ કરી શકે છે.

૧ કપટથી, હકીકતને અસત્ય સ્વરૂપ આપવાથી, કે દબાણથી પંતિયાળું ઉભું કરવામાં આવ્યું હોય ત્યારે.

૨ એક ભાગીઓ એવી રીતે ખરાબ વર્તણુક ચલાવે કે જેથી પંતિયાળાની બાબતમાં વિશ્વાસનો ભંગ નજરે આવે ત્યારે.

૩ મજીઆરી પેઢીના ઠરાવ વિરૂદ્ધ કોઈ ભાગીઓ વ્યવહાર ચલાવે ને તેથી કરેલ કરારોનો જાણુનો ભંગ થાય ત્યારે.

૪ એક ભાગીઓ જાણી જોઈ મજમુ કામમાં લક્ષ નાં આપતાં ખાનગી વેપાર કરે કે ગેરહાજર રહ્યા કરે ત્યારે.

૫ પંતિયાળામાં કુસંપ વર્તાય, ને પરસ્પર મતની ઐક્યતા ન રહે ને તેથી એક બીજાનો ઈતબાર જાય ને પેઢીનું કામ ચલાવવાની શક્યતા ન રહે ત્યારે.

૬ પોતાની ચતુરાઈ, ને મત આપવા જેનો અખતિયાર છે એવો ભાગીઓ દીવાનો થઈ જાય ત્યારે.

૭ પંતિયાળાની મિલ્કત વેચી નાણાં ઉત્પન્ન થાય તેમાંથી મજમું કરજ વગેરે અદા કર્યા બાદ જે રહે તેની સૌ ભાગીઆમ વહેંચણુ કરે દરેકના ભાગનો નિશ્ચય થાય છે.

૮ હિસાબ નક્કી કરવાને હુકમનામું કોર્ટ કરી આપે છે, તેની સાથે યોગ્ય જણાય તો વસૂલદારની નીમનોક પણ કરવામાં આવે છે.

૯ પંતિયાળામાંથી કોઇ ભાગદારે ખાનગી નફો કાઢવો નહિ, તે છતાં કોઈ કાઢે તો મજમુંમાં નાખવા ફરજ પાડવામાં આવે છે. એક ભાગદાર ગુજરી જાય તો તેના વારસ વકીલને મજીઆરી મિલ્કત ઉપર હક્ક થતો નથી, પરંતુ હિસાબની ચોખ કરાવવાનો હક્ક છે. એટલે ભાગે પડતું જે કાંઇ આવે તેટલું લેવાને તેની તાકાદ છે. ઈક્વિટિની રૂએ મજીઆરી તમામ મિલ્કત જંગમના રૂપની ગણાય છે. એટલે જંગમ મિલ્કતનો વારસ તે લેવાનો હક્કદાર છે. એક ભાગદારના મરણ પછી મજમું કરજ માટે પંતિયાળાનું ભંડોળ જવાબદાર છે ને ખાનગી માટે ખાનગી ભંડોળ જવાબદાર છે.

૧૦ કાયદાની રૂએ આગળ એકનો એક સખ્સ જો બે પેઢીમાં ભાગદાર હોય તો એ બે પેઢીની એક બીજા ઉપર ફરિયાદ ચાલતી નથી. તેમજ એક ભાગદાર પંડે જેમાં ભાગદાર હોય તે પેઢી ઉપર ફરિયાદ કરતો નહિ. પરંતુ ઈક્વિટિએ ન્યાયને પ્રધાન ગણી એવો નિયમ દાખલ કરી દીધો છે કે જેથી હરી ઉપરની કિસમની બંને ફરિયાદો હાલ ચાલી શકે છે.

---

## પ્રકરણ ૩૪ મું.

## નામાં તથા હિસાબ વિષે.

---

૧ હિસાબ રાખવાની રીત કેટલીક રીતે જોતાં એક અજબ સંકેતિક ગોઠવણ છે. એ ગોઠવણથી મોટા મોટા વ્યવહારનું નામું સંક્ષેપમાં રાખવા વેપારીની આલમ શક્તિમાન્ થાય છે.

૨ નામું બે પ્રકારનું છે. એક ખુલ્લું યાને ચાલતું જેમાં બાકી કાઢેલ હોતું નથી અને જેનો પક્ષકારોએ તત્પર્યંત અંગીકાર કરેલો નથી. બીજા પ્રકારના નામામાં પક્ષકારોનો અંગીકાર થએલો હોય છે. તે અંગીકાર સ્પષ્ટ રીતનો હોવાની જરૂર નથી; પરંતુ હકીકત ઉપરથી એમ દિસી આવે કે યોગ્ય વખતમાં તેમાં વાંધો લેવામાં આવ્યો નથી તો અંગીકારનું અનુમાન થાય છે.

૩ બારિકીથી ભરપૂર ને ગુંચવણવાળું નામું હોય તેમાં ઈક્વિટિને સામાન્ય રીતે અખત્યાર છે. સાદું નામું હોય ને માત્ર જેમ ઉધાર થયું હોય અથવા તો સામા દાવાની જુજ રકમ કે રકમો હોય તેવું નામું બહુધા કાયદાની રૂએ ફેસલો થવાનો વિષય હોઈને ઈક્વિટિના અખત્યારની મર્યાદાની બહાર ગણાય છે. હિસાબ કરી પક્ષકારોની વચ્ચે બાકી કાઢવામાં આવી હોય તેવું નામું ફરી ઉખેળવા ઇક્વિટિ પરવાનગી આપતી નથી. પરંતુ જો તેમ કરતાં ભૂલ ચૂક થઈ હોય, કપટ કે ઠગાઇ વાપરવામાં આવેલ હોય તો ઇનસાફની ખાતર તે ફરીથી ખોલી શકાય છે. ને અંતે સાચું કેટલું છે તેનો નિર્ણય થઈ શકે છે. તેમજ અકસ્માત્‌થી કાંઈ રકમ જમે ઉધાર કરવી બાકી રહી ગઈ હોય ને તેથી હિસાબમાં દૂષિતપણું નજરે આવતું હોય તો બાકી કાઢયાં છતાં તે પહેલાનું નામું તપાસી નક્કી કરવા માટે ઇક્વિટિ છુટ આપે છે. કારણ કાઢેલી બાકી ખોટી હોવા છતાં ઇક્વિટિ તેને કાયમ રહેવા દે તો તેથી તેની ન્યાયી સત્તાને લાંછન લાગે ને અન્યાય કાયમ ને ફતેહમંદ થવા પામે.

૪ અમુક રકમ જમે કરવી રહી ગઇ છે અથવા ખોટી રીતે ખાતે માંડવામાં આવેલી છે એમ બાકી કાઢયા બાદ જો સખ્સ

સાબિત કરવા ઇચ્છે તેના ઉપર તે બિના પૂરવાર કરવાનો બોજો રહે છે; ને તે જો અદા કરવામાં નિષ્ફળ જાય તો કાઢેલી બાકી સાચી ખડી રહે છે.

૫ જ્યાં ઇતબારની વાત રહેલી છે એટલે કે ટ્રસ્ટીએ રાખેલ હિસાબમાં ભૂલચૂક કે હિસાબ ફરી તપાસી નાણું નક્કી કરવા બીજું કાંઈ માતબર કારણ મળે ત્યારે તેને મુદતનો બાધ કોઈ રીતે લાગતો નથી. ગમે તેટલી મુદતે આવી બાબત ફરિયાદ ચાલી શકે છે. આ નિયમ ખસુસ કરીને ઈક્વિટિને લાગુ છે.

૬ કરજદાર તરફથી વસૂલ આપવામાં આવે તેનો નિયમ આ પ્રમાણે છે. પ્રથમ તો કરજદારની ઈચ્છા પ્રમાણે વસૂલ જમે કરવામાં આવે છે. તે ઇચ્છા તેણે પૈસા જમે આપતી વખત પ્રદર્શિત કરવી જોઇએ. તેની તરફથી તેમાં કસૂર કરવામાં આવે તો લેણદારની મરજી પ્રમાણે વસૂલ આવેલા નાણું નામામાં જમે થાય છે. તે પણ કસૂર કરે તો કરજોનો અનુક્રમ હોય તે પ્રમાણે વસૂલ ગણવામાં આવે છે.

૭ એજંટ યાને પ્રતિનિધિ તેના મુખી શિવાય બીજા કોઈને હિસાબ આપવા બંધાએલ નથી. આ બનેનો સંબંધ પરસ્પરનો નથી તેથી એજન્ટ તેના મુખી પાસેથી હિસાબ માગી શકતો નથી.

૮ હિસાબની ચોખ થવામાં ઈક્વિટિની મદદ ખાસ રીતે લેવામાં આવે છે. તેનું કારણ એ છે કે એક પક્ષકારના કબજામાં નાણું ન હોય તે સામાની પાસેથી કઢાવી જાહેરમાં મેળવવા કાયદો જે મદદ નથી કરતો તે ઇક્વિટિ કરે છે.

## પ્રકરણ ૩૫ મું.

## સામાદાવા વિષે,

૧ કુદરતી ન્યાય ફરમાવે છે કે આમન સામન લેણદેણ હોય તેમાં મોટી રકમમાંથી નાની રકમ બાદ કરી વધારો રહે તે વ્યાજબી રીતે આપવો. આ ધોરણ ઇક્વિટિએ સ્વીકારેલું છે તેનું કારણ એ છે કે તેથી સામ સામે પૃથક્ પૃથક્ દાવા કરવા ફરજ પડતી નથી, ને બે દાવામાં ફડચો થાય તેનો એકમાં કરી દેવાય છે.

૨ પરંતુ સામા દાવામાં વસૂલ લેવા માટે પ્રતિવાદીનું લહેણું યોગ્ય થાય તે સારૂ તે વાદીના દાવા સાથે સંબંધ ધરાવનાર હોવું જોઈએ. વાદી પ્રતિવાદીને લેણદેણ હોય તેવી તમામ હકીકતમાં સામો દાવો ચાલતો નથી, અમુક હકીકતની હાજરી હોય ત્યારેજ એમ બની શકે છે.

૩ પ્રથમ તો સામા દાવાની રકમ નિશ્ચિત્ થએલી હોવી જોઈએ. પ્રતિવાદીનું વાદી પાસેનું લેણું મુકરર ન થયું હોય તો ખાત્રીથી કહી શકાય નહિ કે તેનું લહેણું વાદી પાસે જરૂર રહેશેજ.

૪ વાદીના દાવાની રકમમાંથી પ્રતિવાદીને સામા દાવાવાળી રકમ લેવાનો હક્ક ઉત્પન્ન થએલો હોવો જોઈએ. બંને પક્ષકારોની સ્થિતિ એકજ હોવી જોઈએ. જૂદી જૂદી સ્થિતિ કે હક્કને લીધે લેણદેણ હોય તો સામા દાવામાં મૂકી શકાય નહિ.

૫ બે કે અધિક સખ્સના સંયુક્ત દાવા સામે એકલાના લેણાનો સામો દાવો ચાલે નહિ. એકલાના દાવા સામે સંયુક્ત લેણું હોય તો તેના પર દાવો ચાલી શકે નહિ. તેમજ મૃત્યુ-

પત્રિકાચલાવનાર તરીકે કોઇ સખ્સે દાવો કર્યો હોય તો તેની પાસે પ્રતિવાદીનું તેની જાત ઉપર લેણું હોય તો તેનો સામો દાવો થઇ શકે નહિ.

૬ અનેક ફરિયાદો થાય તેના પરિશ્રમ ને ખર્ચમાં પક્ષકારોએ ન ઊતરવું પડે માટે સામો દાવો ઇક્વિટિએ મંજુર રાખ્યો છે. વળી જે ઇક્વિટિ માગે તેણે ઈક્વિટિ કરવી જોઈએ, એ પરિભાષાને આધારે પણ પ્રતિવાદીના લેણા માટે તેને મદદ કરવા ન્યાયની અદાલતોની ફરજ છે. પ્રતિવાદીને વાદીની સાથે વ્યાજબી દાદ આપી તેના પ્રતિસ્પર્ધીના હલ્લા સામે આ સંરક્ષણનો રસ્તો ઈક્વિટિએ યોજી રાખ્યો છે.

---

## પ્રકરણ ૩૬ મું.

## વિશેષ પરિપૂર્ણતા વિષે.

૧ સામાન્ય કાયદા પ્રમાણે કોઈ વસ્તુનું વેચાણ કે બીજી રીતે પરહસ્ત દાન કરવાનો અમલમાં લાવવાનો કરાર એ માત્ર જાત ઉપરનો કરાર ગણવામાં આવે છે; જો તે પાળવામાં ન આવે તો નુકશાની મળવા શિવાય બીજો ઉપાય રહેતો નથી. પ્રતિવાદીએ કરાર પાળવો અગર નુકસાન આપવું એ બેમાંથી એની ખુશી પ્રમાણે એક તો કર્યા વગર છુટકો નથી; પરંતુ પોતાના પ્રચુર ન્યાયીપણામાં ઇક્વિટિ એ પદ્ધતિ ન્યાયના હેતુ માટે પરિપૂર્ણ ગણી નથી. એવા કરારમાં વચમાં આવી કરારનો ભંગ કરનાર મનુષ્યના અંતઃકરણ ઉપર અસર કરી કરારને સખ્ત રીતે તથા અક્ષરે અક્ષરે પાળવા માટે તેણે ફરજ નાંખી છે, માત્ર બારી એટલીજ

રાખી છે કે તે પરિપૂર્ણતા કરતા કપટ કે હાની કોઈની થવાં ન જોઈએ.

૨ જે બાબતમાં કરારના ભંગ માટે નુકસાનનો પૂરતો બદલો થતો નથી, તેમાં વિશેષ પરિપૂર્ણતા માટે ઇક્વિટિ આગ્રહ રાખે છે. વિશેષ પરિપૂર્ણતા એટલે જે કરવાનો ઠરાવ થયો હોય તેજ કરાર પૂર્ણ કરાવી દેવો. અક્ષરે અક્ષર તેનો અમલ કરવો જોઇએ ને ઠરાવેલા સ્વરૂપમાં કરાર યથાર્થ પળવો જોઇએ.

૩ કેટલીક બાબતમાં કબુલત કે કરારની વિશેષ પરિપૂર્ણતા માટે ફરમાન થઇ શકતું નથી: જેમ કેઃ—

૧ કબૂલત કે કરાર ગેરકાયદેસર અથવા અનીતિભરેલ હોય.

૨ અવેજ વગરના કરાર કે કબૂલત હોય અથવા જેને માટે પૈસા એ યોગ્ય દાદ ગણાય.

૩ ખાસ ચતુરાઇ, જ્ઞાન, શોખ ને મનસ્વી ઈચ્છાને કામે લગાડવાનું જેમાં રહેલ છે ને સૂક્ષ્મ બારિકીવાળ કરાર તથા કબૂલતો.

૪ ઘરાકી વેચવાના કરાર ને કબૂલાત.

૫ ઘર બાંધવા કે સમારવાના કરાર ને કબુલત.

૬ એક પક્ષકારની મરજીથી તોડી શકાય એવા કરાર કે કબૂલત.

૭ જે સામે વિશેષ પરિપૂર્ણતાનો હુકમ કોર્ટ કરી શકતી નથી તેના લાભમાં પરસ્પરતાના અભાવને લીધે વિશેષ પરિપૂર્ણતા માગી શકાતી નથી એવું બનતું હોય ત્યારે.

૪ ઉપરની બાબતોને સ્પષ્ટ કરવા માટે કહેવું જોઈએ કે ગેરકાયદેસર કરારનો ઇક્વિટી અમલ કરાવી શકતી નથી. તેનું કારણ એ છે કે તે કાયદાને અનુસરે છે એટલે કાયદો જેનો સ્વીકાર કરતો નથી તેનો તે પણ અનાદર કરે છે.

૫ બીજું અવેજ વગરના કરારો કાયદા પ્રમાણે પણ નિરર્થક છે, તો પછી દેખતી રીતે ઇક્વિટિમાં તો હોયજ. ખાસ ચતુરાઇ કે કુશળતાનો જેમાં ઉપયોગ રહેલો છે તેવા કરાર બરાબર પૂરા કરી આપવાનું ચતુરાઇ વગેરે ધરાવનારના મન ઉપર છે. કારીગરને કરાર તોડવા કે ચિજ બગાડવાની મરજી થાય તો તેમ કરી શકે છે. વળી બીજા કોઇને એવું આવડતું ન હોય તો પછી તેની ઇચ્છા સામે થવામાં ઇક્વિટી કાંઇ લાભ જોતી નથી. લમ્લિ વિ. વાગનરના કેસમાં એક સ્ત્રી નાટકશાળામાં ગાયન કરવા લખિતવાર કરારથી અમુક મુદતને માટે બંધાએલી હતી; ને તેની સાથે એવો પણ કરાર કરી આપ્યો હતો કે તે નાટકશાળાના ઉપરીની પરવાનગી શિવાય બીજે સ્થળે પોતાની ગાયન કળા વાપરવી નહિ. આમ છતાં પ્રતિપક્ષીની નાટકશાળામાં ઠરાવેલ મુદત વીત્યા હરેલ તેણીએ ગાયન કરવા રોકાવાની હા પાડી. આ કેસમાં એવું ઠરાવવામાં આવ્યું કે બીજી નાટકશાળામાં તે સ્ત્રીએ ગાયન કરવા ન જવું ને તે ખાતે તેને તાકીદ કરી; પરંતુ વાદીની નાટકશાળામાં કરાર પ્રમાણે ગાયન કરવા જવાની ફરજ પાડવા કોર્ટે ના પાડી. ઘરાકીના કરારની વિશેષ પરિપૂર્ણતા નથી કરી દેવામાં આવતી, કારણ તે અચોકસ છે; ને તે માટે કોર્ટે શી રીતે સહાયતા આપવી તેની યોજના થઇ શકે તેમ નથી. ઘર બાંધવા કે સુધારવાના કરાર એક સખ્સ તોડે તો બીજો બજાવી આપે ને નુકસાનીના અંકનો નિશ્ચય પણ

સહજ રીતે થઇ શકે એવું હોવાથી તે માટે પણ ઇક્વિટિ વચમાં આવતી નથી. એક પક્ષકારની મરજી ઉપર જે કરાર તોડવાનો આધાર રહેલો છે, તેવામાં વિશેષ પરિપૂર્ણતાનો હૂકમ કરવો નિ-રૂપયોગી છે. કારણ હુકમ કરતાંજ તે પક્ષકાર કરાર તોડવા ઉભો થઇ શકે છે.

૬ સાતમી બાબતનું કારણ એ છે કે, જેમાં પરસ્પરતાનો અભાવ છે તેવો કરાર ન્યાય કે એક માર્ગી ઇક્વિટિ પરિપૂર્ણતાએ પહોંચાડવા ફરજ પાડતી નથી. કારણ જે કૃત્ય કરવા એક માણસને હૂકમ ન કરી શકાય તે બીજાને કરવા હૂકમ કરવો એ દેખતી રીતે ન્યાયથી ઉલટું છે. સગીરની વિરૂદ્ધ એવો હૂકમ નિકળી શકતો નથી તો પછી તેની માગણી ઉપરથી બીજા કોઇ વિરૂદ્ધ કોર્ટે ક-રવો એ વ્યાજબી ન કહેવાય.

૭ આ વિષયમાં એક મોટો ને અગત્યનો નિયમ લક્ષમાં રાખવા જેવો છે. ઘણુંકરી એમજ સમજવાનું છે કે જંગમ મિલ્કત સંબંધી કરાર વિશેષ પરિપૂર્ણતાને યોગ્ય નથી, પરંતુ સ્થાવર મિલ્કત સંબંધી કરાર વિશેષ પરિપૂર્ણતાને યોગ્ય છે. પ્રથમ કહ્યા તેમાં નુકસાની એ ઘણા કેસમાં પૂરતો બદલો થાય છે, પણ સ્થાવર મિ-લ્કતની કિમત અનેક કારણ સર અમૂલ્ય ને ખાસ પ્રકારની ગણાય છે. તેથી પૈસાના રૂપમાં નુકસાનીનો હૂકમ કરવાથી કરારના ભંગને માટે યોગ્ય બદલો મળી શકતો નથી. સ્થાવર મિલ્કતની બા-બતમાં તેના સ્થળ, પ્રકાર, પડોશ, તેને લગતા હક્ક, સગવડતા વગેરે વિચારમાં લેતાં તેની અનન્ય કિમત થાય છે. એવીજ બીજી મિલ્કત ભાગ્યેજ મળી શકે છે જેથી નાંણાને રૂપે તેના બદલામાં યોગ્ય દાદ દેવાઇ શકાતી નથી.

૮ હવે વિશેષ ન્યાય કેટલી રીતે ને કેવી રીતે આપવામાં આવે છે તેનું વિવેચન કરવું જોઈએ. પ્રથમ તો જે પક્ષકાર કાંઇ કૃત્ય કરવાને બંધાએલ નથી તે કૃત્ય કરવા વિશેષ ન્યાય તેને ફરજ પાડતો નથી.

૯ બીજું અમુક સખ્સને નુકસાન થયું હોય ત્યારે તેનો બદલો અપાવવા ઉપરાંત તેનો હક્ક નક્કી કરે છે. વળી વસૂલદાર નિમી. પક્ષકારના હક્કનું તથા મિલ્કતની જાળવણ કરે છે. જે કૃત્ય કરવાને કોઈ સખ્સ બંધનમાં હોય તેની પાસે તે કૃત્ય કરાવવા ફરમાન થાય છે. છેવટ અમુક માલ મિલ્કતનો કબજો લઈ ખરા હક્કદારને ઇક્વિટિ અપાવે છે.

૧૦ જે કરારનો અમલ વિશેષ રીતે પરિપૂર્ણ કરી દેવામાં આવે છે તે હવે સંક્ષેપમાં બતાવવા જરૂર છે. જે કરાર ન પાળવાથી નાણાના રૂપમાં પૂરતો બદલો ને દાદ નથી મળી શકતાં, જે કૃત્ય ન કર્યા બદલ નાણાનો બદલો મળવા સંભવ નથી રહેતો, જે કરાર ન પાળવાથી થએલ નુકસાન નક્કી કરવા માટે માપ કે પ્રમાણ ન હોય, અને જ્યારે કરારનું કૃત્ય ટ્રસ્ટની સાથે ન્યૂનાધિક સંબંધ ધરાવતું હોય ત્યારે ઇક્વિટિ વિશેષરીતે કરારની પરિપૂર્ણતા કરી આપવા હૂકમ કરી શકે છે. આમ કરવાનાં કારણ સ્વતઃ સ્પષ્ટ જણાય છે, જેથી અધિક વિસ્તાર કરવાની આવશ્યકતા જણાતી નથી.

૧૧ અમુક કરારમાં ઘણો ખરો પળી શકે એવો હોયને બાકીનાને માટે નાણાથી બદલો પૂરતી રીતે મળી જતો હોય તો પછી પળી શકે તેટલા કરાર માટે વિશેષ ન્યાયની રૂએ હૂકમ કરવામાં આવે છે. જો આખો કરાર પાળવાનું બને તેમ

ન હોય ને માત્ર થોડો ભાગ પાળી શકાય તેમ હોય તો ને ઘણો ભાગ પાળી ન શકાય તેમ હોય તથા નુકસાનીથી ન્યાયનો હેતુ પાર પડે તેમ ન હોય તો વિશેષ પરિપૂર્ણતાનો તે વિષય નથી. તેમાં જે ન પળી શકે તેવો કરાર કોઇ પક્ષકાર જતો કરે તોજ વિશેષ રીતે તેનો અમલ કોર્ટ કરાવી આપે છે.

૧૨ કરાર કરતી વખતે વેચાણ કે ભાડે દેનારનો હક ન હોય, પરંતુ પાછળથી થાય તો કરારનો અક્ષરે અક્ષર એટલે સખ્સ રીતે અમલ કરાવી શકાય છે. નુકસાનીનો આંકડો કરારે વખત ઠરાવવામાં આવેલો હોય તોપણ તેને વિશેષ રીતે પૂરો કરી આપવાનો હુકમ કરવા અડચણ આવતી નથી.

૧૩ વિશેષ ન્યાયની દાદ આપવાનું કોર્ટની મરજી ઉપર રહે છે. તે મરજી ન્યાયના ધોરણને તાબે છે. તેમ નહિ કરવાથી કોઇને અણધારો લાભ થઈ જતો હોય, કોઈના ઉપર અન્યાય કે જુલમ જેવું આવી પડતું હોય, ને જ્યારે કરારની રૂએ કોઇ કૃત્ય કરી ચૂકયું હોય ત્યારે ઇક્વિટિ વિશેષ પરિપૂર્ણતા માટે સહાયભૂત થાય છે.

૧૪ કરારના ભંગ માટે જેને બદલો અપાવી શકાય તેવું હોય, જે કરારનો કોઇપણ ભાગ પરિપૂર્ણતા માટે અશક્ય થયો હોય અગર જાણી જોઇ પાળવામાં ન આવે, જેણે આગળથી ઇલાજ લીધો હોય ને દાદ મેળવી ચૂકો હોય ને જે જાણતો હોય કે કરારનો વિષય બીજી રીતે અપાઇ ગયો છે છતાં કરાર કરે, એ સઘળાની તરફેણમાં વિશેષ પરિપૂર્ણતા થવાનો હુકમ થઈ શકતો નથી.

૧૫ દસ્તાવેજમાં ચૂકથી અગર કપટથી પક્ષકારોના ઇરાદા વિરૂદ્ધ કાંઈ લખાઈ ગયું હોય તો ગમે તે પક્ષકારને સુધરાવવા અથવા દુરસ્ત કરાવવા માટે ફરિયાદ કરવા હક્ક છે ને કોર્ટને ખાત્રી થાય તો તે પ્રમાણે તે સુધારી આપવા હુકમ કરે છે. પરંતુ શુદ્ધ બુદ્ધિ ને સત્ય નિષ્ટાથી ચાલનાર કોઈ ત્રિજો સખ્સનો હક્ક ઉત્પન્ન થયો હોવો ન જોઈએ.

૧૬ જ્યારે વાદીની સૂચના ઉપરથી કરાર રદ્દ બાતળ કરવા યોગ્ય હોય અથવા દેખીતી રીતે ગેરકાયદેસર હોય, ને તેમાં વાદી કરતાં પ્રતિવાદીનો અધિક દોષ હોય તો અને જ્યારે વિશેષ પરિપૂર્ણતા માટે હુકમનામું થયું હોય ને ફરમાવ્યા પ્રમાણે નાણાં આપવામાં કસૂર થઈ હોય ત્યારે લખીતવાર થએલ કરારના દસ્તાવેજ રદ્દ બાતલ કરાવવા માટે હિત ધરાવનાર કોઈ પણ સખ્સ દાવો કરી શકે છે.

૧૭ કોઇ દસ્તાવેજ નામંજુર કરવાનો હક્ક જે પક્ષકારની મરજી ઉપર હોય, અને તેને એમ ધાસ્તિ લાગે કે તે કાયમ રહેશે તો મને મોટું નુકશાન જાતે દિવસે કોઈ વખત થશે તો તે દસ્તાવેજ છિંકી નાખી તેને સોંપી દેવા માટે ફરિયાદ તે લાવી શકે છે.

૧૮ કોઇની કાયદેસર સ્થિતિનો ઈનકાર થયો હોય અગર કોઇ મિલ્કત ઉપરનો હક્ક નુકશાન પામવાની ધાસ્તિમાં રહેતો હોય તો તેની કાયમગિરી સ્થાપિત થવા તે દાવો લાવી શકે છે. જે કોમનો જે કાયદો તેની રૂએ કોર્ટ તેને મદદ કરે છે. જેમ કે હિંદુમાં કોઇ વિધવા દત્તપુત્ર લે ને તેને એમ કરવા અખત્યાર કે કાયદે-

સર બીજું કાંઇ કારણ ન હોય તો તેણીના મૃત્યુ બાદ જે વારસ થવાનો હોય તે સખ્સ પોતાના હક્ક માટે દાવો લાવી શકે છે.

## પ્રકરણ ૩૭ મું.

## તાકીદ હુકમ વિષે.

૧ જે પક્ષકારને આજ્ઞા આપવામાં આવે તેને અમુક કૃત્ય કરતાં અથવા તે ચાલુ દેવામાંથી અટકાવવા માટે ઉપાય તરીકે વાદીના લાભમાં જે હુકમ કોર્ટ તરફથી કાઢવામાં આવે છે તેને તાકીદ હુકમ કહેવામાં આવે છે. અપકૃત્ય કરવાને ધારણા બંધાએલ હોય તે અટકાવવાનો એ હુકમનો હેતુ છે. થયેલ હાનિ માટે દાદ આપવાનો બહુધા પ્રકારે તેનો હેતુ નથી. તેનો ઉપયોગ ઇકિવિટિની માત્ર સહચારી સત્તાની રૂએ કરવામાં આવે છે એમ સમજવું નહિ, પરંતુ સ્વચારી ને સહાયકારી સત્તાને આધારે પણ તાકીદ હુકમ નિકળી શકે છે. પ્રથમ પ્રકારની સત્તાની રૂએ તેનો અધિક અમલ થાય છે. માટે તેના પ્રકરણમાં તેનો સમાવેશ કરેલો છે.

૨ સ્પષ્ટ અથવા ગર્ભિત કરારનો અમલ કરવા માટે અગર તેનો ભંગ તેમજ અપકૃત્ય અટકાવવા માટે તાકીદ હુકમ નિકળી શકે છે, તેમજ કરારનો અમલ કરાવવા અથવા તે તોડવાનું બંધ રખાવવા માટે તાકીદ થાય છે. તે જે કામમાં વિશેષ પરિપૂર્ણતાનો હુકમ થઇ શકે છે તેજ કામમાં થાય છે. તે બંનેનું અવલંબન પરસ્પર છે.

૩ અપકૃત્ય બંધ કરાવવા માટે તાકીદ થાય છે તેનો આધાર હક્ક ને ફરજોની હયાતી ને તેને થતા ભંગ ઉપર છે. તે હક્ક

માત્ર કાયદેસર છે એટલી બિના પૂરવાર થવા આવશ્યકતા છે. વળી તે ભંગથી નુકશાની અપાવવા માટે હૂકમ કરવામાં આવે તો યોગ્ય દાદ મળી એમ ન કહી શકાય એવી હકીકત હોય ત્યારે તાકીદ હૂકમ મળવાનું બને છે.

૪ તાકીદ હૂકમો જાથુના કે મુદત બંધી થાય છે. જ્યારે કપટ, આકસ્મિક ચૂક અને ન્યાયી મન કબૂલ ન રાખે એવું કૃત્ય કે કસુરનું અસ્તિત્વપણું પ્રદર્શિત થાય છે, ત્યારે એ હૂકમો આપવા ઇક્વિટિ તત્પર થઇ પોતાનો સમર્થ પ્રભાવ પ્રકાશમાં મૂકે છે.

૫ કાયદાનું કૃત્ય બધી રીતે અટકાવવા માટે આવી રીતે ઈક્વિટિ હમેશાં આગળ આવતી નથી. કોઇ પક્ષકારથી પૂરાવો આપવો રહી ગયો હોય કે દલિલ કરવામાં ભૂલ ચૂક થઇ હોય અથવા બીજી રીતે કમ હુશિઆરી, બેફીકરાઈ કે અનાયાસ સરત ચૂક થઇ હોય તો તાકીદ હુકમ માટે અરજ થઈ શક્તી નથી.

૬ કાયદો ઈલાજ ન સૂચવતો હોય અથવા તે યોગ્ય અને અપૂર્ણ દાદ માત્ર આપતો હોય તેના સંબંધમાં ન્યાયની કોર્ટો તાકીદ હૂકમ મંજુર કરે છે.

૭ પ્રતિવાદીનો જવાબ રજુ થયા સુધી, કોર્ટનો બીજો હૂકમ થતાં સુધી, અથવા તો દાવો સુનાવણી પર આવે ત્યાં સુધી ચાલુ રહે એવા તાકીદ હૂકમો મુદતસરના કહિવાય છે. ફેસલાની સાથે હમેશનો પ્રતિબંધ કરનારા હુકમો જાથુના કહેવાય છે.

૮ ભાડુત કે કબજેદાર ગિરો રાખનાર મિલ્કતનો નાશ કરે જતો હોય તો તેની સામે તાકીદ હૂકમ મેળવી શકાય છે. લોકાપકારક ને ખાનગી અપકૃત્ય, શોધી કાઢેલી નૂતન વસ્તુ બનાવવાનો

અનન્ય અધિકાર, પુસ્તક છપાવવાનો અનન્ય અધિકાર, એ સઘળી બાબતોના તાકીદ હૂકમ મેળવવા માટે ન્યાયની કોર્ટોમાં ફરિયાદ ચાલી શકે છે. તેમજ કોઈના ખાનગી કાગળ નહિ છપાવવા કે બહાર પાડવા માટે તાકીદ થઇ શકે છે.

૯ ઉપરની હકીકતથી સહજ રીતે સમજાઈ જશે કે જે માટે પાછળથી ઉપાય નથી અગર આગળથી અટકાયત કરવાથી નુકસાની અટકે છે એવું હોય ત્યારે ન્યાય કેવી સતત્ ચપળતા વાપરી સર્વેના હક્કની સંભાળ કરે છે!

---

## પ્રકરણ ૩૮ મું.
## વિભાગ કરવા વિષે.

૧ વિભાગની બાબત પણ ઈક્વિટિની સહચારી સત્તામાં સમાવિષ્ઠ રહેલી છે. પરંતુ એ વિભાગ જંગમ મિલ્કતનો નહિ પણ સ્થાવરનો સમજવો. જ્યારે હિસ્સેદારોના હક્ક ગુંચવણ ભરેલા ને કષ્ટસાધ્ય હોય ત્યારે તેના નિરાકરણ માટે કમિશન એટલે પંચ નિમવામાં આવે છે. ન્યાયપૂર્વક તેનો કરેલો નિવેડો કોર્ટ સમક્ષ રજુ થાય ત્યારે યોગ્ય જણાય તો તે મંજુર રાખી હિસ્સેદારો પાસેથી અન્યોન્ય રીતસર વહેંચણ થયાનાં દસ્તાવેજ કરાવી અપાય છે. તે પ્રમાણે હક્કદારોના હિસ્સા નક્કી થયા એમ માની સર્વ રીતે અમલ થાય છે.

૨ સ્થાવર મિલ્કત ઉપરના સ્વામિત્વના હક્કો વિલાયતના કાયદા પ્રમાણે તેમજ હિંદુશાસ્ત્ર પ્રમાણે વિવિધ, અવગમ્ય ને સૂક્ષ્મ રીતના છે. તે ઉપર પક્ષકારોના હક્ક નક્કી કરવા કાયદાની કોર્ટ

સમર્થ હતી તોપણ વિભાગ કરી દેવાનું ને પરસ્પર દસ્તાવેજ કરી આપવાનું કાર્ય તેની હકુમત બાહારનું હોઇને ઇક્વિટિની સહચારી સત્તાની સહાયતા શિવાય સંપૂર્ણતા સંપાદન ન થતી. હક્કને પ્રગટ કરવાનું કામ, ખાસ ઉપાય યુક્ત પદ્ધતિ યોજવાનું કામ ને પૂર્ણ પ્રૌઢ ન્યાયને પૂર્ણપણે પહોંચાડવાનું કામ કાયદાથી ન બનતાં ઇક્વિટિ શિરારૂઢ થયું ને તેની સહ ( સાથે ) ચરી (રહી) સર્વે હરકતો દૂર કરી છે.

૩ પ્રથમ તો જણાવવું જોઈએ કે તાત્કાલિક હિસ્સાના હક્કદાર શિવાય બીજાંથી વિભાગની ફરિયાદ ચાલતી નથી. ઉત્તરાધિકારીને તેવી ફરિયાદ કરવા પ્રતિબંધ છે.

૪ વિભાગના દાવામાં ઘણી વખત હિત ધરાવનાર સખ્સો અશક્ત હોવાને લીધે મુશ્કેલી આવે છે. કેટલીકવાર જન્મ પામવાના હોય તેવાનો હક્ક મુકરર કરવા સંબંધી વાંધો આવી પડે છે. આવી બાબતમાં કોર્ટ હમેશાં ટ્રસ્ટી નીમી અન્યાય ને ગેર વ્યવસ્થાનો ભય દૂર કરે છે.

૫ વિભાગ કરવા માટે કમિશન નિમાય છે તે વિષે આપણે પૂર્વે ઈસારો કર્યો છે. વિભાજ્ય મિલ્કત થોડી હોય ને ભાગદાર ઘણા હોય તો મોટી અવઘડતા નડે છે ને ઇનસાફની નજરે નિહાળતાં વિભાગ ન કરવા એ વધારે શ્રેયકર લાગે છે. એવું નજરે આવે ત્યારે નાના વિભાગ કરવાને બદલે મિલ્કતનું વેચાણ કરીને ઉપજે તે ભાગદારોમાં વહેંચી દેવામાં આવે છે. અશક્ત કે સગીર ભાગદાર કે બીજા નાખુશ ભાગદારની મરજી વિરૂદ્ધ આ પ્રમાણે કરવાને ન્યાયની કોર્ટ આંચકો ખાતી નથી.

૬ જમીનની સરહદ નક્કી કરવા માટે તથા તેના વિભાગ કરાવી આપવા માટે ઈકિવટિ કેટલીક વાર દરમિયાન આવે છે, પણ તે જ્યારે કપટની યોજના થઈ હોય, અગર ભરોંસાનો ભંગ થયો હોય ત્યારેજ બને છે. જમીન સંબંધી તકરાર માત્ર ઉઠવાથી એમ બનતું નથી. આવી બાબતમાં પંચ પાસે કિમત કરાવી અગર હિસ્સા કરાવી ખરા વિભાગ નક્કી કરવામાં આવે છે.

૭ એક સખ્સના ભરોંસા ઉપર બીજાએ તેને પોતાની જમીન ખેડવા અથવા કબજે આપી હોય ને બન્નેનાં ખેતરો નજીક નજીક હોઇને પાછળથી સરહદ મુકરર ન થઇ શકે એવી રીતે ગુંચવણ થઈ જાય તો પછી ઉપર દર્શાવ્યા પ્રમાણે રસ્તો લેવાય છે.

---

## પ્રકરણ ૩૯ મું.
## ત્રાહિત દાવા વિષે.

---

૧ એકજ વસ્તુ ઉપર બે અથવા વધારે પુરુષને કોઇ એક સખ્સ પાસેથી હકક મળેલ હોય અથવા સામાન્ય મૂળથી તેઓનો હકક પૃથક્ પૃથક્ હિતથી પેદા થતો હોય, તે વસ્તુ ત્રિજા સખ્સના કબજામાં હોય, ને તે કોને સોંપવી તે તેની જાણમાં ન હોય તોપણ હકકદાર તેની સામે પગલું ભરશે એવી ધાસ્તિ ધરાવતો હોય તો તેને ત્રાહિત દાવો માંડવા કારણ ઉત્પન્ન થાય છે.

૨ કબજદારે પોતાનો હકક દર્શાવવા સાથ કોણ કોણ તે વસ્તુ ઉપર દાવો રાખે છે તે પોતાની ફરિયાદ અરજીમાં દર્શાવવું જોઈએ. ને ખરેખર તેના ઉપર કોનો દાવો પહોંચે છે એનો નિર્ણય કોર્ટે કરવો જોઈએ.

૩ ત્રાહિત દાવે ફરિયાદ કરનારને તકરારી વસ્તુ ઉપર કાંઈ પોતાનો હક્ક ન હોવો જોઈએ. તે વસ્તુને તેના કબજામાં સહિ સલામત રાખવા તથા સાંચવવા માટે તેને ખર્ચ થયું હોય તેજ માત્ર લઇ શકે છે. તે ન મળે ત્યાં સૂધી તેના પર તેનો હક્ક રહે છે.

૪ જ્યારે બે કે વધારે સખ્સ એક વસ્તુ કારિગરી કરવા માટે અથવા સાચવવા સોંપી ગયા હોય ને તે વચ્ચે તકરાર પડે, જ્યારે કોઇ વસ્તુ જડે, જ્યારે ભાડે આપેલી મિલ્કતની ઉપરના સ્વામિત્વ હક્ક વિશે વાંધો આવે, ત્યારે તથા એવાં બીજાં કારણુસર આવી ફરિયાદ દાખલ કરી શકાય છે.

૫ આવી બાબતમાં ઈક્વિટિ દરમિયાન આવે છે તેનો સબબ એ છે કે નહિ તો ત્રાહિત સખ્સ ઉપર હમેશનો જોખમ જારી રહે ને ખરો હક્ક ધરાવનાર તેના ઉપર દાવો કરી તેને હેરાન કરી શકે. શુદ્ધ અંતઃકરણવાળાને આ ઉપક્રમથી ઉત્તેજનની સાથ જવાબદારીમાંથી સત્વર છુટકારો મળે છે.

---

# ભાગ ચોથો.

## સહાયકારી સત્તા.

## પ્રકરણ ૪૦ મું.

## પૂરાવાના પ્રકટીકરણ વિષે.

૧ પ્રતિવાદીના જાણુવામાં હકીકત હોય અથવા તેના કબજામાં લેખપત્ર, કાંઈ દસ્તાવેજ કે બીજી વસ્તુ હોય ને તેના ઉપર

વાદીના હક્કનો કોઇ પ્રકારે આધાર રહેતો હોય તો પ્રગટ કરાવી બીજી કોર્ટે રજુ કરવા માટે પૂર્વે કાયદાને ઇકિવટિના સંયોગ થયા પહેલાં ફરિયાદ થતી. તેને પૂરાવાના પ્રકટીકરણની ફરિયાદ એવું નામ આપવામાં આવતું.

૨ વાસ્તવિક રીતે જોઈએ તો દરેક દાવો ઉપરની કિસમમાં જાય. કારણ હમેશાં પ્રતિવાદીની જાણમાં હકીકત હોય તે અગર દસ્તાવેજ બહાર પાડવા માટે તે સોગન ઉપર બંધાએલો હોવાથી તેને ફરજ પાડવામાં આવે છે. પણ આ પ્રકરણ જેને લાગુ છે તે પ્રથમના પારેગ્રાફમાં બતાવી છે તે વ્યાખ્યામાં આવે તેવી ફરિયાદને માત્ર લાગુ થાય છે.

૩ બીજુ કોર્ટમાં ફરિયાદ કરી ચૂકયા બાદ પૂરાવાના પ્રકટીકરણ માટે બહુધા પ્રકારે ફરિયાદ ચાલતી.

૪ એક પક્ષકારનો હક્ક સાબિત કરવા મુદ્દાના હોય એવા દસ્તાવેજ વગેરે કાયદાની રૂએ પૂર્વે જાહેરમાં આણી શકાતા; જેથી આ સત્તા સંરક્ષણાર્થે ધારણ કરી હોય એમ દિસે છે.

૫ આવી જાતની અરજો વિરૂદ્ધ વિધ વિધ પ્રકારના વાંધા લેવામાં આવતા હતા. તેમાંના મુખ્ય નીચે દર્શાવવામાં આવે છેઃ—

૧ તકરારી વિષય ન્યાયની કોર્ટની હકુમતની બહારનો છે.

૨ બીજી કોર્ટના ઉપયોગ માટે એક કોર્ટે પૂરાવાનું પ્રકટીકરણ કરાવી દેવામાં હિમાયતી ન થવું જોઈએ.

૩ અમુક અશક્તતાને લીધે વાદી પૂરાવો બહાર પડાવવા દાવો કરવા હક્કદાર નથી.

૪ જે હક્કથી વાદી દાવા કરે છે તે હક્ક તેને નથી.

૫ દાવાની કિમત કોર્ટના અખત્યાર કે મોભાથી ઉતરતી છે.

૬ જે માટે પૂરાવાની ગરજ બતાવી હોય તે ફરિયાદને વિષય થાય તેમ નથી.

૭ વાદી પ્રત્યે પ્રતિવાદીની જવાબદારી છે નહિ.

૮ કાયદાની પદ્ધતિને લીધે પ્રતિવાદી જવાબદારીથી મુક્ત છે.

૯ પોતાનો હક્ક પ્રગટ કરવા પ્રતિવાદી બંધનમાં નથી.

૧૦ જે પૂરાવો પ્રગટ કરવા માટે અરજ કરવામાં આવી હોય તે મુદ્દાસર જરૂરનો નથી.

૧૧ પ્રતિવાદી માત્ર સાહેદરૂપ છે.

૧૨ પૂરાવો બહાર પડવાથી પ્રતિવાદીને શિક્ષા વગેરેનો ડર રહેતાં તેને લીધે નુકશાન થાય તેમ છે.

૬ ઉપરની દલિલો પ્રતિવાદી લાવી શકે તેના રદિયા માટે વાદી જો શક્તિ ધરાવતો હોય તો પૂરાવો બહાર કઢાવવા માટે ફતેહમંદ થતો, નહિતો તેની અરજ નિષ્ફળ જતી.

૭ વાંચનારે યાદ રાખવું જોઈએ કે આવી ફરિયાદ માત્ર દિવાની કામમાંજ ચાલતી; ને જે કોર્ટના ઉપયોગ માટે પૂરાવા બહાર પાડવાના હોય તેનામાં તદર્થે સત્તા ન હોય તોજ દાદ મળતી.

૮ ભરથારને બંધનકારક થાય તેવી રીતે તેના સ્ત્રી પાસેથી પૂરાવો બહાર પાડી શકાતો નહિ, તેમજ લવાદને સોંપાએલ કામમાં પણ બનતું. કિમતી અવેજ બદલ ને બીજાના હક્કની જાણ વગર વેચાણલેનાર પાસેથી પૂરાવાનું પ્રકટીકરણ કરાવી શકાતું નહિ.

૯ કાયદા ને ઇક્વિટિની કોર્ટના સંયોગને લીધે આ બાબત હવે બિનજરૂરી થઈ પડી છે. હાલ સઘળું કામ સવાલનામાથી, દસ્તાવેજ રજુ કરાવી તપાસવાથી અને સ્થાનિક ચોકશીથી સંતોષકારક રીતે ને પૂરતી રીતે કરવામાં આવે છે. તોપણ આ બાબત આ પુસ્તકમાં દાખલ કરવાનો અમારો હેતુ એ છે કે, પૂર્વે શું હતું ને શ્યા હેતુથી આવી ફરિયાદો થતી ને સંભળાતી, ને તે વિરૂદ્ધ કયે પ્રકારે બચાવ કરવામાં આવતો એ જાણવામાં રહે તો એવી કિસમની તકરારમાં મુકાબલા અર્થે આ પ્રકરણમાં આવેલી હકીકત બેશક ઉપયોગી થઇ પડે એમ જાણી એનું આહીં વિવેચન કરવા દુરસ્ત ધાર્યું છે.

---

## પ્રકરણ ૪૧ મું.

### પૂરાવો કાયમ કરવા વિષે.

૧ ન્યાયપૂર્વક રીતસર તકરાર કોર્ટ સમક્ષ આવ્યા પહેલાં તે બાબતને લગતો પૂરાવો કેટલીક વાર પાછળથી હાથ નહિ લાગવાની ધાસ્તિમાં હોય તેને સહિસલામત રીતે હસ્તગત કરી લઈ કાયમ કરવામાં આવતો. તેવી ફરિયાદો ઈક્વિટિની સહાયકારી સત્તાને આધારે ભવિષ્યના હકકને જાળવવા માટે લેવામાં આવતી.

૨ જાહેર ન્યાયના કારણસર આવી ફરિયાદો થવા અવશ્ય જરૂર રહેતી. કારણ ઘણી વાર એમ બને છે કે પક્ષકારના હકકની તકરાર લાવી તેનો તરત ફેસલો મેળવવા અશકયતા હોય તો પાછળથી જ્યારે ફરિયાદ કરવામાં આવે ત્યારે ધાસ્તિવાળો પૂરાવો હૈયાત ન હોય તો તેના હકકને નાહકક ઘણું નુકશાન પહોંચે તેથી કરી દુરંદેશી ઈકિવટિએ આ અગમચેતીનો ઉપાય યોજ્યો છે.

૩ પૂરાવો કાયમ કરવા માટેની જુબાનીઓ એક રીતે વાંધા ભરેલી લાગતી. તે એકે શાક્ષીના મરણ પહેલાં તેઓ જાહેરમાં મૂકવામાં આવતી નહિ. તેથી તેમાં એક જાતની ન્યૂનતા રહી જવા સંભવ લાગતો. ખોટી પ્રતિજ્ઞાનો ડર એવા સાક્ષીને કવચિત્ રહેતો. આ સબબને લીધે અવશ્યની જરૂર વગર આ પ્રકારની અરજીઓ લેવાને ઈકિવિટિની કોર્ટો આનાકાની બતાવતી. જ્યારે ઇનસાફ નિષ્ફળ જશે એવી ધાસ્તિ જણાતી ત્યારે વિશેષ કરીને આવી અરજીઓ મંજુર થતી.

૪ તરતજ દાવો કરી દાદ મેળવવા માટે કોઈ પક્ષકારથી બની શકે એવું હોય ત્યારે આ પ્રકારની અરજી દાખલ થઈ શકતી નહિ, કેમકે ત્યારે તો તકરારનું છેવટ સત્વર આવી જવાનો સંભવ હોવાથી પૂરાવો આગળથી કાયમ કરી રાખવા જરૂર રહેતી નહિ. તેમજ તકરારી બાબત તહકુબ રાખવાથી વાદીને કોઇ રીતે લાભ થવા કારણ રહેતું નહિ.

૫ કોઇ કબજેદાર માણસને કબજાવાળા ઘર ઉપર હવે પછી વારસ તરીકે કે બીજી રીતે હક્ક પ્રાપ્ત થનાર હોય ને તે બાબત પાછળથી તકરાર ઉઠવાનો સાધારણ સંભવ હોય તો તેને ઉપયોગી થઈ પડે એવી હકીકત જાણનાર સાક્ષીની જુબાનીઓ તે લેવરાવી શકે. કારણ કે નહિ તો તકરાર ઉઠતાં દરમિયાન તે સાક્ષી ગુજરી જાય તો તે પૂરાવો તેની સાથે જવાનો ડર હતો. સામાવાળો જાણી જોઈ તકરાર ન ઉઠાવે ને વાદીના સાક્ષી મરી ગયા સુધી ચૂપ બેશી રહે તો આ ઈલાજોને અભાવે વાદી નિરાધાર થઇ જાય; માટે આ અગમચેતીનું સાધન ન્યાય પૂરૂં પાડતું.

૬ માન, મર્તબા, દરજ્જા, ઈલકાબ, હોદ્દા વગેરેને લગતા હક્ક સારૂ ભવિષ્યમાં તકરાર ઉઠે એવું જ્યારે કારણ નજરે આવતું ત્યારે આવી ફરિયાદો સાંભળવામાં આવતી. સાધારણ બાબતમાં આવી અસાધારણ મદદ કોર્ટ હમેશાં આપવા તત્પર ન રહેતી. તેમજ પ્રતિવાદી વાદીનો હક્ક થોડી મુદતમાં બંધ કરી શકે એવા પ્રકારનો હોય તેમાં પણ વાદીને કોર્ટથી મદદ ન મળતી.

૭ આશા ઉપર આધાર રાખનાર એટલે દૂર સંભવવાળી હક્કની બાબતમાં આવી ફરિયાદો ચાલી શક્તી નહિ.

૮ ઉપર દર્શાવેલી તથા મિલ્કતને લગતી ઘણે દરજ્જે સંભવિત તકરારોને માટે આ ઈલાજનો લાભ આપવામાં આવતો; પરંતુ તે મિલ્કત વગેરે તે વખત વાદીના કબજામાં હોવાની જરૂરયાત રહેતી. કબજા શિવાય ફરિયાદ ચાલવામાં વાંધો આવતો.

## પ્રકરણ ૪૨ મું.

## હક્કની ધાસ્તિ ને શાંતિ વિષે.

૧ આગમચથી હક્કને નુકશાન પહોંચશે એવી ધાસ્તિ રહે ત્યારે ફરિયાદ માંડવામાં આવતી ને સાવધ ન્યાયનો સ્તુત્ય હેતુ સંપાદન કરવા તેનો અટકાવ થવાને હુકમ નિકળતા. નુકશાન થાય તો બદલો કે નુકશાની અપાય; પરંતુ તે પહેલાં હક્કના સંરક્ષણ માટે આ ઉપાય યોજવામાં આવતો. તેમાં ઈક્વિટિ સહાયકારી થતી. તે સહાય વસૂલદાર નિમીને, ભંડોળ હોય તે કોર્ટમાં રખાવીને, જામિન લઇને, પૈસા અપાવીને ને ક્વચિત્ વખત તાકીદ હુકમ કાઢીને પ્રસંગાનુસાર આપવામાં આવતી હતી.

૨ સતત્ ચાલુ રહેનારા કજીઆમાંથી શાંતિ સંપાદન કરવાના ઉદ્દેશથી હક્કનું કાયમપણું સ્થાપિત કરાવવા, જે ફરિયાદ થતી તેને હક્કની શાંતિની ફરિયાદ એવી ઇક્વિટિમાં સંજ્ઞા આપવામાં આવતી. એથી કરી જૂદા જૂદા માણસો તરફથી જૂદી જૂદી વખતે જૂદા જૂદા દાવા કરવાનુ કામ હમેશને માટે વિરામ પામતું. નિષ્ફળ દાવા કરવા વૃથા મહેનત લેવાને માટે પછી કોઇને જરૂર રહેતી નહિ. અનેક ફરિયાદો મંડાવાનું આથી બંધ થતું, ને હક્કદાર પોતાના હક્કના ભોગવટામાં સુખશાંતિની પ્રાપ્તિ કરતો હતો.

૩ ઘણા સખ્સો વિરૂદ્ધ એકનો હક્ક હોય અગર ઘણાને એક વિરૂદ્ધ હક્ક હોય ત્યારે આવી દાદ માગવામાં આવતી. તમામ પક્ષકારને કોર્ટ સમક્ષ હાજર કરવામાં આવતા; ને હક્કનું નરાકરણ થતું હતું. એક ફરિયાદથી તકરારી વાતનો નિશ્ચય થઈ જતો, જેથી પક્ષકાર અને કોર્ટને વધારે વખત ને શ્રમનો બચાવ થતો હતો.

૪ મજમું હક્કને બહાને ભાડુતો સામટી રીતે પેશકદમી કરે ત્યારે ઘર કે જમીનનો માલેક આ ઇલાજ લેતો. રિવાજને આધારે અનેક સખ્સ પાસેથી કાંઈ કર લેવા કોઈ એક માણસને હક્ક હોય ત્યારે તેઓની તે આપવાની આનાકાની જોઈ આ ઇલાજ યોજવામાં આવતો હતો. એક પક્ષકારને પાણી લેવાનો હક્ક હોય તે સામે અનેક શખ્સ વાંધો ધરાવતા માલુમ પડે તો પોતાના હક્કની શાંતિ અર્થે આવી ફરિયાદ કરવામાં આવતી હતી.

૫ વળી કાયદાની કોર્ટમાં પોતાનો હક્ક સાબિત કર્યા છતાં વધારે ફરિયાદો થશે એમ ડર લાગે ત્યારે ઈક્વિટિની સહાયતા

લેઈ હક્ક કાયમ કરાવી લેવા માટે આવા પ્રકારનો દાવો કરવામાં આવતો હતો.

૬ વાંચનારાઓએ આ બાબતમાં એક બિના લક્ષમાં રાખવાની છે કે સાર્વજનિક હક્ક સામે આ ઈલાજ બિલકુલ ચાલતો નહિ.

---

## પ્રકરણ ૪૩ મું.

## દસ્તાવેજ રદ્દ કરી સોંપી દેવા વિષે.

૧ દસ્તાવેજનો ઉદ્દેશ પાર પડ્યા બાદ દસ્તાવેજ નિરર્થક કરવા યોગ્ય અગર નિરર્થક જણાય ત્યારે ઈક્વિટિની કોર્ટ તે છિંકી નાંખવા, રદ્દ કરવા, અથવા સોંપી દેવા હૂકમ કરતી.

૨ જેના વિરૂદ્ધ એવો દસ્તાવેજ ખડો રહે તેને ભવિષ્યમાં ધાસ્તિ રાખવા કારણુ જારી રહેતું. કારણુ તેવા દસ્તાવેજો ખોટા ઠરાવવા તેની પાસે પૂરાવો હોય તેનો નાશ થયા બાદ તેના સામે ફરિયાદ કરવામાં આવે તો તે વખત તે સાંધન રહિત થઇ જતાં હાનિમાં આવી પડે. માટે ઈક્વિટિ સંરક્ષક ને નિવારક ન્યાયની રૂએ દરમિયાન આવી દસ્તાવેજ રદ્દ કરાવવા વગેરેમાં આશ્રય આપતી.

૩ આ બાબત વિશેષ ન્યાયના પેટાની હોઇને હમેશાં કોર્ટો વાદીની માગણી કબૂલ રાખતી એમ ન બનતું, પરંતુ તે વાતનો આધાર તેના ડહાપણુ ઉપર રહેતો. યોગ્ય લાગે ત્યારે કોર્ટો તેવા દસ્તાવેજ રદ્દ કરાવી દેતી ને ના પાડવાનું કારણુ હોય ત્યારે તે પ્રમાણે ફરમાવતી.

૪ કરાર વિશેષ રીતે પરિપૂર્ણુ કરાવી દેવા ઇક્વિટિની કોર્ટ કોઇ વખત ના પાડતી તે સાથે દસ્તાવેજ છિંકી નાખવા, રદ્દ કરવા કે સોંપી દેવા પણુ ના પાડતી. વળી એમ પણુ બનતું કે એક

પક્ષકારની અરજ ઉપરથી કરારનું દસ્તાવેજ છિંકી નાખવા કે રદ્દ કરવા કોર્ટ હૂકમ કરતી અને બીજા પક્ષકારની અરજ ઉપરથી દરમિયાન આવવા ના પાડતી.

૫ ઉપરની બાબતને લગતા દૃષ્ટાંત તરીકે કહેવું જોઈએ કે રાજીખુશીથી અવેજ વગરની કબૂલતો નિષ્કપટ રીતે કરી આપેલી હોય તોપણ ઇકિવટિની કોર્ટો તેને અમલ કરવા યોગ્ય ગણુતી નહિ, તેમજ કપટ રહિત હોવાથી તેવી કબૂલતો સામાન્ય રીતે રદ્દ પણ ગણુવામાં આવતી નહિ, ને આવે પંણ નહિ. જો કોઈ માણુસ વગર અવેજના દસ્તાવેજ કરી આપી મૂર્ખાઇથી બંધાય, ને તે રદ્દ કરવાની સત્તા રાખે નહિ તો જે બંધંન તેણે પંડે વહોરી લીધું છે તેમાંથી કોર્ટ તેને મુક્ત કરે નહિ.

૬ પ્રથમ કહી ગયા તે પ્રમાણે ત્રણ પ્રકારનાં દસ્તાવેજો રદ્દ કરી શકાય છે, એક તો જેનો અમલ થઈ ગયો હોય તે, બીજું જે નિરર્થક કરવા યોગ્ય હોય એટલે એક પક્ષકારની મરજી ઉપર તેમ કરવાનું રહ્યું હોય ત્યારે, ને ત્રિજું જ્યારે દસ્તાવેજ મૂળથી નિરર્થક હોય ત્યારે. પહેલા ને ત્રિજા પ્રકાર વિષે કાંઈ વિવેચન કરવા જરૂર લાગતી નથી. બીજા પ્રકારનાં દસ્તાવેજને રદ્દ કરવાનું કરારના બે પક્ષકારમાંના એકની મરજી ઉપર રહેલું હોય છે. નીચે પ્રમાણે ચાર બાબતો હોય ત્યારે થયેલ દસ્તાવેજ રદ્દ કરાવવા ફરિયાદ થઇ શકે છે.

૧ પ્રતિવાદીએ કોઈ રીતે ખરેખરૂં કપટ કર્યું હોય ને વાદીએ તેમાં કાંઇ પણુ ભાગ ન લીધો હોય ત્યારે.

૨ લૌકિક રીતિની વિરૂદ્ધ કાંઈ અર્થસિદ્ધ એટલે સ્થાપિત થતું કપટ થયું હોય ને વાદી તેમાં સામિલ

ન હોય ત્યારે.

૩ લૌકિક રીતિની વિરૂદ્ધ કાંઈ અર્થસિદ્ધ કપટ થયું હોય ને વાદી તેમાં સામિલ હોય, પરંતુ લૌકિક રીતિને તેવા દસ્તાવેજના કાયમ રહેવાથી કોઇ પ્રકારે ધક્કો પહોંચે તેમ હોય ત્યારે.

૪ જ્યારે વાદી પ્રતિવાદી બંને પક્ષકારો અર્થસિદ્ધ કપટના કસુરવાન્ હોય, પણ બંને સરખા દોષવાન્ ન હોય ત્યારે.

૭ ઉપર બતાવેલી બાબતો પૈકી પહેલી ને બીજી મુશ્કેલી ભરેલી લાગતી નથી. કપટથી મેળવેલ હથિઆર નિરપરાધી સખ્સ સામે વપરાય નહિ એવો દેખીતી રીતે કુદરતી ન્યાય છે. ત્રિજા પ્રકારમાં જુગારની મિસલના કરારનો સમાવેશ થાય છે. તે જાહેર સુનીતિને બિગાડનાર હોઇને લૌકિક રીતિ વિરૂદ્ધ ગણાય. તેથી બંને પક્ષકારો તે કરવામાં સામિલ હોય છતાં દસ્તાવેજ રદ્દ કરવાનું ન્યાય ઉચિત માને છે. ચોથા પ્રકારમાં વાદી જુલમ, ઠગાઈ, દબાણ કે અયોગ્ય સત્તા, નાની વય, વૃદ્ધાવસ્થા કે એવાં બીજા કારણને લીધે ભોગ થઇ પડ્યો હોય ને દસ્તાવેજ કરી આપ્યા હોય તેનો સમાવેશ થાય છે. આ પ્રકારમાં વાદીપ્રતિવાદી બંને દોષવાન્ તો છે પણ વાદી ખાસ હકીકતને લીધે ઓછો દોષવાન્ ગણાય છે.

૮ પણ જો વાદી એકલાનોજ દોષ હોય અગર પ્રતિવાદીના જેટલો કસુરમાં હોય ને જાણી જોઈ કપટ કરવામાં સાથે રહ્યો હોય કે જે કરાર તે અલગ મુકાવા માગતો હોય તે ગેર કાયદેસર, અનીતિ ભરેલો તેનાજ વર્તનથી થયેલો હોય, તો તેનાજ દુષ્કર્મના પરિણામ ઈક્વિટિ તેને ભોગવવા દઈ અલગ રહે છે, અને બુદ્ધિ

પૂર્વક જે જાળમાં બીજાને તેણે નાખ્યા હોય અને જનમંડળની શુભ રીતિ વિરૂદ્ધ આચરણ કર્યું હોય તેમાંથી નિકળવામાં તેને સહાય્યકારી થતી નથી. એટલે કે એવા રદ્દ કરવા યોગ્ય કરારો પણ ઈક્વિટિ રદ્દ કરી આપતાં અળગ રહે છે.

૯ નિરર્થક કરારમાં ઈક્વિટિએ દરમિયાન આવવું કે કેમ તે સવાલ પૂર્વે સંશયયુક્ત હતો. એવા કરાર તેમજ ઉપર દર્શાવેલા કરાર કાયદો માન્ય રાખતો નહિ, તો પછી ઈક્વિટિને મદદગાર થવા જરૂર ન રહેતી. વળી એવા કરારનો અમલ અટકાવવા માટે સતત્ તાકીદ હૂકમ કઢાવી શકવાનો રસ્તો ખુલ્લો રહેલો છે. એટલે પણ નિરર્થક કરારની બાબતમાં અવશ્ય દરમિયાનગિરી કરવા ઈક્વિટિ ઉપર ફરજ રહેતી નહિ.

૧૦ અધિક હાનિ અટકાવવા માટે નિરર્થક કરારના દસ્તાવેજો રદ્દ કરી સોંપી દેવાનો રસ્તો લેવામાં આવે છે. જેમ વૈદકમાં નિયમ છે કે વ્યાધિ મટાડવા કરતાં અટકાવવો એ બેહેતર છે તેમજ ઈક્વિટિમાં સમજવું. હાનિ કે નુકશાન માટે દાદ પાછળથી અપાવવા કરતાં તે થતાં અટકાવવાં એ વધારે સારૂં છે. માટે ગેર ઉપયોગસારૂં એક પક્ષકાર પાસે નિરર્થક દસ્તાવેજ નહિ રહેવા દેતાં તે રદ્દ કરી સોંપાવી દેવા જરૂર છે. તેનું કારણ દેખીતી રીતે પૂર્વે કહ્યા પ્રમાણે છે, કે હાલ નહિ તો કાલાંતરે એ દસ્તાવેજનો ઉપયોગ કરવામાં આવે ને તે ખોટો પાડવા માટે હાલ જે પૂરાવો સામાવાળા પાસે હોય તે નાશ પામે તો પછી નિરૂપાય બની જાય.

૧૧ જો દસ્તવોજ દેખીતી રીતેજ દૂષિત હોય ને શુન્યવત્ માલુમ પડે તો પછી ઇક્વિટિની કોર્ટની સહાયતા લેવાપણું રહેતું

નથી. તેવાં દસ્તાવેજને આધારે કાલાંતરે પણ પ્રતિવાદીને નુકશાન થવા સંભવ રહેતો નથી. એ દસ્તાવેજ સ્વતઃ રદ્દજ છે. કાયદાની અદાલત તેને આધારે દાદ આપવાનું ધારી પ્રતિવાદીને હેરાનગતિ કે કજીઆમાં ઉતરવા માટે વખત લાવે નહિ. તેથી કરી જેમ વાદીના હાથમાં તે નિરૂપયોગી કાગળ છે તે રહેવાથી પ્રતિવાદીને કાંઇ હાનિ કે નુકશાન થવાનો કોઈ રીતનો ભવિષ્યનો પણ સંભવ રહેતો નથી.

---

## પ્રકરણ ૪૪ મું.

## મૃત્યુપત્ર વિષે.

૧ ટ્રસ્ટ સંબંધી સત્તા ઇકિવટિના હસ્તક રહેતાં મૃત્યુપત્ર સંબંધી તકરારો ઈકિવટિને સાંભળવા અખત્યાર મળ્યો હોય એમ અનુમાન કરી શકાય છે. કેમકે મૃત્યુપત્રથી ઘણાં ટ્રસ્ટો ઉત્પન્ન થાય છે. તે નક્કી કરતાં મૃત્યુપત્ર કાયદાસર ને અમલ કરવા યોગ્ય છે કે નહિ તેનો નિશ્ચય પ્રથમ થવા જરૂર છે.

૨ કાયદાસર વારસના વાંધાથી વસિયતનામાના લાભ લેનારને વસિયત સાબિત કરવા માટે કોર્ટમાં જવું પડે છે, ત્યારે કોર્ટ પોતાની "પ્રોબેટ" એટલે મૃત્યુપત્રને લગતી સત્તાની રૂએ કામ ચલાવી વસિયત સાબિત કે નાસાબિત ઠરાવે છે.

૩ મૃત્યુપત્રથી લાભલેનાર જો કે કબજેદાર હોય તોપણ તકરાર ઊઠે તો મૃત્યુપત્ર સાબિત કરવાને ફરિયાદ ચલાવી શકે. તેનો કબજો છિનવી લેવા વારસે ફરિયાદ ન કરી હોય તોપણ ચિંતા નહિ. સામો હક્ક ધરાવનાર તમામ સખ્સ વિરૂદ્ધ ફરિયાદ ચાલે. મૃત્યુપત્ર સાબિત કરેથી વારસ તેમજ બીજા બધા વિરૂદ્ધ હકની પ્રાપ્તિ થાય છે.

૪ વારસથી મૃત્યુપત્ર સાબિત કરવાની ફરિયાદ મૃત્યુપત્રથી લાભલેનારના અનુમત વગર માંડી શકાતી નથી. કારણ કે વા-રસને કબજો ખુચવી લેવા ફરિયાદી માંડવા છુટ છે, ને પુરાવો સામાવાળાના હવાલામાં હોય તો તેનું પ્રકટીકરણ પણ કરાવી શકે છે.

૫ ઉપર આપેલા સંક્ષિપ્ત ચિતારથી વાંચકવર્ગને પ્રતીતિ થશે કે ઈક્વિટિ મૃત્યુપત્ર માટે કેવી રીતની સત્કારદાયક દિલસોજી ધરાવે છે ને મરનારની ઇચ્છાનો અમલ કરવા અહર્નિશ કેવે પ્ર-કારે તત્પરતાથી યત્નવાન્ રહે છે.

## પ્રકરણ ૪૫ મું.

## લાભનો પુરાવો આગળથી લેવરાવવા વિષે.

૧ આ પ્રકરણમાં વર્ણવેલો વિષય ૪૨મા પ્રકરણના વિષય સાથે નિકટ સંબંધ ધરાવનારો છે. તે બંને વચેનો અંતર લક્ષ પૂર્વક સમજવાનો છે.

૨ જ્યારે કામ ચાલતા દરમિયાન એમ લાગે કે સાક્ષી વૃદ્ધત્વ કે દુર્બળતાને લીધે મુસાફરી કરી શકે તેમ નથી અથવા ભય ભરેલી શારીરિક હાલમાં છે, અથવા કેસ ચાલે ત્યારે વિદેશ જ-નાર હોય તો, ન્યાયનો હેતુ પાર પડવા ખાતર તેઓની જુબાની આગમચથી લેવરાવી લેવામાં ઈકિવટિ સહાયવાન્ થતી. પુરાવો કાયમ કરવાની બાબતની અરજીમાં દાવાદારે કબજેદાર હોવાની જરૂર તેવી આ ફરિયાદીમાં જરૂર ન રહેતી.

૩ આવી અરજી કેસ મંડાયા પછી થતી ને ઉપર બતાવ્યા કારણસર જુબાની બીજી કોર્ટોમાં લેવાઇ જેમાં કામ ચાલતું હોય તેમાં મોકલવામાં આવતી.

૪ ઇકિવટિની સહાયકારી સત્તા વિષેનું વર્ણન ભૂતકાળમાં કરવામાં આવે છે, માટે આ તથા બીજે એજ સત્તા નીચેના પ્રકરણમાં બતાવેલ ઇલાજ બંધ થયા છે એમ ન સમજવું. પ્રથમના તથા બીજા પ્રકરણોમાં કહી ગયા છિએ તે પ્રમાણે ઇકિવટિ ને કાયદાની કોર્ટોનો એકબીજા સાથે સંયોગ થતાં હવે એ ઇલાજો સામાન્ય રીતે મળી શકે છે; ને કાયદાના પુસ્તકોમાં તેને માટે ખાસ ફરમાન ને રીત દાખલ કરેલાં છે, ને તે વારંવાર ઉપયોગમાં આવે છે તે આપણુ સૌ સારી રીતે જાણીએ છિએ.

---

## પ્રકરણ ૪૬ મું.

### કરજદારને દેશ છોડવાની મના કરવા વિષે.

---

૧ પૂર્વે કોઇ માણસને દેશ છોડી જવાનું કરતાં હુકમ કાઢી અટકાવવામાં આવતો તે રાજકાર્ય કે રાજકીય પાકા સબબને માટેની યોજના હતી. હાલ રૈયતના હકના સંરક્ષણને અર્થે તેનો ઉપયોગ કરવામાં આવે છે, પરંતુ અત્યંત સાવચેતી ને સંભાળથી એવા હુકમ કોર્ટ કાઢે છે.

૨ જ્યાં કાયદાથી ઇલાજ લેવાઇ શકાતો હોય ત્યાં આવા હુકમ આપવા જરૂર રહેતી નથી. દાવો નિશ્ચત્ પ્રકારનો હોય ને તેવી રકમ ખરેખર તરત આપી દેવા યોગ્ય હોય ને શરતનો ભાવ કાંઇ પણ ન રહેલો હોય તો તે મુકરર કરેલ આંક માટે કરજદારને દેશ નહિ છોડી જવા દેતાં રોકવામાં આવતો.

૩ ઉપરની બાબતને લગતા બે અપવાદ છે. એક તો એ કે ખોરાકીપોષાકીની રકમ માટે સ્રીની ફરિયાદ કાયદાની કોર્ટમાં ચાલતી હોય ને હુકમનામું ન થયું હોય તો પ્રતિવાદીને રોકી શ-

કાતો નહિ. બીજું પક્ષકારોએ ખાતાથી કે મંજુરીથી મુકરરર કરેલ આંક કરતાં વધારે માટે વાદીએ દાવો કર્યો હોય તોપણ તેમજ બનતું.

૪ ઇકિવટિ ને કાયદાની કોર્ટોનો સંયોગ થતાં આ બાબતનો અમલ કરવા વિષે હાલ કાયદાના ધોરણોથી યોજના સારી રીતે કરેલી છે.

---

# મુંબઇ હાઇ કોર્ટે કરેલા ઇક્વિટિને લગતા ફેસલા.

## રામજી તુકારામ.

વિરૂદ્ધ.

## ચિંતો સખારામ.

૧ મુ. હા. કો. રિ. પૃ ૧૯૯.

### ગિરો.

ગિરો ખતમાં એમ લખાવી લીધું હોય કે અમુક દિવસે કરજ અદા કરવામાં ન આવે તો ગિરો મુકેલ મિલ્કત ગિરો રાખનારની થાય તોપણ શુદ્ધ અંતઃકરણ અને ન્યાયની રૂએ મુદ્દલ તથા વ્યાજ આપવાથી મુદત વીત્યે પણ ગિરો મૂકનાર તે છોડાવી શકે છે. એક વખત ગિરો તો હમેશાં ગિરો એ ધોરણ લાગુ થાય છે. જે દસ્તાવેજ પ્રારંભથીજ ગિરોનું છે તેનો અર્થ બીજી રીતે થઈ શકે નહિ. પક્ષકારોનો મૂળ ઈરાદો ગિરોનો હોઈને ઇક્વિટિ તે કાયમ રાખે છે. કદાચ જૂના ધોરણ ઉપર આધાર રાખી મુદત વીત્યા પછી ગિરો રાખનારે મિલ્કત ઉપર સુધારો વધારો કરવામાં ખર્ચ કર્યું હોય તો ઇંગ્રેજી ધારા પ્રમાણે તેને વાજબી ખર્ચ અપાવવું. એટલે જરૂરની મરામત માટે જે ખર્ચ થયું હોય તેટલુંજ માત્ર અપાવવું અને બાકી ગિરો મુકનારના અનુમતથી કર્યું હોય તે અપાવવું.

ઈક્વિટિનું આ સ્તુત્ય ધોરણ સને ૧૮૬૪ થી જસ્ટિસ આર્નોલ્ડના આ ફેસલાથી આ દેશમાં દાખલ થયું. તે કરવામાં જડજ ન્યુટન અને જનારધન પણ સામિલ હતા.

## ૨ ધનજીભાઈ બમનજી.

વિરૂદ્ધ.

## નવાઝ બાઈ.

૨ ઈં. લા. રિ. મુ. સિ. પૃ. ૭૫.

## મૃત્યુપત્ર-સ્ત્રીધન-પારસી.

મુદતના ધારા છતાં વિલાયતમાં ઇક્વિટિની કોર્ટોનો એવો પ્રચાર છે કે વગર વસિયતે ગુજરનારના નજીકના સગામાંના એકનો હિસ્સો મરનારના વહિવટદારના હસ્તક હોય ને મરનારનું લેણું એવાં સગા પાસે હોય તો તેનો હિસ્સો જવાબદાર છે. આ ધોરણ બ્રિટિશ ઇન્ડીઆની કોર્ટોમાં લાગુ કરવું જોઈએ ને મુદતનો બાધ મરનારની હયાતીમાં લાગી ગયો હોય તો તે ન ગણવો.

ગ્રાહમ વિ. લંડનડરીના કેસમાં ઠરાવેલું છે તે પ્રમાણે પારસીઓમાં પણ સ્ત્રીના બાપે તેને દાગીના આપ્યા હોય તે ઉપર તેના ધણીનો હક્ક ગણવો.

---

## ૩ ભલ્લા ન્હાના.

વિરૂદ્ધ

## પરભુ હરિ.

૨. ઇ. લા. રિ. મુ. સિ. પૃ. ૯.

## વિશેષ પરિપૂર્ણતા.

એક તળબ્દા કોળીએ પ્રતિવાદીના બાપને વચન આપ્યું કે પ્રતિવાદીને હું મારી મિલ્કતનો માલેક કરી તેને દત્તક લઉં છું, આ લાલચે તેણે પોતાનો છોકરો દત્તક તરીકે

આપ્યો, પણ તે કોળી મિલ્કત આપ્યાનો દસ્તાવેજ કરી આપ્યા પહેલાં મરણ પામ્યો. આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે મરનારનાં વારસોને મરનારનું વચન વિશેષ રીતે પરિપૂર્ણ કરવા ફરજ પાડી શકાય છે, અને તેની વિધવાની પાસે જે મિલ્કત છે તે તે વચન પૂરૂ કરવામાં ઉપયોગી છે. આ ઉપરથી તે વિધવાએ પોતાના ધણીનું વચન પાળવા જો કે ત્રીશ વર્ષ બાદ અમલ કર્યો છે તોપણ મુદતની વાત તેણીએ જતી કરેલી હોવાથી તેણીના બીજા સગા તે સંબંધી તકરાર ઉઠાવી શકતા નથી, માટે વિધવાએ કરેલ કૃત્ય કાયદેસર ને વાજબી છે.

---

## ૪ લલ્લુભાઈ બાપુભાઈ

વિરૂદ્ધ

## માનકુંવરબાઈ.

૨ ઈ. લા. રિ. મુ. સિ. પૃ ૩૮૮.

ટ્રસ્ટ.

એક મૃત્યુપત્ર ચલાવનારને મૃત્યુપત્રથી કેટલાક ટ્રસ્ટનાં કાર્યો માટે ટ્રસ્ટી ઠરાવેલો હોય તો તે શેષ રહે તે મિલ્કત માટે પણ ટ્રસ્ટી છે એમ સમજવું. તેથી કરી તે મરનારના વારસ કે વારસોને જવાબદાર રહે છે. સારાંશ કે વસિયતથી જેટલી મિલ્કતની વ્યવસ્થા નથી કરવામાં આવેલી તેટલી ગ્યોગ્ય ને કાયદેસર વ્યવસ્થા કરવા માટે મૃત્યુપત્ર ચલાવનારની ઉપર ફરજ રહે છે.

---

### ૫ રામચંદ્ર ચિંતામણ

વિરૂદ્ધ

### કાળુ રાજુ

૨ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૩૬૨

### બિન અવેજી કરાર.

એક દાવામાં કામ ચલાવવા અસીલે વકીલ નિમી કોર્ટમાં વકાલતનામું દાખલ કર્યું. બાદ વકીલને તે અસીલે એવો કરાર કરી આપ્યો કે જો કામમાં ફતેહ મંદી થાય તો ઠરાવેલી પૂરી ફી આપ્યા ઉપરાંત ઈનામ દાખલ અમુક રકમ આપવી. આ કામમાં ઠરાવવામાં આવ્યું કે કરાર અવેજ વગરનો તથા દબાણ વગેરેના સંભવને લીધે ગેરકાયદેસર હોઇને તેની રૂએ વાદીની ફરિયાદ ચાલી શકે નહિ.

---

### ૬ સર મંગલદાસ નથુભાઈ

વિરૂદ્ધ.

### કૃષ્ણાબાઈ અને ભગવાનદાસ

૬ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૩૮

### હિંદુએ કરેલ મૃત્યુપત્ર—ત્રાહિત દાવો.

વાદી અને પહેલા નંબરની પ્રતિવાદણ કૃષ્ણાબાઈ, નથુભાઇ રામદાસના ફરજંદ થાય, અને બીજા નંબરનો પ્રતિવાદી ભગવાનદાસ સદહુ કૃષ્ણાબાઇનો મોટો પુત્ર થાય.

નથુભાઇ રામદાસ ૧૮૪૩ માં મરણ પામ્યો અને તે પહેલાં થોડી મહિના ઉપર તેણે પોતાની મૃત્યુપત્રિકા કરેલ તેમાં રૂપિ-

આ ૩૦૦૦) કૃષ્ણાબાઇને વારસામાં આપવાનું જણાવ્યું. તે એવી રીતે કે મારા મરણ પછી મંગલદાસે રૂપિઆ ત્રણ હજાર મારી દીકરી કૃષ્ણાબાઈને તેનું સારે ઠેકાણે લગ્ન કર્યા પછી આપવા. તેણે તે યોગ્ય ઠેકાણે વ્યાજે મૂકી વ્યાજ માત્ર ખર્ચવું. તેને કાંઈ સંતાન થાય તો તે ઉપલી રકમ તેને જાય, નહિ તો તે મંગલદાસને જાય. કૃષ્ણાબાઇ સને ૧૮૪૮ માં પરણી ને તેને ચાર પુત્રને એક પુત્રી થયાં. લગ્ન પછી તરતજ તેણીના ભાઇ વાદી મંગલદાસે રૂપિઆ ત્રણ હજાર આપ્યા. તે તેણે મંગલદાસ પાસેજ વ્યાજે રાખ્યા. પરંતુ સને ૧૮૮૧ માં સર મંગલદાસે કૃષ્ણાબાઇને નોટિસ આપી કે એટલું ભારે વ્યાજ મારે આપવું પાલવતું નથી. કૃષ્ણાબાઇએ ત્યારે પોતાની થાપણના રૂપિઆ પાછા માગ્યા. એટલે બીજા નંબરના પ્રતિવાદીએ સર મંગલદાસને નોટિસ કરી કે મૃત્યુપત્ર પ્રમાણે કૃષ્ણાબાઈને માત્ર જીંદગી પર્યંત તે રૂપિઆ ઉપર હક્ક છે ને શેષાધિકાર તેનો તથા તેનાં બીજાં ભાંડરૂનો છે. આ ઉપરથી ત્રણ હજાર રૂપિઆ સર મંગલદાસે કોર્ટમાં રજુ કર્યા ને ત્રાહિત દાવો દાખલ કર્યો.

ઉપરના દાવાની પ્રથમ સુનાવણી તારીખ ૮ આગષ્ટ સને ૧૮૮૧ ને રોજ થઇ ત્યારે વાદીનું ખર્ચ અપાવી કોર્ટે તેને દાવામાંથી છૂટો કર્યો, અને પ્રતિવાદીઓને માંહો માંહે દાવો ચલાવવાનું ફરમાવ્યું.

જસ્ટિસ બેલીએ ફેસલો આપતાં જણાવ્યું કે કામ ઉપરથી માલમ પડે છે કે ભગવાનદાસનો જન્મ સને ૧૮૫૭ કે ૧૮૫૮ માં થયો, ત્યાર પહેલાં એટલે તેની હયાતી પહેલાં મરનાર નથુભાઇએ પોતાનું મૃત્યુપત્ર કરેલું એટલે મૃત્યુપત્ર થયું ત્યારે હયાત ન હતો એવા પુરુષનો આ દાવો છે. માટે સવાલ ઉઠે છે કે

તેનો દાવો ચાલી શકે કે કેમ? પ્રિવિ કોંસલે સને ૧૮૭૨ માં ચૂકવેલો ઠાગોરનો કેસ જોતાં આ બાબત નિર્ણય થઈ ગયા જેવી છે. તેમાં ઠરાવવામાં આવ્યું છે કે મૃત્યુપત્ર કરનારની જીંદગીમાં જે હયાતીમાં હોય એવા સખ્સોથીજ મૃત્યુ પત્રનો લાભ લેવાઇ શકાય છે એવું હિંદુ શાસ્ત્રનું પ્રમાણ છે. માટે ભગવાનદાસનો દાવો ચાલી શકતો નથી. દાયભાગ તેમજ મિતાક્ષરા પ્રમાણે ચાલનાર બનેને આ ધોરણ લાગુ છે.

---

## ૭ મિઠીબાઈ

### વિરૂદ્ધ

## ભીમજી નવરોજી બનાજી અને બીજા

૬, ઇં. લા. રિ. મું. સિ. પૃ ૧૫૧.

## ઇંગ્રેજી કાયદો કેટલે દરજ્જે પારસીને લાગુ.

## ( શેલીના કેસમાં સ્થાપિત થયેલ ધોરણ. )

ફ્રામજી કાવસજી બનાજીનાં વારસોએ તારીખ ૨૪ મે સને ૧૮૫૧ ને રોજ ઠરાવ કર્યો, તેમાં તેઓએ દર્શાવ્યું કે મરનારનું કરજ અદા કર્યા બાદ બધા વારસો એટલે પક્ષકારોએ શેષ મિલ્કત અમુક હિસ્સે વહેંચી લેવી, અને તેઓના મરણ પછી તેઓના હિસ્સા તેનાં છોકરાં વંશપરંપરા ભોગવે. આ કામમાં એવી તકરાર ઉઠાવવામાં આવી કે પારસી લોકો ઇંગ્રેજી કાયદાને તાબે હોઇને ઉપલા શબ્દોથી તેઓના હિસ્સા ઉપર તેઓને સ્વતંત્ર ને પૂર્ણ હક્ક શેલીના કેસના ધોરણની રૂએ પ્રાપ્ત થાય છે. આમાં એવું ઠરાવવામાં આવ્યું કે શેલીનો કેસ ઇન્ડીઆમાં લાગુ કરી

શકાય નહિ અને આ કામમાં તો વળી પક્ષકારોના મૂળ ઇરાદાનો અમલ કરવો જોઇએ. તેથી પક્ષકારોનો જીંદગી પર્યંતનો હક્ક ચોખ્ખી રીતે દર્શાવેલ છે, તે ઉપરાંત કાંઇ અધિક હક્ક આપી શકાતો નથી.

---

## ૮ બાઈ માણેકબાઈ
## વિરૂદ્ધ.
## બાઇ મેરબાઈ અને બીજા

૬ ઇં. લા. રિ. મું. સિ. પૃ ૩૬૩

## પારિણામિક ટ્રસ્ટ.

વાદી બાઇ માણેકબાઇ, ગુસ્તાદજી ભિખાજી દાંત્રાની વિધવા થાય અને પહેલા નંબરની પ્રતિવાદી બાઇ મેરબાઇ એક જમસેદજી બરજોરજીની વિધવા અને મૃત્યુપત્ર ચલાવનાર હતી. સને ૧૮૬૫ માં સદહુ ગુસ્તાદજીએ સતર હજાર રૂપૈઆમાં મુંબઇમાં એક ઘર ખરીદ કર્યું. તેમાં ૧૦૫૦૦ રૂપીઆ પોતે આપ્યા અને બાકીના તેની ત્રણ દીકરીઓના હતા તે નાખ્યા. બાદ થોડી મુદત પછી ગુસ્તાદજીને મંદવાડ આવતાં તેણે તે ઘર જમસેદજીને આપ્યું, દેખાવમાં વેચાણ તરીકે આપ્યું પરંતુ ખરેખર જોઇએ તો ટ્રસ્ટ દાખલ સોંપ્યું, એવા ઇરાદાથી કે તે ઘરની કિમતમાંથી તેની દીકરીઓને પરણાવવી ને દાયજો આપવો તથા તેના દીકરા દાદાભાઇનાં લગ્ન કરવાં.

દાદાભાઇ પ્રથમ ગુજરી ગયો. બાદ સને ૧૮૬૭ માં મુસ્તાદજી પંડે મરણ પામ્યો. ત્યાં સૂધી તથા ત્યારે બાદ તેનું કુટુંબ

સદહુ ઘરમાં રહેતું ને કર વગેરે ભરતું. સને ૧૮૬૮ માં તે ઘર જમસેદજીએ પેસ્તનજી રસ્તમજીને રૂપીઆ તેર હજારમાં વેચ્યું. તેમાંથી રૂપૈઆ ૫૬૦૫–૬–૬ ખરચ્યા અને બાકીની ૭૩૯૪–૯–૬ ની શિલક પોતા પાસે રાખી.

સને ૧૮૭૧ માં જમસેદજી ગુજરી ગયો અને તેની ધણી-આણી પ્રતિવાદી નંબર ૧ બાઇ મેરબાઈને પોતાની મૃત્યુપત્ર ચ-લાવનાર નિમી ગયો. તે ઉપરથી તેણીએ તેની મિલ્કતની સાથ ઉપર લખેલા રૂપીઆ ૭૩૯૪–૬ નો કબજો લીધો.

વાદીએ આ દાવામાં માગણી કરી કે ટ્રસ્ટ ઠરાવી આપવો જોઇએ અને ટ્રસ્ટી નિમાવતાં કોર્ટે પ્રતિવાદી પાસેથી સદહુ રકમ લેવરાવી દેવી જોઇએ.

પ્રતિવાદી તરફથી ટ્રસ્ટ નથી પરંતુ ઘરનું વેંચાણ જમસેદજીને થયેલું હતું, એવી તકરાર સાથ મુદતનો પ્રત્યવાય છે એમ દ-લીલ કરવામાં આવી.

આ કામનો ફેસલો આપતાં જસ્ટિસ વેસ્ટે એવું જણાવ્યું કે જમ સેદજીએ ગુસ્તાદજીને કિમતી અવેજ આપ્યો નથી એમ ધારીએ તોપણ માણેકબાઇ પોતાની માગણીમાં ફતેહ મેળવી શકતા નથી. અવેજને અભાવે ગુસ્તાદજીના લાભમાં પારિણામિક ટ્રસ્ટ તરીકે ઉપરના કૃત્યનો અર્થ થાય, પરંતુ તે માટે ખાત્રીલાયક પુરાવો નથી. પોતાની દીકરીના પૈસા ગુસ્તાદજીએ વાપર્યા છે એવી જમસેદજીને જાણ ન હોતી. વળી તેણે વેચાણનો દસ્તાવેજ નોંધાવેલો છે. એ-ટલે કોઈ રીતે ટ્રસ્ટની તરફ પૂરાવાનું બલવાનપણું માલમ પ-ડતું નથી.

અવેજ વગર જમસેદજીએ ઘર લીધું એમ બન્યું હોય તોપણ ટ્રસ્ટ થયો ગણી શકાય નહિ. કારણ કે મરનાર ગુસ્તાદજીનું વસિયતનામું સાબિત કરવામાં આવેલું નથી. વસિયત નામામાં ટ્રસ્ટ કર્યાની બિના નીકળે તો તે વસિયતનામું ચલાવનાર તરીકે માણેકબાઇએ સત્તા મેળવેલી હોવી જોઇએ. માટે કોર્ટે ઠરાવ્યું કે આ દાવો ચાલી શકતો નથી.

---

### ૯ મુળચંદ કુબેર.

વિરૂદ્ધ.

### લલ્લુ ત્રિકમ.

૬ ઈ. લા. રિ. મું. સિ. પૃ ૪૦૪.

### ગિરો મુકેલ મિલ્કત છોડાવવાના હકકનું વેચાણ.

મહાદાસ દયાળજીએ ધોળકામાં પોતાનું ઘર તારીખ ૨૦ મી આગષ્ટ ૧૮૭૦ ને રોજ રૂપીઆ ૪૦૦ માં કુબેર શિવલાલને ગિરો આપ્યું. ગિરોનું દસ્તાવેજ યોગ્ય રીતે નોંધાવવામાં આવ્યું હતું. તેજ ગિરો મુકનારને તેજ ઘર રૂપૈઆ ૯૯ માં તારીખ ૨ ડિસેંબર શને ૧૮૭૧ ને રોજ લલ્લુ ત્રિકમને ગિરો આપ્યું. દસ્તાવેજ નોંધાવ્યું ન હતું. બાદ તારીખ ૨૦ અપ્રેલ ૧૮૭૨ ને રોજ મહાદાસ દયાળજીએ તે ઘર કુબેર શિવલાલને રૂપૈઆ ૪૦૦ માં વેચાણ આપ્યું ને દસ્તાવેજ નોંધાવ્યું. વખતના અનુક્રમમાં બીજા ગિરો રાખનાર લલ્લું ત્રિકમે પોતાના સાન ગિરોને આધારે લેણી રકમનું મહાદાસ ઉપર હુકમનામું મેળવ્યું. તેની બજાવણીમાં તેણે સદરહુ ઘર જપ્ત કરાવ્યું. કુબેર શિવલાલ જે બીજા નંબરનો ગિરો રાખનાર હતો ને જેને મૂળ દાવામાં પ્રતિવાદી ગણવામાં નહિ આ-

વેલો તેણે અરજ કરી તે જપ્તી ઊઠાવી લેવરાવી. લલ્લુએ તેના ઉપર સાન ગિરોવાળી પોતાની લેણી રકમ લેવાનો હક્ક સ્થાપિત કરવા દાવો કર્યો. તેમાં બન્ને નીચલી કોર્ટોએ ઠરાવ્યું કે ઘરનું વેચાણ સાનગિરો અદા કરવાને પાત્ર છે. તે ઉપરથી કુબેરના પુત્ર મુળચંદે હાઇ કોર્ટમાં ખાસ રીતે અપીલ કરી.

તેમાં ઠરાવમાં આવ્યું કે મૂળ પ્રતિવાદી મુળચંદના બાપ કુબેરે જ્યારે ગિરો છોડાવવાનો હક્ક વેચાણ લીધો ત્યારે પોતાના સઘળા હક્કનો લાભ રાખવાનો તેનો ઈરાદો હતો. માટે લલ્લુ ત્રિકમ જો સદરહુ ઘર ઉપર પોતાનું હકુમનામું બજાવવા ચાહે તો પ્રતિવાદી (અપેલન્ટ) મુળચંદનું પ્રથમનું ગિરો છે તે છોડાવવાનો હક્ક અદા કરવાની શરતે તેમ કરી શકે.

છોડવવાનો હક્ક ખરીદકરનાર ગિરો રાખનાર સખ્સ મિલ્કત ઉપરનો પોતાનો બોજો સજીવન રાખવાનું સ્પષ્ટ શબ્દો શિવાય બીજી રીતે પણ સૂચવી શકેછે.

કોઈ મિલ્કતનો ધણી પોતાની મિલ્કત ઉપર બીજાને અનુક્રમે હક્કો આપે તે સઘળા તેના આખા સ્વામિત્વના ને માલિકીના લાભના અંશ સમજવા. તે મિલ્કત ઉપર મુકાતો દરેક બોજો પૂર્ણ સ્વામિત્વમાંથી ન્યૂનતા કરનારો છે. તે એટલે સુધી કે આખરે તેનું સ્વામિત્વ શૂન્યવત્ થઈ જાય છે, તોપણ એટલું પણ વેચી શકાય છે, ને ખરીદ કરી શકાય છે.

---

## ૧૦ નારણ પરશોત્તમ

વિરૂદ્ધ

## દોલતરામ વીરચંદ

૬. ઇ. લા. રિ. મું. સિ. પૃ. ૫૩૮.

**ગિરો હક્કનું પ્રાકતનપણું પ્રથમના સાન ગિરોની જાણ વગર કિંમત બદલ ખરીદ કરનારનો હક્ક વગેરે.**

આ કામની સંક્ષેપમાં હકીકત આ પ્રમાણે છે. પીઠા ભાણાનું એક ઘર હતું. તે તેણે સને ૧૮૬૯ માં જેસંગ ભવાનીને સાન ગિરોમાં આપ્યું. પીઠા મરી જવાથી તે ઘર છોડાવવાનો હક્ક તેના વારસ દલા ડુંગર તથા તુળશી ડુંગરને પ્રાપ્ત થયો. તે તેઓએ તારીખ ૯ જુલાઇ સને ૧૯૬૯ ને રોજ મૂળ વાદી દોલતરામને ૬૨ રૂપીયામાં સાનમાં ગિરો આપ્યો. ગિરો ખતને નોંધાવવામાં આવ્યું ન હતું. તારીખ ૨૭ મી જુલાઈ સને ૧૮૬૯ ને રોજ દલા ડુંગર અને તુળશી ડુંગરે તે ઘર મૂળ પ્રતિવાદી નારણને વેચાણ આપ્યું વેચાણનું દસ્તાવેજ નોંધાવવામાં આવ્યું ન હતું. કિંમત આવી તેમાંથી કેટલોક ભાગ જેસંગના સાન ગિરોમાં ભર્યો. જેસંગે પોતાનું ગિરો અદા થયાની નારણને પહોંચ આપી, પરંતુ કમનશીબે નારણે તે ગિરોનો હક્ક પોતાનો થયાનું દસ્તાવેજ કરાવી લીધું નહિ. પોતાના ગિરોની રૂએ દોલતરામે દલા વગેરે ઉપર દાવો કર્યો અને હુકમનામું મેળવ્યું. તે ઉપરથી ઘર ઉપર જપ્તી આવી. નારણ કે જેને મૂળ કામમાં પ્રતિવાદી તરીકે સામેલ કરવામાં ન હતો આવ્યો તેની અરજ ઉપરથી કોર્ટે જપ્તી ઉઠાવી. એટલે દોલતરામે સાન ગિરોનો પોતાનો હક્ક સ્થાપિત કરવા

હાલનો દાવો કર્યો, અને સદહુ ઘર જપ્ત કરાવી વેચાવવા માટે દાદ માગી. નારણે જ્યારે તે ઘર ખરીદ કર્યું ત્યારે તેને વાદીના હક્કની જાણ ન હતી અને તે બાબત તેણે તપાસ પણ કર્યો હતો. નીચલી કોર્ટે વાદીનો દાવો કાઢી નાખ્યો. તે ઉપરથી હાઇકોર્ટમાં આ ખાસ અપીલ થઇ.

આ કામમાં ઠરાવવામાં આવ્યું કે ગુજરાતમાં સાન ગિરોનો સ્થાપિત થયેલો રીવાજ છે તે નાબુદ કરવામાં આવી શકે નહિ. પ્રતિવાદીની દલિલ એવી છે કે મેં વાદીના હક્કની જાણ વગર અને કિમતી અવેજ આપી ઘર ખરીદ કર્યું છે તો તે દલિલ ચાલી શકે નહિ.

ગિરો છોડવવાનો હક્ક પ્રતિવાદીએ ખરીદ કર્યો હતો માટે તેને મૂળ કામમાં પ્રતિવાદી કરવો જોઇતો હતો. તેમ કરવામાં આવ્યું નથી. માટે થયેલ હુકમનામું તેને બંધનકર્તા નથી અને વાદી પાસેથી છોડવવાનો તેનો હક્ક છે તે બજાવવા તેને યોગ્ય મુદત આપવી જોઇએ. (ફુલ બેંચે કરેલા આ ફેસલામાં શોભાગચંદ વિ. ભાઈચંદના કેસનો આધાર લેવામાં આવ્યો).

---

૧૧ શાંતાપા

વિરૂદ્ધ

બાલાપા.

૬ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૫૬૧

**આગળ પાછળનાં ગિરો–ગિરો સજીવન રાખવાનો પુરાવો વગેરે.**

બેલગામ જીલ્લામાં કરાલ્ગી ગામ છે, તેમાં યશવંતનું એક ખેતર હતું. તે તેણે મૂળ પ્રતિવાદી શાંતાપાને ગિરો માંડી

આપ્યું, પરંતુ ક્યારે તે ગિરોખત રજુ નહિ થતાં નક્કી ન થઈ શક્યું, તોપણ કોર્ટે શાંતાપાના લાભમાં હુકુમનામું કરી આપ્યું. તેની રૂએ શાંતાપાને નાણાં નહિ અપાતાં ઠરાવ પ્રમાણે તે ખેતરનો કબજો તેને મળ્યો. બાદ સને ૧૮૬૬ માં યશવંતે તેજ ખેતર વિઠ્ઠલરાઓને ગિરો માંડી આપ્યું, જેણે તેનો કબજો સને ૧૮૬૭ માં લીધો એમ કહેવામાં હતું, પણ પૂરતો પૂરાવો ન હતો. ઉપરના બને ગિરો રાખનારે પોતાનો કબજો છે એમ કહી તકરાર ઉઠાવી. એવું કહેવામાં આવ્યું હતું કે વિઠ્ઠલરાઓનો કબજો ત્રણ વર્ષ રહ્યા બાદ તે યશવંતને પાછો મળ્યો હતો.

મૂળ પ્રતિવાદી શાંતાપાએ યશંવત ઉપર શને ૧૮૬૭ માં બીજી ફરિયાદ કરી અને હૂકુમનામું મેળવી તેની બજાવણીમાં પોતેજ તે ખેતર વેચાણ રાખ્યું.

સને ૧૮૭૦ ના જાનેવારીની ૨૭ મી તારીખે યશવંતે તે જમીન મૂળ વાદી અને હાલના રિસ્પોન્ડેન્ટ બાલાપાને ગિરો આપી, જેણે સને ૧૮૭૪ માં તેની સામે હૂકુમનામું મેળવ્યું.

બાદ તે જમીનનો કબજો શાંતાપાને ફરીને મળ્યો. તારીખ ૧૦ મી અકટોબર સને ૧૮૭૪ ને રોજ બાલાપાએ બજાવણી દરખાસ્ત આપી, તેમાં પ્રતિવાદીએ વાંધો લીધો, એમ કહિને કે વાદીના કરતાં મારૂં ગિરો પ્રથમનું છે તેથી મારા પ્રાક્તન હકકને તેના પાછળના વેચાણ લેવાથી અસર થાય નહિ.

નીચેની કોર્ટોએ ઠરાવ્યું કે પ્રતિવાદીનું ગિરો તેની ખરીદીમાં મળી ગયું ગણાય, માટે વાદીનું લેણું વસૂલ થાય ત્યાં સુધી જમીનનો કબજો પ્રતિવાદીએ વાદીને સોંપવો જોઈએ; અ-

ગર એમ નહિ તો પ્રતિવાદીએ વાદીને ગિરો ઉપર તેની જે રકમ લેણી હોય તે આપવી ને જમીનનો કબજો પોતે રાખવો.

પ્રતિવાદી શાંતાપાએ અપીલ કરતાં હાઈ કોર્ટે ફેસલો આપતાં જણાવ્યું કે ફુલ બેંચે મુળચંદ કુબેર વિ. લલ્લુ ત્રિકમના કેસમાં ઠરાવ્યું છે તે પ્રમાણે જે કોઇ ગિરો રાખનાર છોડવવાનો હક્ક વેચાણ લે તો તેથી તેના મૂળના ગિરોપર આધાર લેવા તેને પ્રતિબંધ થતો નથી. એવું હોય ત્યારે તે પાછળના ગિરો રાખનારના કરતાં અગ્ર હક્કદાર થાય છે. આવી બાબતમાં પ્રશ્ન એ છે કે પ્રથમનો ગિરો રાખનાર જે મિલ્કત ખરીદ કરે છે તેણે પોતાનો ગિરોહક્ક સજીવન રાખવા ઇરાદો રાખ્યો હતો કે કેમ? સ્પષ્ટ શબ્દોથી અગર ગર્ભિત રીતે ઇરાદો બતાવ્યાથી આવો હક્ક કાયમ રહી શકે છે. તેની સાબિતી માટે થોડો પૂરાવો હોય તોપણ બસ ગણાય છે.

હાલના કેસમાં પ્રતિવાદીએ ગિરો મૂકનાર ખુદની પાસેથી ખરીદ કરેલ નથી, પરંતુ કોર્ટ મારફત કરેલ છે. તેથી ગિરો, વેચાણમાં સમાઈ જાય એવો કરાર ગિરો મૂકનાર ને પ્રતિવાદી વચ્ચે થયેલો નથી. ખરીદ કરનાર પાસે નિર્વિવાદ રીતે ગિરોનુ દસ્તાવેજ રહ્યું છે તે ઉપરથી જણાય છે કે ગિરોનો લાભ કાયમ રાખવાનો તેનો ઈરાદો હતો. વળી વાદીએ પોતાનું ગિરો દસ્તાવેજ નોંધાવેલ છે તેથી પ્રતિવાદીને તે વિષે જાણ હતી એમ માનવું જોઇએ. એ જાણતાં છતાં પોતાનું ગિરો તે જાતું કરે એમ પ્રમાણવું એ અશક્ય છે. માટે ઠરાવ્યું કે ગિરો અદા કરવામાં આવે ત્યાં સુધી પ્રતિવાદીને કબજો રાખવા હક્ક છે.

---

## ૧૨ ગંગા મલિક
### વિરૂદ્ધ
### બાયાજી.

૬ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૬૬૯

ગિરોની ફરિયાદમાં પ્રતિવાદી મોસુફે અંગીકાર કર્યો કે વાદી મોસુફ પાસેથી દાવાવાળી મિલ્કત મેં ગિરોના સબબથી કબજે રાખી છે, પરંતુ પૂરતો સ્ટાંપ નહિ હોવાના કારણસર ગિરોનો દસ્તાવેજ પૂરાવામાં મૂકવા ના પાડી.

આ કેસ હાઈ કોર્ટના અભિપ્રાય માટે મોકલાતાં ત્યાં ઠરાવવામાં આવ્યું કે ગિરોનું કરજ અને દાવાનું ખર્ચ આપી વાદીને પોતાની મિલ્કત છોડવવા હક્ક છે. ગિરો રાખનાર ગિરોનું દસ્તાવેજ પૂરાવામાં ન મૂકે અને ખુટતા સ્ટાંપ બદલ શિક્ષાની રકમ ન ભરે તો વાદી અંગીકાર કરે છે તેટલી મુદ્દલની રકમ તેને મજરે અપાવવી જોઈએ અને તેણે મિલ્કતનો કબજો ભોગવ્યો હોય તેની આવક તેને ખાતે ચડાવી તેમાંથી બાદ કરી લેવી.

ગિરોની બાબતમાં હિસાબ મુકરર કરતાં મુદ્દલ ને વ્યાજ બદલ શું લેણું નિકળે છે તેની સાબિતીનો બોજો ગિરો રાખનાર ઉપર છે.

---

## ૧૩ કાવસજી બેરામજી લિલાંઉવાળાની બાબતમાં.

૭ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૧૫

સને ૧૮૫૮ નો આક્ટ ૩૪ મો.

### અવ્યવસ્થિત ચિત્.

આ કામમાં બેજનજી ખરસેદજી લિલાંઉવાળા અને જમસેદજી ખરસેદજી લિલાંઉવાળાએ કોર્ટને એવી અરજી કરી કે તે-

નનો પિત્રાઈ સદહું કાવસજી દિવાનો થઈ ગયાથી તેની મિલ્કતની સંભાળ માટે કોઈ યોગ્ય પુરુષ નિમાવો જોઈએ. અરજદારોએ પોતાની અરજીમાં જણાવ્યું કે તેઓના શિવાય કાવસજીને બીજો કોઇ નજદીકનો સગો નથી. તેને વિશ ત્રીશ હજાર રૂપીઆની જંગમ મિલ્કત છે, ને રોકડ શિવાય તે બધી તેના ઘરમાં છે. મનચેરજી ફરામજી કામા નામના એક ગૃહસ્થે મિત્રાઈ દાવે તથા અરજદારોની વિનતિ ઉપરથી તે મિલ્કત સીલબંધ રાખેલી છે. કાવસજીની મનની સ્થિતિ નબળી હોવાથી તે પોતાનું તેમજ પોતાની મિલ્કતનું સંરક્ષણ કરવા અશક્ત છે. તેના નોકરો સાથે તે રહે છે અને તેના ઉપર તેઓ ઘણી વગ ધરાવે છે. તેમાંના એક નોકર સાથે મળી જઈ શાપુર દારૂ નામનો એક અધ્યારૂ મિલ્કત તફડે કરી નાખવા ઉપાય કરે છે, અને લુહારને બોલાવી પેટીઓ, કપાટ વગેરે ઉઘડાવે છે. માટે જો તાકીદથી કોર્ટ યોગ્ય પુરૂષ નહિ નિમે તો મિલ્કત ઉડી જશે.

આ કામમાં જસ્ટિસ લેથામે વૈદકી પુરાવો સાંભળી એવું ઠરાવ્યું કે અવ્યવસ્થિત ચિત્ત એ શબ્દમાં કુદરતી તેમજ વૃદ્ધાવસ્થાને લીધે ઉત્પન્ન થયેલ મનની દુર્બળતા અને રોગથી પેદા થતા દિવાનાપણા અને માનસિક નબળાઇનો સમાવેશ થાય છે. ચમોતર વર્ષની ઉમરે કાવસજી પહોંચેલો છે અને ખાતરી લાયક રીતે સાબિત થાય છે કે તે પોતાની જાતની તેમજ મિલ્કતની સંભાળ લેવા અશકત છે, માટે અરજદારોની માગણી પ્રમાણે પ્રથમ યોગ્ય પુરુષ ને પછી કમિટિ નિમી તે બનેનું સંરક્ષણ કરવું.

(જુઓ પ્રકરણ ૨૬ મું).

## ૧૪ પરમાનંદદાસ જીવણદાસ (મૂળ વાદી)

વિરૂદ્ધ

## વિનાયકરાઓ વાસુદેવ (મૂળ પ્રતિવાદી)

## ધર્માદાનો ટ્રસ્ટ.

૭ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૧૯

મુંબઇનો રહીશ રણછોડદાસ કાનજી નામનો હિંદુ વેપારી સને ૧૮૫૯ માં મૃત્યુપત્રિકા કરી નિર્વંશ ગુજરી ગયો. તેની પાછળ અપેલંટ પરમાનંદદાસ, તેનો ભત્રિજો રહ્યો.

સદહું મૃત્યુપત્રિકાથી મરનાર રણછોડદાસે એક લાખ રૂપીઆની રકમ સાધુસંતને માટે ધર્મશાળાસારૂં અર્પણ કરવા આજ્ઞા કરી હતી. તે ટ્રસ્ટ પરિપૂર્ણ કરવા પાંચ ટ્રસ્ટીઓ તેણે નિમ્યા હતા. તેમાં અપેલંટ પણ યોગ્ય ઉમરે પહોંચ્યા બાદ કામ કરનાર હતો.

ઉપર લખ્યા ટ્રસ્ટી પૈકી વિનાયકરાઓ એ ધર્માદાનો ટ્રસ્ટ અદા કરવા દાવો કર્યો. તેમાં પરમાનંદદાસે તકરાર કરી કે તેનો પિતા અને મરનાર બંને ભાઈ સંયુક્ત અને અવિભક્ત કુટુંબના અંગભૂત હતા, ને મિલ્કત વડીલોપાર્જીત હતી, માટે મરનારથી એવી રીતની મૃત્યુપત્રિકા મિતાક્ષરાને આધારે થઈ શકે નહિ. મુંબઈ હાઇ કોર્ટે વાદી વિનાયકરાઓના લાભમાં ફેસલો આપ્યો ને તેજ કોર્ટમાં અપીલ થતાં પણ બહાલ રહ્યો. બાદ પરમાનંદદાસે પ્રિવિ કોંસલમાં આ અપીલ કરી. તેમાં નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યું.

મરનારે પોતાની મૃત્યુ પત્રિકાથી મિલ્કતનો ખાસ ભાગ ધર્માદામાં ખર્ચવા આજ્ઞા કરી છે તે જતાં શેષ મિલ્કત તેના ભત્રિજા પરમાનંદદાસે લીધી છે. વળી તેણે એટલે અપેલંટે બીજા મૃત્યુપત્રિકા ચલાવનારા ટ્રસ્ટીઓ સાથે રહી ધર્માદા પરિપૂર્ણ કરવા માટે સંયુક્ત રીતે કામ કરવા કબૂલ કરેલ છે. આ પ્રમાણે હોવાથી પરમાનંદદાસ પણ પોતાના કૃત્યથી તેમજ મૃત્યુપત્રિકાના ફરમાનથી ટ્રસ્ટીઓમાં સામિલ થયો છે. તે કારણસર ઠરાવવામાં આવે છે કે ધર્માદા માટે જે લાખ રૂપીઆની રકમ મૃત્યુપત્રિકાના કર્તાએ અર્પણ કરી છે તે કાયદેસર ને વાજબી છે. વારસ વિરુદ્ધ એ ટ્રસ્ટ સાચો ગણાય તેમ છે, અને મરનારને મિલ્કતમાં જે હક્ક હતો તેનો પ્રકાર જોવા માટે તેણે કરેલ મૃત્યુપત્રિકા બસ છે કે નહિ તે આ કામમાં જોવાનું રહેતું નથી. (જુઓ પ્રકરણ ૫ મું).

---

### ૧૫ ગોવિંદ અને બીજા (મૂળ વાદી)

વિરૂદ્ધ

### જેસા પ્રેમજી અને બીજા (મૂળ પ્રતિવાદી),

૭ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૭૩.

### ગિરો—વેચાણ—સાબિતીનો બોજો.

વાદીઓએ દાવો કર્યો કે અમારા પિતાએ અમુક જમીન બે દસ્તાવેજ કરી આપી પ્રતિવાદીને ત્યાં ગિરો મૂકેલી છે તેનો અમોને કબજો મળવો જોઈએ. તે દસ્તાવેજો રજુ કરી પ્રતિવાદીએ તકરાર કરી કે તે ગિરોના નથી, પરંતુ વેંચાણના છે.

દસ્તાવેજોનું સ્વરૂપ જોતાં વેચાણુ તરીકે ગણુવા યોગ્ય તે પૂરતાં ન હતાં તેમજ પ્રતિવાદીના વર્તનથી એમજ ખાત્રી થતી હતી કે તેણે પણુ તેનાં લેણુાના નિર્ભયપણુા માટે કરાવી લીધા હતા. સારાંશ કે તે ગિરોના સ્વરૂપના હતા. વળી તેના ચોપડામાં વાદીના પિતાનું ખાતું હતું તેમાં તેની પાસે કેટલીક રકમ આ સંબંધમાં લેણી રહેતી હતી.

મુનસફે વાદીનો દાવો સાબિત ગણ્યો, પણુ આસિસ્ટન્ટ જડજે તે ફેરવ્યો. તે ઉપર વાદીએ હાઈ કોર્ટમાં આ અપીલ દાખલ કરી. તેમાં નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યું.

કામની હકીકત જોતાં રજુ થયેલા દસ્તાવેજો ઈક્વિટિની કોર્ટમાં ગિરાના સ્વરૂપના ગણાય તેવા છે. પ્રતિવાદીના ચોપડામાંનું નામું જોતાં તે ઉપરથી પૂરાવાનો બોજો પ્રતિવાદીના ઉપર રહે તેમ છે. તે અદા કરી તકરારી કૃત્ય ગિરોનું નથી અને વેચાણુનું છે એમ પૂરવાર કરી આપવાનું કામ તેનું છે. માટે આસિસ્ટન્ટ જડજનો ઠરાવ ફેરવી મુનસફે કરેલો ફેસલો બહાલ રાખવામાં આવ્યો.

---

૧૬ રાઘો ગોવિંદ પરાંજપે ( મૂળ પ્રતિવાદી )

વિરૂદ્ધ

બળવંત અમૃત ગોલે ( મૂળ વાદી )

૭ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૧૦૧

**કરજો જોડી દેવાં.**

કૃષ્ણુરાએ સખારામે પ્રતિવાદી રાઘોને મૂળ ગિરો આપેલ

અમુક સ્થાવર મિલ્કત છોડવવા તથા હિસાબ લેવા વાદી બળવંતે દાવો કર્યો. સદહું કૃષ્ણરાઓએ વાદીને તારીખ ૩૧ મી નવેંબર સને ૧૮૭૬ ને રોજ કરી આપેલ દસ્તાવેજ ઉપર વાદીએ એ દાવાનો આધાર રાખ્યો. તેમાં પ્રતિવાદીએ તકરાર કરી કે દસ્તાવેજ ગેરકાયદેસર છે. અને કૃષ્ણરાઓ પાસે ગિરોને આધારે તેનું લેણું હતું તે તેમજ સાદા કરારની રૂએ લેણું હતું તે બંને અદા કર્યા શિવાય ગિરોની મિલ્કત છોડાવવા વાદીને હક્ક નથી. સબ જડજ તેમજ ડિસ્ટ્રિક્ટ જડજે ઠરાવ્યું કે સાદું કરજ પ્રતિવાદી આ કામમાં મજરે લઇ શકતો નથી. આ ઉપરથી બંને પક્ષકારોએ આમનસામન અપીલો કરી, તેમાં નીચે પ્રમાણે ઠરાવવામાં આવ્યું.

કૃષ્ણરાઓ વાદીનો સગો છે. તેનાં જે જે કરજો હોય તે આપવાની શરતે તેણે પોતાની સઘળી મિલ્કત વાદીને લખી આપી છે. તેમાં એમ દર્શાવેલ છે કે કુટુંબમાંજ બધી મિલ્કત રહે તેમ કૃષ્ણરાઓની ઇચ્છા છે. હવે કૃષ્ણરાએ પ્રથમથી પોતાની મિલ્કત પ્રતિવાદીને ગિરો માંડી આપેલ હતી તે છોડાવવા અને હિસાબ લેવા વાદીએ કૃષ્ણરાઓના ગુજરી જવા પછી આ ફરિયાદ કરેલી છે. બચાવમાં દલિલ કરવામાં આવી છે કે કૃષ્ણરાઓનું દેણું દેવા માટે દસ્તાવેજથી જોખમેદારી ઉત્પન્ન થાય છે, અને કૃષ્ણરાઓ પાસે પ્રતિવાદીનું ગિરો ઉપર લેણું છે તે સાથે સાદુ લેણું જોડી દેવા પ્રતિવાદીને હક્ક છે. એમ માલમ પડે છે કે પ્રતિવાદી શિવાય બીજો કોઇ લેણદાર હવે રહ્યો નથી, અને તેનું લેણું અદા કરવા મિલ્કત બસ છે, બલકે વધારે છે. આ તમામ કારણો ખ્યાલમાં લઇને એમ ઠરાવવામાં આવ્યું કે દસ્તા-

વેજથી લેણદાર માટે ટ્રસ્ટ કે જુમ્મેદારી ઉત્પન્ન થતી નથી, પરંતુ તેથી ઉલટું તેનો ઉદ્દેશ એમ છે કે કુટુંબી મિલકતનું સંરક્ષણ કરવું. તોપણ કૃષ્ણરાઓના મરણ પછી તેના લેણીઆતો પોતાનું તેની પાસેનું લેણું ફરિયાદ કરી મિલકતમાંથી વસૂલ લઇ શકે છે અને તે અદા કરવા માટે પૂરતી મિલ્કત છે તો રોલ્ફ વિ. ચેસ્ટરના કેસને અનુસરી પ્રતિવાદીનું તમામ લેણું મિલ્કત છોડાવ્યા પહેલાં વાદીએ આપવું જોઈએ. વાદી છ માસની મુદતમાં તેમ ન કરે તો દાવાવાળી મિલ્કત છોડાવવાનો તેનો હક્ક બંધ થયો સમજવો.

---

## ૧૭ કનૈયાલાલ ( મૂળ વાદી. )

વિરુદ્ધ.

## રામનારાયણની વિધવા પ્યારા બાઈ અને બીજાઓ

## ( મૂળ પ્રતિવાદી. )

૭ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૧૩૫

### ગિરો–શરતી વેચાણ–દીર્ઘમ પુરાવો.

આ કેસની હકીકત એમ છે કે સને ૧૮૪૧ માં તકરારી ઘર કનૈયાલાલે એટલે વાદીએ રામનારાયણ તથા તેના ભાઇ ચિત્રામલને ગિરો માંડી આપ્યું. કુટુંબની મિલ્કતની વહેંચણ કરતાં એ ઘર રામનારાયણને ભાગે આવ્યું. તે તેની વિધવા પ્યારા બાઇએ પ્રતિવાદી નંબર ૨ ને સને ૧૮૬૮ માં વેચ્યું. લાધાએ ત્રિજા પ્રતિવાદી ઠાકરને સને ૧૮૭૮ માં વેચાણ આપ્યું. કનૈયાલાલના વારસ તરીકે પાનાલાલે સદહું ઘર છોડાવવા દાવો કર્યો છે.

મૂળ ગિરેના દસ્તાવેજમાં શરતી વેચાણ બાબત એક કલમ દાખલ કરેલ હતી. રામનારાયણના કબજામાં સને ૧૮૫૨ માં દાવાવાળું ઘર હતું તે વખત હુકમનામું મેળવી તે છોડવવાનો હક્ક બંધ કરવામાં આવ્યો હતો. પ્રતિવાદીઓએ એ હુકમનામું રજુ ન કર્યું તેનું કારણ એમ જાહેર કર્યું કે સને ૧૮૭૯ માં પુના મધ્યે બુધવાર હવેલી આગથી બળી જતાં કોર્ટના દફતર સાથે તે બળી ગયું છે. એ હુકમનામું થયાની બિના બીજા એક કેસમાં તેની નોંધ લેવાયેલ તેથી સાબિત કરી. તેને દોયમ પુરાવો ગણી નીચલી કોર્ટોએ વાદીનો દાવો રદ્દ કરી કાઢી નાખ્યો.

હાઇ કોર્ટે અપીલમાં ઠરાવ્યું કે દોયમ પુરાવો આ કામમાં રજુ થવાની વાત નીચલી કોર્ટોએ ગણી છે તે બરાબર નથી. જે સખ્સે અસલ દસ્તાવેજ જોએલ હોય તે તેના મકસદ વિષે લખાવે ત્યારે પુરાવાના કાયદાની કલમ ૬૩ મુજબ દોયમ પુરાવો હાથ લાગ્યો કહેવાય. એક કેસમાં હુકમનામું થયું હોય તેની નોંધ માત્ર બીજા કેસમાં થઇ હોય તેથી દોયમ પુરાવો રજુ થયો એમ કાયદા પ્રમાણે કહી શકાય નહિ. માટે તે ઉપર આધાર રાખી ગિરો મુકેલ ઘર છોડાવવાનો હક્ક બંધ થયો ગણી શકાતો નથી.

વળી રામજી તુકારામ વિ. ચિંતો સખારામના કેસને અનુસરી એમ પણ ઠરાવવામાં આવ્યું કે ગિરોના દસ્તાવેજમાં શરતી વેચાણની કલમ દાખલ કરી દીધી હોય તોપણ ગિરો છોડવવાનો હક્ક ઈક્વિટિની રૂએ બંધ થઇ શકતો નથી.

---

## ૧૮ શ્રીધર નારાયણ ( મૂળ વાદી )

વિરૂદ્ધ

## આત્મારામ ગોવિંદ ( મૂળ પ્રતિવાદી )

૭ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૪૫૫

## ગિરોની રૂએ લેણું-વસૂલદાર.

એક હુકમનામાના દેણદારને તેની બજાવણીમાં પકડવામાં આવ્યો. જેલમાં દાખલ થયા પછી તેણે જાહેર કર્યું કે મારે નાદાર થવું છે. તે બાબતની પોતાની અરજીમાં તેણે ગિરોની રૂએનું એક કરજ દાખલ કર્યું. તે ઉપરથી ગિરો રાખનારને નોટિસ કાઢી કોર્ટ તરફથી ખબર આપવામાં આવ્યા તોપણ તે હાજર થયો નહિ. તેથી લેણદારોની યાદીમાં તેનું નામ કોર્ટે દાખલ કર્યું નહિ. નાદારને નવ ખેતર હતાં, તે બધાં ગીરો રાખનારને ત્યાં મંડાણ હતાં. એ સૂધાં તમામ મીલકતની વ્યવસ્થા માટે કોર્ટે વસૂલદાર ઠરાવ્યો. યાદીમાં દાખલ થયેલા લેણદારોને પતાવવા માટે એક ખેતર વસૂલદારે વેચ્યું. બાકીનાં આઠ ખેતર રહ્યાં તે આખરે હુકમનામાના દેણદારને તેણે સોપ્યાં. તે પહેલાં તો સદહું નાદાર ગિરો રાખનારના ભાડુત તરીકે નવે ખેતરનો કબજેદાર હતો. તેથી ભાડુ નહિ વસૂલ આવવાથી હુકમનામાના દેણદારનો ઉપરનાં આઠ ખેતરનો કબજો લેવા ગિરો રાખનારે તેના ઉપર ફરિયાદ કરી. નાદારે તકરાર કરી કે મને તમામ દેણાનો છૂટકારો મળી ગયો છે, માટે વાદીનો દાવો ચાલી શકે નહિ.

કોર્ટે આ કામમાં ઠરાવ્યું કે ગિરો રાખનાર ધણી લેણુદાર-રની યાદીમાં દાખલ થયો ન હતો તો તેથી તેનો હક્ક બંધ થતો નથી. ગિરો હક્કથી લેણું નિર્ભય કરેલા સખ્સને નાદારીના સબબથી કરેલ છુટકારો લાગુ પડી શકતો નથી. તે તો માત્ર અંગાઉ લેણુદારોને લાગુ છે.

---

## ૧૯ નારાયણ વેંકોબા, વાદી, અપેલંટ

વિરૂદ્ધ.

## પાડુંરંગ કામત, પ્રતિવાદી, રિસ્પોનડેન્ટ.

૭ ઈ. લા. રિ. મું. સિ. પૃ. ૫૨૬.

### ગિરો–તેનું જોડી દેવું.

એક ઘરધણીએ પોતાનું ઘર સને ૧૮૬૧ માં રૂપૈઆ ૧૯૦ માં પ્રતિવાદીને ગિરો આપ્યું, અને તેને કબજો સોંપ્યો. તે વખતના ધારા પ્રમાણે તેનો દસ્તાવેજ નોંધાવવા જરૂર નહિ હોવાથી તે નોંધાવેલ નહિ. બાદ સને ૧૮૭૩ માં તેજ ઘર વાદીને તેણે ગિરો લખી આપ્યું ને દસ્તાવેજ યોગ્ય રીતે નોંધાવ્યો. તે પછી રૂપૈઆ ૫૦૦ તેજ ઘર ઉપર પ્રતિવાદીએ રજીસ્ટર કરાવેલ દસ્તાવેજને આધારે ધીર્યા. સને ૧૮૭૬ માં કબજા માટે વાદીએ ગિરો આપનાર પર દાવો કર્યો, ને હુકમનામું મેળવ્યું. તેની બજાવણી વખત પ્રતિવાદી સામે થયો. તેથી વાદીએ પ્રતિવાદી ઉપર તેની પાસેથી કબજો લેવા દાવો કર્યો એમ કહીને કે જ્યાં સુધી તેને તેના ગિરો ઉપરના પૈસા ન મળે ત્યાં સુધી તેને ગિરોવાળી મિલ્કત કબજે રાખવા હકક છે. પ્રતિવાદીએ વાદીના ગિરોનો ઇનકાર કર્યો ને પોતાના બે ગિરો

સામાં મુક્યાં અને કહ્યું કે કબજો દઉ ત્યાર પહેલાં મારાં બે ગિરો અદા થવાં જોઇએ.

આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે ગિરો જોડી દેવાનું ઈન્ગ્રેજી ન્યાયનું ધોરણ મુંબઈના મોફુસિલને લાગુ થઇ શકતું નથી. માટે અનુક્રમે થયેલાં ગિરો એક પછી એક અદા થવાં જોઇએ. માટે વાદીનું વચ ગાળાનું ગિરો પ્રતિવાદીએ કાંતો અદા કરવું જોઇએ, નહિ તો વાદી તેનું પ્રથમનું ગિરો અદા કરે ત્યાં સુધી તેનો કબજો રહેવા દેવો જોઇએ. પરંતુ વાદીનું ગિરો વખતના અનુક્રમમાં પ્રથમનું હોઇને ને તે કારણ-સર પ્રતિવાદીના બીજા ગિરોથી પસંદ કરવા લાયક હોઇને પ્રતિવાદી તેનાં બે ગિરો અદા થયા સુધી કબજો રાખી શકે નહિ.

---

૨૦ પરશુરામ વામન, વાદી

વિરૂદ્ધ

હિરામણ ફતુ, પ્રતિવાદી.

૮ ઈં. લા. રિ. મું. સિ પૃ. ૪૧૩

### વકીલ તથા અસીલ—ઈનામ પત્ર—કબૂલત.

ફેસલો લાભમાં થાય તો ચાલતી ફી કરતાં વધારે રકમ ઈનામ દાખલ વકીલોને આપવા કેટલાક અસીલોએ કબૂલત આપેલ તે ઉપરથી તે વકીલોએ ઇનામની રકમો વસૂલ લેવા દાવા કર્યા. અસીલોએ વકીલાતનામાની સાથે લખીતવાર કબૂલતો કરી આપી હતી. જાહેર સુનીતિરીતિ વિરૂદ્ધ કબૂલતો ગણી શકાય એવી શંકા ઉત્પન્ન થતાં આ બાબત ભુસાવળના મુનસિફે હાઇ-

કોર્ટમાં પુછાવ્યું. તેનું નિરાકરણ કરતાં ચિફ જસ્ટિસ સારજંટે જણાવ્યું કે રામચંદ ચિંતામણ વિ. કાળુ રાજુના કેસમાં ઠરાવ્યું છે તે પ્રમાણે તો વકીલાતનામું દાખલ થયા પછી ઈનામની રકમ કબૂલેલ હોય તો તે વકીલ રાખ્યાના કરારનો સહગામી કરાર ન ગણાય અને નગ્ન એટલે અવેજ વગરનો કરાર ગણાય. તેથી ઉલટું આ કામમાં બનેલ છે. એટલે વકીલાતનામું દાખલ કર્યા કરેલ આ દાવાવાળી રકમની કબૂલત થયેલ છે. માટે તે અવેજ વગરનો કરાર છે એમ પ્રમાણ થાય નહિ. આમ છે માટે આ અભિપ્રાયને અનુસરી મુનસિફે પોતાના ઠરાવ જૂદા જૂદા કામમાં આપવા.

---

## ૨૧. ઠાકરશી દેવરાજ અને બીજા, વાદી,

વિરૂદ્ધ.

## હરભમ નરસી અને બીજા પ્રતિવાદી.

૮. ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૪૩૨.

### ટ્રસ્ટી ને દેવસ્થાનની મિલ્કત—જ્ઞાતિના અંગભૂતોનો દાવો—ધર્માદાનો ટ્રસ્ટ.

જૈન ધર્મ પાળનાર દસા ઓસવાળ વાણીઆની જ્ઞાતિએ મુંબઈ શહેરમાં સને ૧૮૩૯ ના અરસામાં શ્રી અનંતનાથજીનું દેવસ્થાન બાંધ્યું. તે વખતે તે જ્ઞાતિનો અગ્રેસર શેઠ નરસી નાથા હતો, તેણે તે દેવસ્થાન બાંધવામાં ઘણો ખરો પૈસો પૂરો પાડ્યો, અને બાકીનાં નાણાં ઉઘરાણું કરી જમા કરવામાં આવેલ તે પણ તે દેવસ્થાનનું બાંધકામ પૂરૂં કરવામાં ખર્ચ્યા. તે દેવસ્થાનનું ખાતું

નરશી નાથાની દુકાને રાખવામાં આવ્યું હતું. ત્યાં બધું ભંડોળ જમે રહેતું, અને ખર્ચ માટે પણ ત્યાંથી ઉપાડ કરવામાં આવતો. સેવકો ભેટ વગેરે દેતા તે ત્યાં જમે પડતું. સારાંશ કે તમામ વહિવટ તે દુકાને ચાલતો.

આખા ભંડોળના ત્રણ વિભાગ હતા. એક દેરાસર જેમાંથી દેવસ્થાનને લગતું ખર્ચ કરવામાં આવતું ને પૂજારી વગેરેનો પગાર અપાતો. બીજું સાધારણ ખાતું હતું, જેમાંથી ગરીબ ગુરબાંને આશ્રય આપવામાં આવતો. ત્રીજું ખાતું મહાજનાઉ હતું, જેમાંથી જ્ઞાતિમાટે વાસણ કુસણ વગેરે લેવામાં આવતું. આ સઘળાની ઉપજ જ્ઞાતિ તરફથીજ આવતી. કુલ ૭ લાખ રૂપીઆનું ભંડોળ થયું હતું.

નરસી નાથા સને ૧૮૪૨ માં ગુજરી ગયો, અને તેનો દત્ત પુત્ર વીરજી નરસી દુકાનનો મુખી થયો. વીરજી નરશીની કંપનીના નામથી તે વહિવટ કરતો અને આ દેવસ્થાનની વ્યવસ્થા પણ તેણે ચાલુ રાખી. બાદ સને ૧૮૫૨ માં તે પણ ગુજરી ગયો. એટલે પ્રતિવાદી નંબર ૧ હરભમ નરસીના હાથમાં તમામ કામ આવ્યું. બાદ આઠ સ્થાવર મિલ્કતમાં દેવસ્થાનનાં નાણાં ગિરો હકકની પ્રાપ્તિ બદલ દેવામાં આવ્યાં. સને ૧૮૬૭ માં જ્ઞાતિએ ઠરાવ કર્યો કે સઘળા ભંડોળની વ્યવસ્થા માટે ટ્રસ્ટીઓ નિમવા. તે ઉદ્દેશથી એક દસ્તાવેજ કરી પ્રતિવાદી નંબર ૧-૨-૩ એટલે હરભમ. નરશી, કેશવજી નાયક, અને ઘેલાભાઈ પદમશીને ટ્રસ્ટી મુકરર કર્યા, તે સાથે બીજા ત્રણ ગૃહસ્થો પણ હતા, તે દાવા વખત હયાત ન હતા. એ ત્રણ ગૃહસ્થો જીવરાજ રતનશી ત્રિકમજી વેલજી અને મદન તેજશી હતા. તે ૭ ટ્રસ્ટીઓએ તા

આમ વહિવટ માથે લીધો. તે વખત વીરજી નરશીની કંપની પાસે બે લાખ ને ચોવીશ હજાર રૂપીઆ એ દેવસ્થાનના ટ્રસ્ટ ખાતાના લેણા હતા. સને ૧૮૭૭ માં તે કંપની નાદાર થઈ. લેણદારોની યાદીમાં એ દેવસ્થાનના ત્રણે જૂદાં જૂદાં ભંડોળની લેણી રકમોની નોંધ રીતસર કરવામાં આવી. પરંતુ બીજા લેણદારો માફક ટ્રસ્ટીઓએ કાંઈ વરાડ લીધો નહિ. બીજા લેણદારોને બે આની લેખે વરાડ મળ્યો. આમ થવાથી દેવસ્થાનના નાણાં વસૂલ થયાં નહિ. સને ૧૮૬૭ માં નંબર ૩ ના પ્રતિવાદી ઘેલાભાઇ પદમશીના નામથી દેવસ્થાનના બીજા દોઢ લાખ રૂપીઆ અનામત મુકાયા, અને પંદર હજાર જેરાજ પીરભાઇને ધીરવામાં આવ્યા. વળી સને ૧૮૬૯ માં દસ હજારની રકમ નરસી કેશવજીને ધીરવામાં આવી, તેમાં મુદ્દલ કે વ્યાજ કાંઇ વસૂલ મળ્યું નહિ. નરશી નાદાર થતાં તે રકમ સઘળી ડુબી. અધ લાખ રૂપીઆની દેવસ્થાનને ભેટની ઉઘરાણી હતી તે પણ ટ્રસ્ટીઓએ વસૂલ લીધી નહિ. કેશવજી નાયક શિવાય બધા ટ્રસ્ટીઓ તંગીમાં હતા.

સને ૧૮૮૦ માં એ જ્ઞાતિના લોકોએ આવી ગેરવ્યવસ્થા સામે વાંધો લીધો. આખરે તે પછીની સાલમાં આ દાવો થયો. ટ્રસ્ટીઓ વગવાળા શેઠીઆ હતા તેથી તેની તર્ફેણમાં ઘણા લોકો રહ્યા ને સભા ભરી તેઓની સારી વ્યવસ્થા માટે ઠરાવો પસાર કર્યા.

વાદીઓએ પોતાની દાવા અરજીમાં માગણી કરી કે દેવસ્થાન અને નાતનાં નાણાં ગેરવ્યવસ્થાને લીધે ડુબાં તે માટે પ્રતિવાદીઓને જવાબદાર ગણવા અને બંદોબસ્ત માટે નવા ટ્રસ્ટીઓ નિમવા અરજ કરી.

પ્રતિવાદીઓએ તકરાર કરી કે વાદીને દાવો કરવા હક્ક નથી. આ બાબત જ્ઞાતિ સંબંધી છે, ને તેની તરફથી તેઓને પૂર્ણ અખત્યાર છે. તેમણે કરેલ વહિવટ જ્ઞાતિએ મંજુર રાખેલો છે.

આ કેસમાં ઠરાવવામાં આવ્યું કે આવી જાહેર ધર્માદાની બાબતમાં દરેક હિત ધરાવનાર સખ્સને દાવો કરવા હક્ક છે. તેમ કરવામાં કોર્ટ કે એડવોકેટ જનરલની પરવાનગીની જરૂર રહેતી નથી. ટ્રસ્ટની ગેરવ્યવસ્થા થયેલી માલુમ પડે ત્યારે દરેક માણસ જેણે તેમાં પોતાની તરફથી કાંઇક રકમ ભરેલી હોય તેને દાવો કરવા હક્ક થાય છે. પરંતુ સને ૧૮૬૭ પહેલાં પ્રતિવાદીઓ વહિવાટદારો હોય એમ સાબિત થતું નથી, માટે તે વખત હરોલની ગેરવ્યવસ્થા માટે તેઓ જવાબદાર થઇ શકતા નથી. ત્યાર બાદ તેઓ ટ્રસ્ટી નિમાયા છે, જેથી જે જે નાણાં વસૂલ લેવામાં તેઓએ ગફલત કરી છે, ને ઉઘરાવી લેવાં બાકી રાખ્યાં છે તેનો જોખમ તેઓને માથે રહે છે. વીરજી નાથાની કંપની પાસેથી બે લાખ ને ચોવીશ હજાર રૂપીઆ નહિ વસૂલ લેવા માટે તેઓ કસુરવાન છે. જોખમ માત્ર હાલના ત્રણ પ્રતિવાદીઓ ઉપર રહે છે, કારણ તે શિવાય બીજાએ વહિવટમાં કાંઇ ભાગ લીધો હોય એમ સિદ્ધ થતું નથી. માટે નંબર ૧–૨–૩ ના પ્રતિવાદી બે લાખ ચોવીશ હજાર રૂપીઆ માટે બે આની લેખે જુમ્મેદાર ઠરે છે. તેઓએ યોગ્ય ઉદ્યમ વાપર્યો હત તો તેટલી રકમ તેઓ બીજા લેણાદાર માફક વસૂલ લઇ શકત.

મહાજનવાઉ ભંડોળ જ્ઞાતિના ઉપયોગ માટેજ હતું તેની ગેરવ્યવસ્થા જ્ઞાતિએ મંજૂર રાખી છે, ને તે ખાતે પોતાનો

દાવો જતો કરેલો છે. તેમ કરવા તેઓને હક છે એમ કોર્ટને પણ વ્યાજબી લાગે છે.

સઘળી હકીકત ધ્યાનમાં લઈ કોર્ટે હુકમ કર્યો કે પ્રતિવાદીઓને ટ્રસ્ટી તરીકે વધારે મુદત રાખવા એ યોગ્ય નથી; માટે તેઓને દૂર કરવા, અને નવી યોજના કરી નવા ટ્રસ્ટીઓ નિમવા ઠરાવ્યું. (જુઓ પ્રકરણ ૫ મું)

---

## ૨૨. વિઠ્ઠલ નિલકંઠ, પ્રતિવાદી, અપેલંટ.

વિરૂદ્ધ.

## વિશાવસરાઓ બાપુજીરાઓ, વાદી, રિસ્પોનડેન્ટ.

૮ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૪૯૭.

### ભાગના માલેકને સઘળી મિલ્કત છોડવવાનો હક્ક.

નંબર ૨૦ તથા ૨૨ વાળાં બે ખેતરોનો મૂળ માલેક એક બાબાજી કરીને હતો. જેરામ વાગનને એ બન્ને ખેતર તેણે કબજો સહિત ગિરો આપ્યાં ને દસ્તાવેજ યોગ્ય રીતે નોંધાવી આપ્યું. એક ત્રિજા સખ્સે બાબાજી વિરૂદ્ધ હુકમનામું મેળવ્યું. તેની બજાવણીમાં નંબર ૨૨ વાળા ખેતરમાં બાબાજીનો હક્ક હિસ્સો હતો તે તેણે હરરાજ કરાવ્યો. તે રામજીએ ખરીદ કર્યો. રામજીને કબજો મળ્યો ન હતો. તારીખ ૨૫ મી એપ્રિલ સને ૧૮૭૭ ને રોજ બાબાજીએ પ્રતિવાદી વિઠ્ઠલ પાસેથી નાણાં લીધાં અને જેરામવાળું ગિરો અદા કરી દીધું. વળી વિઠ્ઠલને તે મિલ્કતમાં પોતાનો હક્કહિસ્સો હતો તે ગિરો લખી આપ્યો. દરમિયાન રામજી મરણ પામ્યો. તેના બાપ રાણુજીએ નંબર ૨૨

વાળા ખેતરમાં તેનો જે હક્કસંબંધ હતો તે તારીખ ૫ મી જાનેવારી સને ૧૮૮૧ ને રોજ વાદી વિશવસરાઓને આપ્યો. તે બાબતનું દસ્તાવેજ થયું તેમાં રામજીનો પુત્ર બાલો પક્ષકાર ન હતો, પરંતુ તેમાં તેની સાક્ષી લેવામાં આવી હતી.

મુનસિફ કોર્ટે વાદીનો દાવો રદ્દ કર્યો અને ડિસ્ટ્રિક્ટ જડજે બહાલ રાખ્યો. તે ઉપર પ્રતિવાદીએ હાઇ કોર્ટમાં અપીલ કરી તે ચૂકવતાં જસ્ટિસ વેસ્ટે નીચે પ્રમાણે જણાવ્યું:—

ગિરો મિલ્કત છોડવવાના હક્કના અંશના ધણીને ગિરો રાખનારની સઘળી રકમ આપી બધી મિલ્કત છોડવવા અખત્યાર છે. છોડવવાનો હક્ક બીજા સખ્સને પણ હોય એવા સહહક્કદારના ઉપર તેના હિસ્સાના પ્રમાણ જેટલી વરાડે રકમ વસૂલ લેવા તેને હક્ક છે. એ હક્કનું હસ્તાંતર કરવામાં કાંઇ અડચણ નથી. માટે વિઠલને ૨૨ નંબરવાળા ખેતર ઉપર હક્ક છે. તે હક્ક બદલ રકમ આપ્યા શિવાય વાદી તેનો કબજો ખુંચવી લઇ શકે નહિ. નંબર ૨૨ વાળું ખેતર રામજીએ જ્યારે ખરીદ કર્યું ત્યારે તે ને રામજી બને ગિરો રાખનાર જેરામ સામે સમાન હક્ક ધરાવનાર થયા. જેરામ ગિરો હક્ક તે બંને કે તે બેમાંના ગમે તે વિરુદ્ધ બજાવી શકે. તે બે પાસે લેણી રકમો એકને આપવી પડે તો બીજા પાસેથી વરાડ લઇ શકે. વળી તેથી ઉલટું રામજી એકલો તે મિલ્કત છોડાવી પણ શકે, અને બાબાજી પાસે વરાડ માગી શકે. અથવા બાબાજી તેમ કરી રામજી પાસેથી વરાડ લે. જેરામવાળું ગિરો બાબાજીએ છોડાવ્યું છે. તેથી નંબર ૨૨ વાળા ખેતર ઉપર રામજીનો જે હિસ્સો છે તેના ઉપર તેનો હક્ક પહોંચે છે. પોતાનો નંબર ૨૨ વાળા ખેતર ઉપર જે હક્ક હતો

તે સહિત ત્યાર બાદ તેણે પ્રતિવાદી વિઠલને પોતાનો તમામ હક્ક ગિરો આપ્યો. નંબર ૨૨ વાળા ખેતરનો રામજીને કબજો મળ્યો ન હતો, પરંતુ પ્રતિવાદી વિઠલને જે હક્ક પ્રાપ્ત થયો છે તે બ. દલ રકમ આપી તે કબજો લઈ શકે છે. માટે મુનસિફે જે ઠરાવ કર્યો હતો તે બરાબર છે. ડિસ્ટ્રિકટ જડજની તેથી ઉલટી ડિક્રિ છે તે રદ કરવામાં આવે છે.

---

## ૨૩ રામચંદ્ર આપાજી, પ્રતિવાદી, અપેલંટ.

વિરૂદ્ધ.

## બાલાજી ભાઉરાઓ, વાદી, રિસ્પોનડન્ટ.

૯ ઈ. લા. રિ. મું. સિ. પૃ. ૧૩૭

### કબજો—ગિરો—પુરાવાનો બોજો.

પ્રતિવાદી પાસેથી અમુક મિલ્કત છોડવવા વાદીએ દાવો કર્યો એમ કહીને કે સને ૧૮૫૩—૫૪ માં ૮૦ રૂપીઆ બદલ તે તેના બાપે પ્રતિવાદીને ત્યાં ગિરો મુકેલ છે, અને ભાડા તથા ઉપજ. માંથી કરજ અદા થઈ ચૂક્યું છે.

પ્રતિવાદીએ તકરાર કરી કે મિલ્કત ગિરો મુકેલી નથી, પ. રંતુ વેચાણ આપેલી છે. તેનો ઘણા વર્ષનો કબજો છે ને દસ્તાવેજ તેના ઘરને આગ લાગતાં બળી ગયેલ છે. વળી મિલ્કત આ રાસ્ત કરવામાં તેણે લગભગ રૂપીઆ બસો ખર્ચ્યા છે. તેના ક. બજો પછી વાદીનો બાપ સતર અઢાર વર્ષ જીવ્યો, પરંતુ તેણે કાંઈ દાવો કરેલો નથી. પુરાવાનો બોજો વાદીને શિર રહેલો તે તેણે અદા ન કર્યો તેથી મુનસિફે વાદીનો દાવો નાસાબિત ગણી કાઢી

નાખ્યો. તે ઉપર ડિસ્ટ્રિક્ટ જડજને ત્યાં અપીલ થતાં ઠરાવ્યું કે છ માસમાં રૂપીઆ ૬૦ આપી વાદીને દાવાવાળી મિલ્કત છોડાવવા હક્ક છે. આ ઠરાવ સામે પ્રતિવાદી રામચંદ્રે હાઈ કોર્ટમાં અપીલ કરી, જે ચુકવતાં જસ્ટિસ વેસ્ટે નીચે પ્રમાણે જણાવ્યું:—

પ્રતિવાદીનો કબજો એજ પ્રથમ દર્શનિક રીતે પૂર્ણ હક્કનો પુરાવો છે. વાદીનું કહેવું છે કે પ્રતિવાદી મારો ગિરો રાખનાર છે તે વાત તેણે સ્પષ્ટ ને બળવાન્ રીતે સિદ્ધ કરી આપવી જોઇએ. ગિરો બાબત માત્ર મોઢેથીજ કહેવું તે બસ નથી. ગિરોના પુરાવાને અભાવે પ્રતિવાદી ઉપર પુરાવાનો બોજો જઈ પડતો નથી. એટલે દસ્તાવેજનો મકસદ શું હતો તે બતાવવા પ્રતિવાદીને ફરજ પાડી શકાય નહિ. જે કબજો ખુંચવવા માગે તેણે પોતાનો હક્ક બળવત્તર છે એમ ચોખા પુરાવાથી સાબિત કરી આપવી જોઈએ. વાદી તેમ કરવામાં નિષ્ફળ ગયો છે, જેથી તેનો દાવો ચાલી શકે નહિ.

— —

## ૨૪ શેખ ઈબ્રાહીમ, પ્રતિવાદી, અપેલન્ટ

વિરૂદ્ધ

## શેખ સુલેમાન તથા બીજાઓ, વાદી, રિસ્પોનડેન્ટ

૯ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૧૪૬

### મૃત્યુદાન–બક્ષીસ–કબજો

સુલેમાન, ફકીરમહમદ અને સુલતાન એ ત્રણ દીકરા મૂકી રસુલભાઈ ગુજરી ગયો. તેમાં સુલેમાન પ્રથમ મરણ પામ્યો, અને પછી ફકીરમહમદ ગુજર્યો. સુલેમાનની વિધવા ને દીકરો

અને ફકીરમહમદની વિધવા માત્ર પાછળ રહ્યાં. છેવટ સુલતાન સને ૧૮૭૬ ના જુલાઈની ૨૧ મી તારીખે બિનવારસ મરણ પામ્યો. બક્ષીસપત્રથી તે પહેલાં તેણે પ્રતિવાદીને કેટલીક જમીન તથા ઘર આપ્યાં ને દસ્તાવેજ યોગ્ય રીતે નોંધાવ્યું. સુલેમાનની વિધવા તથા દીકરા અને ફકીરમહમદની વિધવાએ દાવો કર્યો કે સદહુ જમીન તથા ઘરનો કબજો અમને મળવો જોઇએ. રસુલભાઇના કુટુંબનાં અમે અવિભકત અંગભૂતો છઇએ ને પ્રતિવાદીએ ગેરવ્યાજબી કબજો રાખ્યો છે, અને તેઓને બક્ષીસ થઈ હોય તો તે નિષ્ફળ ને ગેરકાયદેસર છે.

પ્રતિવાદીઓએ તકરાર કરી કે અવિભકતપણાની વાત ખોટી છે, ને બક્ષીસ કબજા સહિત થયેલી છે તે સાચી છે. બંને નીચલી કોર્ટોએ વાદીનો દાવો સાચો ઠરાવ્યો. તે ઉપર પ્રતિવાદીઓએ હાઇકોર્ટમાં અપીલ કરી તેનો ફડચો કરતાં જસ્ટિસ વેસ્ટે નીચે પ્રમાણે જણાવ્યું :—

સ્થાવર મિલ્કતની બક્ષીસ પૂર્ણ કરવા માટે કબજાની જરૂર છે, પરંતુ ખરેખરી રીતે કબજો લેવા આવશ્યકતા નથી. મૃત્યુ દાન કરનાર ને દાન લેનાર મિલ્કત ઉપર હાજર થાય અને દાન દેવાલેવાનો ઈરાદો ખુલ્લી રીતે દર્શાવે એટલે કાયદા પ્રમાણે બસ છે. વધારે કૃત્ય કરવા જરૂર રહેતી નથી.

આજારી માણસ પૂરી અક્કલ હુશિઆરીથી અને મૃત્યુની તાત્કાળિક ધાસ્તિ વગર બક્ષીસ કરે તો તે ગેરકાયદેસર ગણાય નહિ. આ પ્રમાણે હોવાથી પ્રતિવાદીઓને થએલ મૃત્યુદાન કબજાની સોંપરત સહિતનું હોઇને સાચું અને પૂર્ણ રીતે કાયદેસર છે. માટે નીચલી કોર્ટોનો ઠરાવ ફેરવી પ્રતિવાદીના લાભમાં ફે-

સલા આપવામાં આવે છે. મહુમદ ગુલશેર વિ. મરિયમ બેગમના કેસનો આધાર લેવામાં આવ્યો.

(જુઓ પ્રકરણ ૯ મું.)

---

રૂપા જગશેઠ (પ્રતિવાદી)

વિરૂદ્ધ.

કૃષ્ણાજી ગોવિંદ (વાદી)

૯. ઇં. લા. રિ. મું. સિ. પૃ. ૧૬૯.

**ધર્માદાની ટ્રસ્ટ મિલ્કતનું બજાવણીમાં વેચાણ—મુદત**

સને ૧૮૭૦ માં એક દાનકર્તાએ વાદી (તે વખત સગીર હતો) અને તેના ભાઇને બક્ષીસમાં જમીન આપી. તેના બદલામાં પોતાના કુટુંબની દેવની મૂર્તિ પૂજવાનું તેઓને સોંપ્યું. વાદી ઉપર હુકમનામું થયું તેની બજાવણીમાં જમીન હરરાજ થઈ. તે નંબર ૧ ના પ્રતિવાદીએ વેચાણ રાખી. તે પાછી મેળવવા વાદીએ દાવો કર્યો તે એમ કહીને કે ધર્માદાના ટ્રસ્ટમાં આપેલ મિલ્કત બજાવણીમાં લઇ શકાય નહિ.

પ્રતિવાદીએ તકરાર કરી કે દાવાને મુદતનો પ્રતિબંધ છે ને એક કુટુંબની મૂર્તિની પૂજામાટે કરેલ ટ્રસ્ટ જાહેર કે સાર્વજનિક ગણાય નહિ.

મુનસિફે મુદતનો વાંધો બહાલ રાખી દાવો રદ્દ કર્યો. ડિસ્ટ્રિક્ટ જડજે ખાનગી મૂર્તિની પૂજા કાયમ કરવા બક્ષીસ ન અપાય એમ ગણી તે બક્ષીસ નિરર્થક ઠરાવી ને વેચાણ રદ્દ કર્યું. આ ઉપરથી હાઇ કોર્ટમાં બીજી અપીલ થઇ. તે ચુકવતાં ચિફ જ-

રિટસ સારજંટે જણાવ્યું કે હિંદુશાસ્ત્ર પ્રમાણે ખાનગી મૂર્તિની પૂજામાટે અને સાર્વજનિક લાભાર્થે કરેલ ધર્માદાના ટ્રસ્ટમાં અંતર રાખેલ નથી. માટે વાદીને દાવાવાળી મિલ્કત પાછી લેવા હક છે. હિંદુશાસ્ત્રાનુસાર આવી ધર્મસંબંધી બક્ષીસ કોઈ હિંદુ દાન કરનાર કરે તો તે કાયદાસર છે. વાદીનો દાવો વેચાણ રદ્દ કરવાનો નહિ માનતાં ટ્રસ્ટની મિલ્કત મેળવવાનો હોઇને તેને બાર વર્ષની મુદત લાગે છે. તે જોતાં વાદીનો દાવો મુદતની અંદર છે એમ ઠરાવવમાં આવે છે.

---

## ૨૬. ડાહ્યાભાઈ ત્રિભોવનદાસ, વાદી, અરજદાર.

વિરૂદ્ધ.

## લક્ષ્મીચંદ પાનાચંદ, પ્રતિવાદી, સામવાળો.

૯. ઇં. લા. રિ. મું. સિ. પૃ. ૩૫૮.

## સટ્ટો—કપટ—એક બાજુની ચૂક.

તારીખ ૨૧ મી જાનેવારી ૧૮૮૩ ને રોજ દરેક શેરના રૂપીઆ ૨૭ લેખે એમપ્રેસ મિલના ૫૦ શેર ઉપરનું ડિવિડન્ડ લેવાનો હકક વેચાણ લેવા વાદીએ પ્રતિવાદી સાથે કરાર કર્યો. ડિવિડન્ડ હવે પછી જાહેર થવાનું ને મળવાનું છે એમ તે વખત વાદીની સમજમાં હતું. સદરહુ શેરની કિમત પેટે વાદીએ પ્રતિવાદીને ત્યાં એકસો રૂપૈઆ અનામત મૂક્યા. પાછળથી માલમ પડયુ કે ડિવિડન્ડ તો ચાર દિવસ અગાઉ જાહેર થયેલ, બાદ વાદીએ કરાર કરેલ. ભરૂચની સ્માલકાઝ કોર્ટે ઠરાવ્યું કે સટ્ટાના પ્રકારનો કરાર હોઇને વાદીનો દાવો ચાલી શકતો નથી. આ ઉપરથી

વાદીએ હાઇ કોર્ટની અસાધારણ સત્તાની રૂએ નીચલી કોર્ટનો ફેસલો રદ થવા માટે અરજ કરી. તેનો નિકાલ કરતાં જસ્ટિસ બર્ડવુડે જણાવ્યું કે દાવા અરજીથી ફરિયાદનું કારણ ખુલ્લું નિકળતું નથી, માટે પ્રથમ તો દાવા અરજી સુધારવા માટે પાછી દેવી જોઈતી હતી. ચૂક કે કપટની હકીકત તેમાં આવવી જોઈતી હતી. કરાર જો સટ્ટાના પ્રકારનો હોય તો અનામત રાખેલ રૂપીઆ પાછા લેવાઇ શકાય નહિ કેમકે સટ્ટાના કરાર કાયદાવિરૂદ્ધ નથી, પરંતુ કાયદો તેનો અમલ કરાવી આપતો નથી. એટલુંજ. બંને પક્ષકારોનો દોષ સમાન હોય ત્યારે પ્રતિવાદીની સ્થિતિ બળવાન્ રહે છે. પણ જો વાદી ઉપર કપટની યોજના કરવામાં આવી હોય તો જૂદી વાત છે. માટે નીચલી કોર્ટનો ઠરાવ રદ કરવામાં આવે છે અને દાવા અરજી સુધરાવી તેનો દાવો ફરીને ચલાવવા વાદીને તક આપવામાં આવે છે.

---

### ૨૭ મનોહર રામચંદ્ર અને બીજા અરજદારો.

વિરૂદ્ધ.

### લક્ષ્મણ મહાદેવ-સામાવાળો.

૯. ઇં. લા. રિ. મું. સિ. પૃ ૩૭૧.

### વકીલ-કરાર-કપટનો વિષય.

૫૧૦૦ રૂપૈઆમાં પોતાનું જાગીરનું ગામ ગિરો માંડી આપેલ તે છોડવવા માટે નાદારીમાં દાવો કરવા અરજદારોએ પરવાનગી માગી. સામાવાળાએ તકરાર કરીકે દિવાની કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૦૭ (ડ) ને આધારે અરજદારોની

અરજ ચાલી શકતી નથી. કેમકે તેઓએ પોતાના વકીલ સાથે એવો કરાર કરેલ છે કે ચાકરી ને ફી ગણેલ રૂપૈઆ ૧૫૦૦ ફેસલો થયે આપવા; ને ન આપે તો તે વકીલ જાગીરના ગામની આમદાનીમાંથી લે. અહમદનગરના મુન્સિફે આ બાબત અભિપ્રાય માટે હાઈ કોર્ટમાં પૂછયું. તેમાં એવું ઠર્યું કે સિવિલ પ્રોસિજરની સદહુ કલમ પ્રમાણે કરવા ધારેલી ફરિયાદના વિષયના સંબંધમાં કરારથી વકીલને હિત આપવાની યોજના કરી છે. તે યોજના કપટના સ્વરૂપની ગણાય. માટે અરજદારોની અરજ નામંજુર કરી.

---

## ૨૮ જેરામ નારણજી, વાદી.

### વિરૂદ્ધ

## કુંવરબાઈ અને બીજાઓ પ્રતિવાદી.

### ૯ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૪૨૧

### મૃત્યુપત્રનો અર્થ—પકકો કે પ્રાસંગિક હક્ક.

કુંવરબાઇ અને કેસરબાઇ નામની બે વિધવાઓ (પ્રતિવાદી નંબર ૧ તથા ૨) મુકી ચત્રભજ માવજી પોતાની વશિયત કરી તારીખ ૫ મી જુલાઈ સને ૧૮૭૪ ને રોજ. ગુજરી ગયો તેને બીજાં નજદીકનાં સગામાં એક જીવાં કરીને દીકરી (પ્રતિવાદી નંબર ૫), તેનો બાપ માવજી મૂળજી, તેનો ભાઈ વશરામ માવજી અને તે વશરામના બે દીકરા એટલે મરનાર ચત્રભજના ભત્રિજા, વલભદાસ અને મોરારજી હયાત હતાં. મરનાર ચત્રભજને મુંબેઇ તથા કાઠીઆવાડમાં બે ઘરમાં અર્ધ ભાગ હતો. બાકીની મિલકતની વહેંચણ થઇ ગઇ હતી.

સદરહુ મૃત્યુપત્ર કરનારે વશિયતની બીજી કલમમાં લખ્યું હતું કે મજમું ઘરમાં જીંદગી પર્યંત મારી વિધવાઓએ રહેવું, ત્યાર બાદ તે ઉપર તેના ભત્રિજા, વલભદાસની માલિકી થાય, ને ત્યાર પછી તેના દીકરાની થાય. કલમ ૧૬ માં મરનારે લખ્યું હતું કે મારી સ્ત્રીઓના મૃત્યુ કેડે મારા બંને ભત્રિજા તમામ સ્થાવર જંગમ મિલકત લે.

બંને ભત્રિજા વિધાવાઓના પહેલાં મરણ પામ્યા. તેમાં મોરારજી પરણ્યો ન હતો. વળભદાસની સ્ત્રી હતી તેણે દાવો કર્યો કે તેના ધણીને મજમું ઘરમાં પક્કો હક્ક હતો તે તથા મોરારજીનો હક્ક કાયદા પ્રમાણે તેણીને પ્રાપ્ત થયા. ચતરભજની વિધવાઓએ તકરાર કરી કે તેઓનો હક્ક માત્ર પ્રાસંગિક હતો તે તેઓના ગુજરી જવાથી બંધ થયો; માટે હયાતી પર્યંત તે હક્ક તેમનો થયો ગણાય, ને પોતાની જીંદગી બાદ તે જીવાંને જાય.

મરનાર ચત્રભજે ત્રણ ટ્રસ્ટી નિમ્યા હતા, એક તેનો ભાઇ વશરામ માવજી, બીજો સુંદરદાસ મૂળજી, અને ત્રિજો જેરામ નારણજી. પહેલા બંને ગુજરી જવાથી સઘળો જુમો ને કારોબાર વાદી એકલા ઉપર આવ્યો. તેને વહિવટમાં મુશ્કેલી ને ગુંચવણ આવતાં મિલકતની વ્યવસ્થા માટે તથા ઉપર દર્શાવેલા પ્રશ્નોના નિરાકરણ સારૂં આ દાવો કર્યો. તેનો ચુકાદો કરતાં જસ્ટિસ બેલીએ નીચે પ્રમાણે જણાવ્યું:—

વશિયતની બીજી કલમ પ્રમાણે વલભદાસને સદંતરનો પક્કો હક્ક ગળેલો કહેવાય ને તે તેના મૃત્યુ બાદ તેની વિધવાને પ્રાપ્ત થયો ગણાય. કલમ ૧૬ પ્રમાણે શેષ મિલકતમાં વલભદાસ અને મોરારજીનો સંયુક્ત હક્ક ગણાય તે મોરારજીના મરણ પછી વ-

લક્ષ્મદાસને મળ્યો ને ત્યાર બાદ તેની વિધવાને ઉતર્યો. પતુરં હયાતી સુધી ચત્રભજની વિધવાઓને ઘરમાં રહેવાનો તથા જંગમ મિલ્કતમાંથી ભરણપોષણનો હક્ક છે. તેમજ મૃત્યુપત્રમાં ફરમાવેલ ધર્માદા તથા બીજાં કૃત્યો પ્રથમ મરનારની મિલ્કતમાંથી અદા થવાં જોઇએ. જે ભંડોળમાંથી વિધવાઓનું ગુજરાન કરવાનું છે તે બસ ન રહે તો બીજી જંગમ મિલ્કતમાંથી તેમજ સ્થાવર મિલ્કતની આમદાનીમાંથી તે પૂરૂં કરી દેવું. મરનારનું નાણાંનું ભડોળ વશરામ માવજીની દુકાનમાં રાખવામાં આવેલ છે માટે તે દુકાને તે ઉપર અર્ધા ટકા લેખે વ્યાજ દેવું એમ પણ ઠરાવવામાં આવ્યું. આ કામની ગુંચવણ ભરેલી હકીકત હોઇને તમામ ખર્ચ મૃત્યુપત્ર કરનારની મિલ્કતમાંથી આપવા હુકમ કરવામાં આવ્યો. (જુઓ પ્રકરણ ૪૪ મું)

---

### ૨૯ મહુમદ મુસ ને બીજા વાદી, અપેલંટ.

વિરૂદ્ધ.

### જીજીભાઈ ભગવાન અને બીજા પ્રતિવાદી, રિસ્પોનડેન્ટ.

૯. ઇં. લા. રિ, મું. સિ. પૃ ૫૨૪.

### ગિરો ખતમાં સદંતરના બોજાની શરત.

તારીખ ૨૯ મી સપટંબર ૧૮૭૧ ના વેચાણપત્રને આધારે વાદીએ અમુક જમીન કબજે લેવા દાવો કર્યો.

પ્રતિવાદીએ તકરાર કરી કે ૧૮ મી નવેંબર ૧૮૬૪ ને રોજ માલીકોએ તે જમીન રૂપૈઆ ૧૯૯૯ માં ગિરો આપી છે, તે એવી શરતે કે ત્રણ વર્ષમાં જો તે જમીન છોડવવામાં ન આવે તો છોડ-

વવાનો હકક બંધ ગણવો; અને કદાચ છોડવવામાં આવે તો હમેશને માટે દર વર્ષે વિઘા એકે રૂપૈઆ બે ગણોદના આપી પ્રતિવાદીઓ કબજે ભોગવે

બંને નીચલી કોર્ટોએ વાદીનો દાવો કબજા સંબંધો સાચો ગણ્યો ને શરતી વેચાણ અમલમાં આવવા લાયક નથી એમ ઠરાવ્યું તે ઉપરથી વાદીઓએ હાઇ કોર્ટમાં અપીલ કરી તેનો ફેંસલો કરતાં ચિફ જસ્ટિસ સારજંટે જણાવ્યું કે ગિરો ખતમાં એવી શરત છે કે ગિરો છોડવવામાં આવે તો ગિરોનો હકક બંધ થાય. પણ ગિરો રાખનારના કબજામાં ભાડુત તરીકે સદાને માટે એ મિલ્કત રહે એ ઈકિવટિ ન્યાયની રૂએ અમલમાં લાવી શકે નહિ.

---

## ૩૦ બચુબાઈ અને એલ. એ. વોટિકન્સ, વાદીઓ.

## વિરૂદ્ધ.

## શામજી જાદવજી, પ્રતિવાદી.

## ૯ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૫૩૬.

## પંતિઆળું–ધરાકી–ભાગીદારનું મૃત્યુ.

વનમાળીદાસ જીવા, જગજીવન હેગજી, અને શ્યામજી જાદવજી એ ત્રણ ગ્રેટ ઇસ્ટર્ન રિપનિંગ એન્ડ વીવિંગ મિલ્સ લિમિટેડના મુખ્ય ભાગદારો હતા. તેઓએ સને ૧૮૭૩ ના અકટોબર માસમાં એવો ઠરાવ કર્યો કે સદહુ કંપની આટોપી નાખી નવી કંપની કરવી. જગજીવન, શ્યામજીની કંપની એવા નામથી તેના એજંટો થવું ને મિલ્કત ને જવાબદારી તેના ઉપર લઈ લેવાં. બીજી સરતો સાથે એક એવી પણ સરત કરી કે કોઇ ભાગ-

દાર ગુજરી જાય કે નિકળી જવા માગે તો તે નામ આપે તે સ-ખ્સને ભાગદાર તરીકે દાખલ કરવો.

ઉપરના ઠરાવ પ્રમાણે કંપનીએ ધિ ન્યુ ગ્રેટ ઇસ્ટર્ન સ્પિનિંગ એન્ડ વીવીંગ મિલ લિમિટેડના નામથી વહિવટ ચલાવ્યો. સને ૧૮૭૪ માં વનમાળી ગુજરી ગયો. તે તેની મૃત્યુપત્રિકાથી તેની સ્ત્રી કેસરને પોતાની પાછળ ભાગીદાર નિમી ગયો. તે પ્રમાણે તેને કબૂલ રાખવામાં આવી. બાદ સને ૧૮૭૫ ના અગસ્ટ મા-સમાં તેણીએ પોતાનો હકકહિસો હોરમસજી નૌરોજી સખલાત-વાળાને આપ્યો, તેથી તે નફો તોટો ભાગીદાર તરીકે લેતો થયો. સને ૧૮૭૬ ના નવેંબરમાં જગજીવને પણ તેજ હોરમસજીને પો-તાનો હકકહિસ્સો આપી દીધો. તેથી તે ને શ્યામજી એ ભાગદારો તે દિવસથી રહ્યા. સને ૧૮૮૧ માં હોરમસજી ગુજરી ગયો. તેણે વસિયત કરી હતી, તેમાં તેની ધણીઆણી, બચુબાઇ (વા-દીઅણ) ને તેણે વહિવટદાર ઠરાવી હતી. પરંતુ ઉપરની કંપની બાબત કે તેમાં તેને બદલે બીજા કોઇને નિમવા બાબત કાંઈ પણ સૂચના કે ઈસારો વઠીક કર્યો ન હતો. તોપણ બચુબાઇએ કંપની ચાલે ત્યાં લગી તેમાં સહભાગીદાર થવા મને હકક છે એમ કહી પોતાના ધણીને બદલે ભાગ લેવા દાવો કર્યો. પ્ર-તિવાદીઓએ હોરમસજીના મરણ સુધી ભાગ લેવા તેણીને હકક છે એમ સ્વીકાર કર્યો, પરંતુ ત્યાર પછીને માટે ના પાડી.

આ કામમાં ચિફ જસ્ટિસ સર ચાર્લ્સ સારજંટ નાઇટ તથા મિસ્ટર જસ્ટિસ બેલીએ એમ ઠરાવ્યુ કે બીમિશ વિ. બીમિશના કેસનો આધાર લેતાં હોરમસજીની મૃત્યુપત્રિકાથી તેની પાછળ ભાગીદાર નિમ્યાનું ગણી શકાતું નથી. તેથી વાદીઅણને કંપ-

નીમાં સહભાગીદાર લેખવામાં આવતી નથી. હોરમસજીના મૃત્યુ લગી હિસાબની ચોખ કરાવવા તેણીને હક્ક છે. કંપનીની ઘરાકીમાં તેણીને હક્ક નથી. કારણ ઘરાકી નાગધણીની ગણાય છે. વોટિકન્સને વસૂલદાર નિમ્યો છે એ ચૂક છે એમ પ્રતિવાદીનું કહેવું છે તે ખાતે કોર્ટ ઠરાવે છે કે હોરમસજીના મૃત્યુ લગી જે લેણું રહે તે માટે દાવો કરવાનું તેનું કામ છે. એટલે તેને પણ વાદી ગણ્યો છે તેમાં કાંઇ ખોટું થયું નથી. ત્યાર પછીના લેણાની સહી સલામતી જાળવવા માટે બચુબાઇને વાદીઅણ કરી જણાય છે તેમાં પણ કાંઇ ભુલ થઇ હોય એમ કોર્ટ માની શકતી નથી.

---

### ૩૧ પદમાકર વિનાયક જોશી (અસલ પ્રતિવાદી.)

વિરૂદ્ધ.

### મહાદેવ કૃષ્ણ જોશી અને બીજાઓ ( અસલ વાદી. )

૧૦. ઇં. લા. રિ. મું. સિ. પૃ. ૨૧

### હિંદુશાસ્ત્ર-વહિવટ ચલાવનાર-સગીર-હુકમનામું.

સને ૧૮૨૨ માં નંબર ૧-૨-૩ ના પ્રતિવાદીના દાદાને અને નંબર ૪ ના પ્રતિવાદીના કાકાને વાદીના દાદાએ ગિરો આપેલ અમુક મિલ્કત છોડાવવા વાદીઓએ દાવો કર્યો. સને ૧૮૬૫ માં જ્યારે હાલના વાદીઓ સગીર વયના હતા ત્યારે તેમના મોટા ભાઇઓએ એજ મિલ્કત છોડવવા દાવો કરેલો, પરંતુ તે કાઢી નાખવામાં આવેલ હતો. પ્રતિવાદીઓએ તેથી કરી એવો વાંધો ઉઠાવ્યો કે આગલા દાવાના પરિણામથી હાલના વાદીઓ બંધાયા

છે. માટે તેઓની ફરીને ફરિયાદ ચાલી શકે નહિ. નીચલી કોર્ટોએ વાદીઓના લાભમાં ફેસલો આપ્યો. તે ઉપરથી પ્રતિવાદી પદમાકરે હાઈ કોર્ટમાં અપીલ કરી તે ચુકવતાં ચિફ જસ્ટિસ સર ચાર્લ્સ સારજંટ નાઇટ વગેરેએ જણાવ્યું કે આગલા દાવામાં આખા કુટુંબ તરફથી મોટા ભાઈઓએ ફરિયાદ માંડી હતી અથવા તેમાંનો કોઇ કુટુંબનો વહિવટ ચલાવનાર હતો એમ પુરાવાથી સાબિત થયું નથી. આમ બનવાથી હાલના વાદીઓના હક્ક માટે તે વખત કાંઇ છણાવટ કે નિરાકરણ થયું નહિ હોય. તેથી ઠરાવવામાં આવે છે કે વાદીઓનો દાવો ન્યાયની રીતિએ ચાલવો જોઇએ.

---

## ૩૨ બાઈ વિજલી, અસલ પ્રતિવાદીઅણ.

વિરૂદ્ધ.

## નાનસા નાગર, અસલ વાદી.

૧૦ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૧૫૨

### ધણી ધણીઆણી-છેડાછુટકો-લગ્નનો કરાર-જનમંડળની સુનીતિરીતિ વિરુદ્ધ કબૂલત.

વાદીએ રૂપીઆ ૩૧૧-૮-૦ પ્રતિવાદીઅણ પાસેથી વસૂલ અપાવવા દાવો કર્યો. તેમાં નીચે લખ્યા કરારની રૂએ વાદીએ આપેલા રૂપીઆ ૧૫ તથા ૧૫૧ ની રકમો આવી જતી હતી.

" હું બાઈ વિજળી તમને (વાદીને) આથી એવો કરાર લખી " આપું છઊં કે મારા ધણી મનસુખ સાકળચંદે મને મારકુટ " કરી પોતાના ઘરની બહાર કાઢી મૂકેલ છે. તે પોતાની મરજી

" પ્રમાણે ચાલે છે અને ઘરમાં નહિ રાખતાં મારી સાથે સલાહસં-
" પથી વર્તન ચલાવતો નથી. માટે મારી મરજી છે કે તેની
" પાસેથી છેડાછુટકો લેવો. માટે તમારી સાથે કબૂલત કરી બં-
" ધનમાં આવું છઊં કે મારા ધણી પાસેથી છેડાછુટકાનું દસ્તાવેજ
" કરાવી લઈ તરતજ તમારી સ્ત્રી તરીકે તમારી સાથે રહીશ.
" રૂપૈઆ ૧૫ તમારી પાસેથી મેં હાલ લીધા છે તે મારે કબુલ છે.
" મારો ધણી મારો છુટકારો કરી આપે ને હું કદાચ તમારી સ્ત્રી
" થઈ ન રહું ને બીજા કોઇ સાથે લગ્ન કરૂં તો નુકસાન બદલ
" મારે તમને રૂપૈઆ ૧૫૧ આપવા છે. "

એક સોનાનો હાર પ્રતિવાદીઆણને આપેલ તેના રૂપૈઆ ૬૦ વસૂલ લેવા પણ વાદીએ દાવો રાખ્યો હતો. પ્રતિવાદીઆણે સદહું દસ્તાવેજ કરી આપ્યાની ના પાડી ને તકરાર કરી કે તે જનમંડળની સુનીતિરીતિ વિરૂદ્ધ છે, માટે નિરર્થક ગણવો જોઈએ, મને વાદીએ કાંઈ પૈસા આપ્યા નથી અને તેની સાથે લગ્ન કરવા મેં કરાર કરેલ નથી.

મુનસિફે ઠરાવ્યું કે રૂપીઆ ૧૫ તથા ૧૯ ની બે રકમો વાદીઆણને પહોંચી સાબિત થાય છે માટે તેણીના સ્ત્રીધનમાંથી વાદી તે વસૂલ લે. તેણે દસ્તાવેજ સાબિત માન્યો, પરંતુ નિરર્થક છે એમ ઠરાવ્યું.

આસિસ્ટંટ જડજે ઉપલું હુકમનામું સુધાર્યું અને રૂપીઆ ૧૫૧ ની રકમ અપાવી. થએલ કરાર અનીતિવાળો કે લગ્નને અંકુશમાં લાવનારો તેણે ગણ્યો નહિ. તે ઉપરથી હાઇ કોર્ટમાં બાઈ વિજળીએ અપીલ કરી તેનો ચુકાદો આપતાં ચિફ જસ્ટિસ સર ચાર્લ્સ સારજંટ વગેરે અભિપ્રાય નીચેને મજમુને જણાવ્યો:—

આ કામના પક્ષકારો કુણબી જ્ઞાતિના છે. તે જ્ઞાતિમાં છેડાછુટકો જલદીથી તથા સહેલાઇથી દેવા લેવામાં આવે છે. તોપણ એમ માલમ પડે છે કે નીચલી કોર્ટે લગ્નના કરારની કબૂલત આસપાસની હકીકત વિચારમાં લીધા વગર ઉપયોગમાં લીધી છે. પુરાવા ઉપરથી જણાય છે કે વાદીએ રૂપીઆ ૨૩૦ આગમચથી આપ્યા તે પ્રતિવાદીગણને છેડા છુટકો મેળવવા માટે અને રૂપીઆ ૧૫ આપ્યા તે તેના ધણીએ તેના ઉપર ફરિયાદ માંડેલી તેમાં થએલ દંડ માટે હતા. મતલબ છેડા છુટકો લેવાનાં કૃત્ય માટે નાણું આપવાનો ચોખ્ખો ઉદ્દેશ હતો. માટે ઠરાવવામાં આવે છે કે એવી હકીકતવાળો લગ્નનો કરાર જનમંડળની સુનીતિરીતિ વિરૂદ્ધ છે. તેથી તેને નિરર્થક ગણવો જોઈએ. માટે વાદીનો તમામ દાવો રદ કરવામાં આવ્યો.

---

### ૩૩ વાઘજી ઠાકરસી અને બીજા, વાદી.

વિરૂદ્ધ.

### ખટાઉ રવજી વગેરે, પ્રતિવાદી.

૧૦ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૧૬૭.

### પુરાવાનું પ્રકટીકરણ–દાવો ચાલતાં વાલી.

પ્રતિવાદી ખટાઉ રવજી પાસેથી રૂપૈઆ ૯૪૪૨ વસૂલ લેવા વાદીએ દાવો કર્યો. દાવા અરજી ઉપરથી એમ માલમ પડયું કે સને ૧૮૭૯ પહેલાં પ્રતિવાદી સાથે વાદીને લેણદેણ ચાલેલ તેને અંતે વાદીનું મોટું લેણું પ્રતિવાદી પાસે બાકી રહ્યું. સને ૧૮૭૮ માં ખટાઉ રવજી યાત્રાર્થે મુંબઇ બહાર

ગયો. તેની ગેરહાજરીમાં તેના શાળા, પુંજા વાલજીને પોતાના મુખત્યાર તરીકે વહિવટની સોંપરત કરવામાં આવી હતી. દરમિયાન પુંજાએ વાદી સાથેના હિસાબની ચોખ કરી તો રૂપૈઆ ૧૬૭૪૫ વાદીના લેણા નિકળ્યા. તેના ૨૫૦૦ રૂપૈઆનાં છ કાંધાં ને બાકી ૧૭૪૫ નું છેલું કાંધુ એમ ભરી દેવા કરાર થયો. યાત્રામાં હતો ત્યાંજ ખટાઉ રવજી દિવાનો થઇ ગયો. કોર્ટે તેને દિવાનો ઠરાવ્યો ને પુંજા વાલજીનેજ તેનો કારોબાર સોંપ્યો.

દાવા વખતે ઉપર લખ્યા પ્રમાણે રૂપિઆ ૯૪૪૨ વાદીના લેણા હતા. દાવો ચાલતાં ખટાઉનો વાલી પણ પુંજો નિમાયો.

દાવાના જવાબમાં પુંજાએ તકરાર કરી કે પુંજાને હિસાબની ચોખ કરવા માટે અખત્યાર ન હતો, અને જો કાંઈ પણ સત્તા હતી તો રવજી દિવાનો થતાં બંધ થઇ.

પુરાવાના પ્રકટીકરણ માટે એટલે દસ્તાવેજી પુરાવો રજુ કરી દેવા સારૂં પુંજાને પ્રતિવાદીમાં દાખલ કર્યો. હાલ તકરાર એટલીજ ઉત્પન્ન થઇ કે પુરાવાના પ્રકટીકરણ માટે જે સખસને પ્રતિવાદી ગણવામાં આવ્યો હોય તેની પાસેથી વધારે પુરાવાનું પ્રકટીકરણ સવાલનામાથી થઇ શકે કે નહિ. તેનો ચુકાદો આપતાં મિસ્ટર જસ્ટિસ સ્કાટે જણાવ્યું કે દિવાના પ્રતિવાદીના ઉપર દાવો ચાલતાં કોઈ સખ્સ વાલી નિમાયો હોય ને તે કામમાં વાલીને પુરાવાના પ્રકટીકરણ માટેજ પ્રતિવાદીમાં દાખલ કરવામાં આવ્યો હોય તો જે દસ્તાવેજ તેના કબજામાં કેસના ચુકાદા માટે અગત્યના હોય તે તેની પાસેથી બહાર પડાવી શકાય છે, પરંતુ તેથી કરીને એવા વાલીના ઉ-

પર સવાલનામું બજાવવાનો હક્ક બિલકુલ ઉત્પન્ન થતો નથી. એવા સવાલ નામાથી પ્રતિવાદીના અહિતની બાબતો જાહેરમાં મૂકવા તેના વાલીને ફરમાવી શકાતું નથી; ને પુરાવો પ્રગટ કરવા વાલીને પ્રતિવાદી કર્યો હોય તેમાં સવાલનામાનો સમાવેશ થતો નથી. એવા કામમાટે કોઈ સાક્ષીને પ્રતિવાદી કરવો એ ન્યાયના ધોરણથી ઉલટું છે. એ ધોરણ ઇંગ્રામ વિ. લિટલના પ્રસિદ્ધ કેસથી વિલાયતમાં સારી રીતે સ્થાપિત થયું છે. (જુઓ પ્રકરણ ૪૦ મું.)

---

## ૩૪ લક્ષ્મીબાઈ.

### વિરૂદ્ધ.

## હિરાબાઈ વગેરે.

### ૧૧ ઇં. લા. રિ. મું. સિ. પૃ ૬૯.

### "મારી મિલ્કતના વારસો" એ શબ્દોનો અર્થ.

ભોજરાજ કેસર કરીને એક ધનાઢ્ય હિંદુ હતો તે સન ૧૮૭૬ ના સપટંબર માસમાં મરણ પામ્યો. તેણે પોતાની પાછળ દત્ત પુત્ર નથુ ને વિધવા હિરાબાઇ મુકેલાં હતાં. મરણ પહેલાં તેણે પોતાની મૃત્યુપત્રિકા કરી હતી, તેને યોગ્ય રીતે સાબિત કરવામાં આવેલી છે. તેનો અર્થ કરવામાં એક પ્રશ્ન ઉત્પન્ન થયો છે. તેનો દત્ત પુત્ર નથુ બિનફરઝંદે ગુજરી જતાં તેની પાછળ તેની વિધવા વાદીઆણ લક્ષ્મીબાઇ છે. તેણીએ સદહું મૃત્યુપત્રિકાને આધારે પોતાના સ્વામીને મળેલ હક્ક લેવાનો દાવો કર્યો છે. પ્રતિવાદીઆણ હિરાબાઈ મૃત્યુપત્રિકા કરનારની વિધવા

હોર્ઈને પોતાની હયાતી સુધી તમામ મિલ્કત લેવાનો હક્ક છે એમ તકરાર કરે છે.

મૃત્યુપત્રિકામાં જે શબ્દોનો અર્થ કરવાનો રહે છે તે આ પ્રમાણે છે:—

"મારી મિલ્કતના વારસોમાં મારો દીકરો નથુ ભોજરાજ અને મારી ઓરત હિરાબાઈ એ બે સખ્સો છે. માટે મારી મિલ્કત સંબંધી તેઓને ખરી રીતે મુંબઈ હાઇ કોર્ટમાંથી પ્રોબેટ લેવાનું છે. તે ઉપર બીજા કોઇનો હક્ક અથવા દાવો કોઇ રીતનો નથી."

"અને તે બે સખ્સોને મારી મિલ્કતના વારસો ઠરાવવામાં આવ્યા છે, અને સાચી રીતે તેઓએ પ્રોબેટ મેળવવાનું છે......અને તમામ મિલ્કત સાચી રીતે મારા વારસો જે બે સખ્સો છે તેમને મળે. અને મારા મકાનનું જે ભાડું અને બ્યાજ મળે તેમાંથી મારી ઓરત હિરાબાઇએ તથા મારા દીકરા નથું ભોજરાજે એકઠો નિભાવ કરવો."

ઉપરનાં વાક્યોના એક કરતાં વધારે અર્થ દેખીતી રીતે થાય તેમ છે. "વારસ" શબ્દ વાપરવામાં આવેલો છે તે સંદેહયુક્ત છે. તેથી મૃત્યુપત્રિકા કરનારની વિધવાને વિધવાના હક્ક કરતાં વધારે આપવામાં આવેલું છે કે શી રીતે? તેથી મજીઆરી મિલ્કત એવી રીતે આપવામાં આવેલી છે કે જેથી પાછળથી જે હયાત રહે, તેનો જે હક્ક છે તે મળે, અગર જો કે કબજો અવિભક્ત હોય, તોપણ તેથી એક સરખો ભાડુઆતનો હક્ક એવી રીતે આપવામાં આવ્યો છે કે તે મિલ્કત જૂદી જૂદી છે, અને તે પોતપોતાના વારસોને મળે કે શી રીતે?

ઉપરના પ્રશ્નોનો નિર્ણય કરતાં જસ્ટિસ સ્કાટે જણાવ્યું કે મૃત્યુપત્ર કરનારના સ્પષ્ટ ઇરાદાથી જૂદી રીતનો અર્થ કોર્ટથી થઇ શકે નહિ. આ કામમાં એમ જણાય છે કે પોતાના પુત્રની સાથે પોતાની વિધવાને વારસો આપવાનો ઈરાદો મરનારે ચોખી રીતે જણાવેલો છે. પરંતુ તેમ કરવું એ હિંદુશાસ્ત્રના નિયમોથી ઉલટું છે. પુત્રની હયાતીમાં વિધવાને ખોરાકીપોશાકી શિવાય અધિક હક્ક પ્રાપ્ત થઇ શકતો નથી. મરનારે પોતાની વિધવાને કેટલો હક્ક આપવા ધારેલું તે મૃત્યુપત્ર ઉપરથી નિકળતું નથી. હિંદુશાસ્ત્રના સામાન્ય નિયમોને અનુસરતો થાય તેવો તે હક્કનો અર્થ કરવો ઘટે છે. તેમાં મૃત્યુપત્ર કરનારનો શું ઇરાદો હતો તે જોવા જરૂર નથી. સ્ત્રીને વારસ દાખલ સ્વતંત્ર હક્ક હિંદુશાસ્ત્ર પ્રમાણે મળતો નથી તે પ્રસિદ્ધ છે. માટે ઠરાવવામાં આવે છે કે વાદીઆણ લક્ષ્મીબાઈને તેના ધણીના વારસ દાખલ મૃત્યુપત્રને આધારે તેના મરનાર ધણી નથું ભોજરાજનો હિસ્સો લેવા હક્ક છે.

---

## ૩૫ મૂળજી ઠાકરશી અને બીજાઓ, વાદી.

વિરૂદ્ધ.

## ગોમતી અને કસ્તુર, પ્રતિવાદીઓ.

૧૧ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૪૧૨

### હાલાઈ ભાટીઆ જ્ઞાતિમાં લગ્નનું વચન તોડવું-પરસ્પરનો શરતી કરાર-નુકશાન-ઉપરીઆમણ.

તારીખ ૧૮ મી માર્ચ સને ૧૮૮૨ ના રોજ લખી આપેલ કરારથી પહેલા નંબરની પ્રતિવાદીઆણ બાઈ ગોમતીએ અને

તેણીના મરનાર દીકરા લાધાએ કબૂલ કરેલું હતું કે સદહું ગોમતીની દીકરી નંબર ૨ ની પ્રતિવાદીઅણ કસ્તુર, નંબર ૧ ના વાદી મૂળજી ઠાકરસીના દીકરા બીજા નંબરના વાદીને પરણાવવી. તે પ્રમાણે એ બન્ને સખ્સોનું સગપણ થયું. તે કરાર મરનાર લાધાએ પોતાના કુટુંબના કર્તાહર્તા તરીકે પોતાના ગુજરી ગયેલ બાપના નામથી લખી આપેલો હતો. તેને આધારે વાદીઓએ ઉપરીઆમણ બદલ રૂપીઆ સાત સેં પહેલા નંબરની પ્રતિવાદીઆણને આપ્યા હતા; અને કસ્તુરને મોટી કિંમતના ઘરેણાં તથા લુગડાં ચડાવ્યાં હતાં.

વાદીઓએ ફરિયાદ કરી છે કે ત્યાર બાદ પહેલા નંબરની પ્રતિવાદીએણ ગોમતીએ લગ્નનો કરાર પરિપૂર્ણ કરવા ના પાડી છે, અને તેણીએ પોતાની દીકરી કસ્તુરને બીજા સખ્સ સાથે પરણાવી છે. તેથી તેઓએ ઉપરીઆમણના આપેલા રૂપીઆ સાત સેં, ઘરેણાં ને લુગડાં અને રૂપીઆ દસ હજાર નુકશાનીના અપાવવા આ દાવો કર્યો છે.

પ્રતિવાદીઅણોએ તકરાર કરી છે કે લગ્નના કરારથી અમે બંધાએલાં નથી, કારણ કે તે કરારમાં અમે પક્ષકાર નથી. થએલ કરાર શરતી કરાર છે. કેમકે મરનાર લાધાએ કસ્તુરનાં લગ્ન કરવાં એવી શરતથી કબૂલ કરેલું છે કે ત્રિજા પ્રતિવાદીની દીકરી ઉત્તમ નામની છે તેને લાધા વેરે આપવી. તેથી લાધા ને ઉત્તમનું સગપણ કરવામાં આવેલ છે. પરંતુ લાધો સને ૧૮૮૪ માં ગુજરી ગયો, છે, તેથી તે કરાર પરિપૂર્ણ થએલો નથી. તેથી અમે કહ્યું કે લાધાનો નાનો ભાઇ ઝવેર છે તેને ઉત્તમની સાથે પરણાવવામાં આવે તો અમે થએલ કરાર પાળી આપવા તૈયાર છિએ.

પણ વાદીએ આ માગણી મંજુર રાખી નહિ, માટે તેનો દાવો ચાલવો ન જોઈએ.

આ કામનો ચુકાદો આપતાં જસ્ટિસ જારડિને જણાવ્યું કે આ કામમાં પ્રતિવાદીઅણોએ થએલ કરારને પરસ્પરનો શરતી કરાર ગણેલો છે તે નીચેના શબ્દો ઉપર આધાર રાખી ગણેલ છે.

"જે વખ્તે તે લગ્નો થાય ત્યારે બંને છોકરીઓનાં લગ્નો સાથેજ કરવાં. જ્યારે તમે તમારી દીકરીને પરણાવશો, ત્યારે મારે પણ મારી દીકરીને પરણાવી આપવી છે."

ઉપરના શબ્દો જોતાં અમારી ખાત્રી થાય છે કે લગનના કરાર પરસ્પરના શરતી કરાર નથી. ગોમતીએ પોતાની દીકરી કસ્તુરને બીજા નંબરના વાદી સાથે નહિ પરણાવવાથી તેણીએ તે કરારનો ભંગ કર્યો છે. માટે ઠરાવવામાં આવે છે કે વાદીઓને દાગીનાની કિંમત, ઉપરીઆમણના રૂપીઆ સાત સેં તથા કરારના ભંગની નુકશાની બદલ રૂપીઆ છ સેં બીજા લેવા હક્ક છે. બીજા નંબરની પ્રતિવાદીઅણ સગીર વયની છે માટે તેને મુક્ત કરવામાં આવેછે, ને આખા દાવાની જવાબદાર નંબર પહેલાની પ્રતિવાદીઅણ ગોમતીને ગણવામાં આવે છે.

---

## ૩૬ ભીમજી નવરોજી બનાજી, વાદી

વિરૂદ્ધ

## બાપુજી રતનજી લિંખુવાળા, પ્રતિવાદી.

૧૧ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૪૪૧

### પારસીની ધર્મક્રિયા-વશીયત-ધર્માદા-સાર્વજનિક ધર્માદા-ટ્રસ્ટ.

એક પારસીએ પોતાની વશીઅતમાં એમ જણાવ્યું કે "મુંબઇમાં એક બંગલો છે, તેની આવકમાંથી ત્રિજો ભાગ લેવા મને હક્ક છે. તે બાઝરોઝગાર, નિરંગદીન તથા એઝ્રાસની ક્રિયામાં અને વરસોવરસ ધંબાર અને ડોસલાં કરવામાં ખરચવી" સદહું હિસ્સો વેચવો કે ગિરો મુકવા મરનારે વશીયત કરનારે મના કરી હતી.

કોર્ટને પુરાવા ઉપરથી એમ લાગ્યું કે પારસી કોમમાં ઉપર લખેલી તમામ ક્રિયાઓ સાર્વજનિક ગણાતી નથી. ખાનગી સખ્સોના ફાયદાના હેતુથી તે કરવામાં આવે છે. માટે આ વશિઅતથી સાર્વજનિક ઉપયોગનો ટ્રસ્ટ થયો છે એમ ગણી શકાતુ નથી. તેથી તેને બળવાન્ માનવામાં અડચણ છે. માટે ટ્રસ્ટ રદ્દબાતલ છે, અને મિલ્કત ન વેંચવા તથા ગિરો ન મુકવા મરનારે ફરમાવ્યું છે તે ફોકટ છે એમ જાસ્ટિસ જારડિને ઠરાવ્યું.

---

### ૩૭ અબ્દુલભાઈ (મૂળ પ્રતિવાદી) અપેલંટ

વિરૂદ્ધ

### મરનાર કાશીના વારસ ઘોંડી (મૂળ વાદી) રિસ્પોનડેન્ટ

૧૧ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૪૬૨

### ગિરોમાં અવશ્ય શું કરાર જોઈએ.

અએ બને સને ૧૮૬૨ માં રૂપીઆ ૧૫૦ ના અવેજમાં ખત એક કરી દીધું. તેમાં પ્રથમ દરજ્જે એવી શરત દાખલ કરી હતી કે અના સ્વામિત્વની અમુક જમીન બએ વીશ વર્ષ સુધી કબજા સહિત ભોગવવી, અને તેટલી મુદત વીત્યા બાદ રૂપીઆ ૧૫૦ મુદ્દલ અથવા વ્યાજની જવાબદારીમાંથી તે જમીન છુટે અને અને પાછી સોંપવી; અને જો તે જમીનમાં દ્રાક્ષ રોપવામાં આવે તો તે વીશ વર્ષને અરસો થયા પછી પણ ભાડે રાખનારની માફક દરેક વર્ષ ભાડાના (સાંથના) રૂપીઆ ૫૦ આપે અને જમીન રાખે. આ કોલ પ્રમાણે ૧૮૮૨ પર્યંત તે જમીન બના હવાલામાં રહી તે વખતે કૃલ અએ ગિરોની મિસલનું ગણી તે છોડાવવા માટે ફરિયાદ કરી.

સદહું કરજાઉ દસ્તાવેજને ખરો તાત્પર્ય શું છે તે નક્કી કરતાં મેશર્સ જસ્ટિસ વેસ્ટ તથા બર્ડવુડે ઠરાવ્યું કે થએલ કરાર ગિરો પ્રમાણી શકાતો નથી. પ્રતિવાદીને દરવર્ષે રૂપીઆ ૫૦ આપી કમમાં કમ દ્રાક્ષ વાવેલ જમીન કબજે રાખવાને હક્ક છે. વ્યાજની બાબતને કાંઇ કરાર નથી, તેવીજ રીતે રૂપીઆ ૧૫૦ વસૂલ આપવાને કાંઇ ઠરાવ થએલ જણાતો નથી. કરારને કાંઇ અમુક સંજ્ઞા આપવામાં આવી નથી. પરંતુ તેના દસ્તાવેજના મજકુર ઉપરથી તેને નિર્ણય થઇ શકે તેમ છે.

નાણુંના બદલામાં અમુક મુદત સુધી જમીન આપવામાં આવી છે; અને તે આપવાથી દેવું રહેલું નથી. જ્યાં કાંઇ કરજ નથી ત્યાં ગિરોનો કરાર થઇ શકવાપણું નથી.

---

અમૃતલાલ કાળીદાસ, વાદી

વિરૂદ્ધ

સેખ હુસેન મહમદ, ઈબ્રાહીમ, અને સમસુદીન, પ્રતિવાદી.

૧૧ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૪૯૨

વકફનામું—મુસલમાનના સરેહ મુંજબ ધર્માદા માટે

ટ્રસ્ટ

સદહું ત્રણે પ્રતિવાદીના બાપે પોતાના વારસ તથા વંશજોને પરંપરા ચાલે એવું એક વકફનામું લખી આપ્યું. તેમાં મુતવલ્લી એટલે દેખરેખ રાખનારનું કામ તેણે પોતાની હયાતી પર્યંત સ્વાધીન રાખ્યું હતું. ત્યાર બાદ પોતાની ઓરત તથા સૌથી નાના દીકરાને તે કામ સોંપવાનું નીચેની શરતથી અખત્યારપત્ર આપ્યું હતું.

"તે મુતવલ્લીને વરસો વરસ જે આવક આવે તેમાંથી મરામત કરવાનું ખર્ચ વગેરે આપતાં શેષ રહે તે ચાર અંશે સરખી રીતે વહેંચી લેવું. તેમાંથી એક ભાગ મારા દીકરા સમસુદીન અને તેના વંશજોને તેમના ખર્ચમાટે આપવો, બીજો ભાગ સેખ હુસેનને, ત્રિજો ભાગ મહમદને અને ચોથા ભાગમાંથી અર્ધ હિસ્સો મારી ઓરત આશબીબીને ને અર્ધ મારી બેહેન સાબાનબીબીને ખર્ચ માટે આપવો. જો મારા વારસો અથવા વંશજો પૈકી કોઇ ગુજરી જાય તો મુતવલ્લીએ દસ્તુર મુજબ તેની જારત કરવી.

તેનું ખર્ચ જતાં મરનારની જે શેષ મિલ્કત રહે તે કાયદા પ્રમાણે વારસોએ વહેંચી લેવી. ખુદા ન કરે ને મારે કોઇ વારસ ન રહે તો ખુદાવાસ્તે તમામ મિલ્કત ફકીર વગેરેને વહેંચી આપવી. પરંતુ મિલ્કત વેચવી કે ગિરો આપવી નહિ."

સને ૧૮૮૩ માં બે પ્રતિવાદીઓએ વકફનામામાં લખેલી મિલ્કત ગિરો આપી. તેજ ગિરોનો અમલ કરાવવા વાદીએ દાવો કર્યો. તેમાં ત્રિજા પ્રતિવાદીએ તકરાર કરી કે તે ગિરો મારી મંજુરી વગર કરી આપવમાં આવેલ છે, ને વકફનામા પ્રગાણે ગિરો મુકી શકાય નહિ.

આ કેસનો ચુકાદો આપતાં મિ. જસ્ટિસ ફ્રારને જણાવ્યું કે થએલો દસ્તાવેજ વકફનામા તરીકે બળવાન્ છે. ગિરોવાળી મિલ્કત વકફ છે. વાદીને પોતાના ગિરોની રૂએ તેને ગિરો આપનારાની હયાતી પછીનો હકક મળેલો નથી. આવી મિલ્કતમાં તેનો ઉપયોગ કરનારના વારસ તરીકેનું કોઈનું હિત નથી. તે કાંઈ માલેકપણાનો વિષય નથી, તેમજ વારસોને લેવા લાયક નથી.

---

### ૩૯ મોગલશા, અસલ વાદી, અપેલંટ

### વિરૂદ્ધ

### મહમદ સાહેબ વગરે, અસલ પ્રતિવાદી, રિસ્પોનડેન્ટ.

### ૧૧ ઈં. લા. રિ. મું. સિ. પૃ. ૫૧૭

### શરેહ-વગર કબજાની બક્ષીસ.

કોઇ એક મુસલમાન બાઈએ નોંધાવેલ બક્ષીસપત્રથી વાદીના બાપને અમુક મિલ્કત આપી. તેમાં એવું દર્શાવેલું હતું કે વા-

દીનો પિતા હમેશાં તેણીનું સંરક્ષણ કરતો, અને તે પ્રમાણે તે કરે જશે એમ સંપૂર્ણ ઇતબાર રાખી તેણીએ તેને બક્ષીસ કરી છે. એ મિલ્કત ઉપર હક્ક ઠરાવી આપવા વાદીએ દાવો કર્યો. પ્રતિવાદી તરફથી તકરાર ઉઠાવવામાં આવી કે વાદીના બાપને કબજો મળ્યો નથી, અને બક્ષીસ કરનાર તે કરતી વખત સખ્ત માંદગીથી મનની સારી સ્થિતિમાં ન હતો. માટે તે રદ્દબાતલ છે.

ચિફ જસ્ટિસ સારજંટે ફેસલો આપતાં જણાવ્યું કે મુસલમાન લોકોના કાયદા પ્રમાણે કબજા વગરની બક્ષીસ બળવાન્ નથી, ને તેની ખામી નોંધવાથી દૂર થતી નથી.

ઈક્વિટિ કાયદાને અનુસરે છે તેનું આ કેસ એક દૃષ્ટાંત છે.

---

### ૪૦ દુલારી, અરજદાર
### વિરુદ્ધ
### વલ્લભદાસ વાઘજી, સામાવાળો.
### ૧૩ ઈં. લા. રિ. મું. સિ. પૃ ૧૨૬
### નાદારીમાં દાવો–સુનીતિ વિરુદ્ધ દાવો.

અરજદારે નાદારીમાં દાવો કરવા પરવાનગી મેળવવા માટે અરજી કરી. તેણીએ પોતાની અરજીમાં જણાવ્યું કે મારી સંભાળ નીચે એક નાની છોકરી છે, ને કેટલાંક વર્ષ થયાં હું તેનો નિભાવ કરતી આવી છઉં. સન ૧૮૮૮ માં રૂપીઆ ૨૫૦૦, લઇ એ છોકરીનું મેં એક ભાટીઆ સાથે વેસવાળ કરેલ છે. સામાવાળાએ પણ મંજુર કર્યું છે કે લગ્ન વખત રૂપીઆ ૨૦૦૦,

બીજા મને આપવા પણ તે પહેલાં તે તે છોકરીને લલચાવી તથા ફોસલાવી લઇ ગયો છે, ને અનીતિના હેતુથી તેને રોકી રાખી છે. માટે રૂપીઆ ૨૫૦૦, ની નુકશાનીનો દાવો નાદારીમાં કરવા હાલ હું પરવાનગી માગું છઉં.

આ અરજીનો ફૂડચો કરતાં મિ. જસ્ટિસ જારડિને અભિપ્રાય આપ્યો કે ચતરપાળશીંગ વિરૂદ્ધ રાજારામના કેસ પ્રમાણે ચાલતાં આ કામની ખુલ્લી હકીકત ઉપરથી નાદારીની અરજ સાથેજ આ કામનો છેવટ નિકાલ થઇ જાય છે. હિંદુલોકોમાં હાલ લગ્નની જે સ્થિતિ ચાલે છે તેના ઉપર નજર રાખતાં પણ આ કામમાં થએલો ઠરાવ સુનીતિ વિરૂદ્ધ છે. માટે અરજદારની નાદારીની તો શું પરંતુ દાવા અરજી પણ એ કારણસર ચાલી શકે નહિ.



# પુરવણી.

## ન્યાય સંબંધી મનોરંજક અને ઉપયોગી ફકરાઓનો સંગ્રહ.

૧ રાજા ઇશ્વરનો અંશ છે. માટે ઇશ્વરી ન્યાયની માફક તેનો ન્યાય તેટલે દરજ્જે પૂર્ણ જોઇએ.

૨ સગીર ઉમરનો સખ્સ પૈસા ખાઇ જાય, કે ઉચાપત કરી જાય તો દાવો ચાલી શકે છે; પરંતુ તેવો સખ્સ કોઇને કહે કે હું પુખ્ત વયનો છઉં ને ફરેબથી પૈસા કઢાવે તો તેને માટે ફરિયાદ ચાલી શકતી નથી.

૩ વકીલે જાતે ધ્યાન આપી પોતાના અસીલનું કામ બજાવી દેવું જોઇએ. પોતાના તાબાના માણસને વાકેફ કર્યા વગર તે કામ સોંપી દે તો પોતાની ફી લેવા તે હકદાર થતો નથી.

૪ સગીર ઉમરના સખ્સે કરેલ કરાર તેના હિતનો ન હોય તો તે કાયદા પ્રમાણે નિરર્થક અને ફોકટ ગણાય છે.

૫ વગર જરૂરી ચીજો કોઈ સ્ત્રીને પૂરી પાડવામાં આવી હોય, તો તેમાટે તેનો ખાવિંદ જવાબદાર થતો નથી; પરંતુ જો તે ચીજો તેનો ખાવિંદ ઉપયોગમાં લે તોજ તે કાયદા પ્રમાણે જવાબદારીમાં આવી પડે છે.

૬ દંપતિ સાથે રહે ત્યાં સુધી કાયદો એમ અનુમાન કરે છે કે ધણીના દરજ્જા ને સ્થિતિ પ્રમાણે ચિજો લેવા માટે કરાર કરવા સ્ત્રીને અખત્યાર છે. કદાચ વધારે દરજ્જે ધણી તરફથી તેણીને છુટ મળતી હોય તો ધણી તેટલે દરજ્જે તેવા કરાર માટે જ- .વાબદાર થાય છે.

---

૭ લગ્ન કરાવી દેવા બદલ દલાલી ઠરાવી હોય એવો ક- રાર નિરર્થક ગણાય છે.

---

૮ એજન્ટ અખત્યાર ઉપરાંત કાંઇ કામ કરે ને તેમાંથી લાભ ઉત્પન્ન થાય તો તેના ધણીને તે લાભ મળવો જોઇએ.

---

૯ ભાડે આપેલ મિલ્કતનો કાંઈ ભાગ છોડી દેવા નોટિસ આપ ામાં આવે તો તે કાયદેસર નથી.

---

૧૦ વાદીના દાવા સામે પ્રતિવાદીએ સામો દાવો કરવોજ જોઇએ એમ નથી. વાદીનો દાવો આપી પ્રતિવાદી પોતાનો દાવો જુદો માંડી શકે છે.

---

૧૧ નાપાકી, છિનાલા ને વટાળના સબબસર બાપના હવા- લામાં ી ન્યાયની કોર્ટ બચ્ચાંને લઇ શકે છે.

---

૧૨ ચાલતા સાધારણ રીતના કામમાં ગુંથાએલા નોકર પૈકી એકથી બીજાને ઇજા થાય તો તેથી તે દિવાની રીતે જવાબદાર થતો નથી.

---

૧૩ વાદીએજ કહેલ બિનાના સંબંધમાં બીજા કોઇ ઉપર લાઇબલની ફરિયાદ ચાલી શકે છે. પ્રથમ તે વાત વાદીએ પ્રગટ યાને પ્રસિદ્ધ કરી એવી પ્રતિવાદી તરફની દલિલ ચાલી શકતી નથી.

---

૧૪ મનુષ્યના મનનો ઈરાદો તેના કૃત્યનું ચૈતન્ય છે. જવાબદારીનો આધાર ઇરાદા ઉપર છે.

---

૧૫ ઇરાદો કાંઈ મૂર્ત્તિમાન્ વસ્તુ નથી. કૃત્ય ઉપરથી અનુમાન કરી તેને સિદ્ધ ગણવામાં આવે છે.

---

૧૬ સંદેહવાલા કેસોમાં હમેશાં તહોમતદારના લાભનું અનુમાન કરવું એમ કાયદો ફરમાવે છે.

---

૧૭ એમ સખ્સ કપટ કરે તો બીજાને તેનો લાભ મળી શકતો નથી.

---

૧૮ અસત્ય સૂચવવું અને સત્ય સંતાડવું એ બંને જૂદી જૂદી કસુરો છે.

---

૧૯ લખીતવાર પુરાવાની સામે મોઢાનો પુરાવો ચાલતો નથી.

---

૨૦ જુગાર અગર શરિયતની રીતનો કરાર કે કબુલત ફોકટ ને ગેરકાયદેસર છે.

---

૨૧ ભવિષ્યના સંભોગ માટેની કબુલત ગમે તેવી રીતે થઇ હોય તોપણ નિરર્થક છે.

---

૨૨ જેમાં ઈરાદો સ્પષ્ટ બતાવ્યો હોય તેવા દસ્તાવેજનો અર્થ પક્ષકારોના ઇરાદા પ્રમાણે થાય છે, અમુક શબ્દો વાપરેલા હોય તે ઉપરજ માત્ર જોવાનું રહેતું નથી. જો તેમાં સંદેહ પેદા થાય તો જે ધણી દસ્તાવેજથી બંધાતો હોય તેના વિરૂદ્ધ તેનો અર્થ કરવો.

---

૨૩ ચાકરડીને કોઇ જારકર્મ માટે ફોસલાવી લઈ જાય તો તેનો શેઠ જોકે તેનો સગો ન લાગતો હોય તોપણ દિવાની રીતની ફરિયાદ માંડી શકે છે.

---

૨૪ ચાકર માટે ઓષધ ઉપાય કરવાની કે વૈદકી સલાહ મેળવવાની તેના શેઠ ઉપર ફરજ નથી.

---

૨૫ પોતાની સ્ત્રીને કોઇ પુરૂષ નિયમસર વખતે ખાવું ન આપે અગર એક ઓરડીમાં રાખી મુકે તો કાયદામાં તે ઘાતકી પણું ગણાતું નથી.

---

૨૬ સાધન છતાં કોઇ પુરૂષ પોતાની સ્રીને ખોરાકી પોશાકી બિલકુલ ન આપે તો તે ઘાતકીપણું ગણાય છે.

---

૨૭ કોઈ માણસ અમુક કાર્ય કરવાનું રાજી ખુશીથી માથે લે તોપણ તે બરાબર રીતે કરવા બંધાયેલો છે.

---

૨૮ કોઈ થયેલું લગ્ન ફોક છે, એમ ઠરાવવામાં આવે ત્યારે જાણે કે તે લગ્ન કોઇ વખ્ત થયુંજ ન હોતું તેવા પરિણામ થાય છે.

---

૨૯ અનિવાર્ય અકસ્માત્ ને ઈશ્વરી કૃત્ય માટે કોઇ માણુસ જવાબદાર થતો નથી.

---

૩૦ અમુક સ્રી કે પુરૂષને પરણું તો આટલી ગુન્હેગારી આપું એવો કરાર કર્યો હોય તો ફોકટ છે.

---

૩૧ કરારને સંબંધ નહિ ધરાવનાર એટલે ટોર્ટ અગર અપકૃત્યથી થતી નુકસાની માટે નાની ઉમરના સખ્સ ઉપર દાવો કરી શકાય છે.

---

૩૨ થઇ ગયેલ આડા વ્યવહાર માટે કરેલ કરાર ટકી શકે છે, ભવિષ્ય માટેનો કાયદેસર નથી.

---

૩૩ પડોશીના ઘરમાં અકસ્માત્ આગ લાગવાથી કોઇનું ઘર બળી જાય તો નુકસાની માટે દાવો ચાલી શકતો નથી.

---

૩૪ ખોવાયેલી ચિજ જડે ને પ્રસિદ્ધ કરેલ ઇનામ મેળવવા માટે કોઇ રોકી રાખે તો એથી ગુન્હા ભરેલું કૃત્ય થતું નથી.

૩૫ સાર્વજનિક શ્રેયમાટે લક્ષ રાખવું એ અત્યુત્તમ કાયદો છે.

૩૬ રિવાજ એ શ્રેષ્ઠ કાયદો ગણાય છે.

૩૭ ખાનગી હક્કની બાબતમાં જરૂરયાતને લીધે કાંઇ કૃત્ય થાય તો કરનારને સારો બચાવ છે

૩૮ ધર્મની આજ્ઞાથી સ્થાપિત થએલ નિયમ બંધનકારક ગણાય છે.

૩૯ રવિવારને દિવસ ન્યાય સંબંધ કામ થઇ શકતું નથી.

૪૦ એક બાબત વિષેના બે કાયદામાં જૂદાં જૂદાં ફરમાન હોય તો આગલી તારીખનું હોય તે રદ્દ સમજવું.

૪૧ નવો કાયદો ઘડવામાં આવે તેનો અમલ ભવિષ્યમાં આવતી મુદ્દતથી થવો જોઇએ, ગઇ મુદ્દતથી તેનો અમલ થાય નહિ.

૪૨ જે બાબતો વારંવાર બને છે તેને લાગુ કરવા કાયદા બંધાય છે.

૪૩ રાજા કોઈ માણુસનો તાબેદાર નથી, પરંતુ ઇશ્વર ને કાયદા એ બેનું તેના ઉપર બંધન છે.

---

૪૪ રાજા કોઇ દિવસ મરતો નથી.

---

૪૫ રાજા કાંઇ ખોટુ કૃત્ય કરી શકતો નથી.

---

૪૬ પોતાની એક રૈયતને નુકસાની થાય એવી રીતની મેહેરબાની રાજા બીજી રૈયત ઉપર કરી શકે નહિ.

---

૪૭ રાજ્યને મુદતનો બાધ લાગતો નથી.

---

૪૮ રાજાને રૈયતનો હકક જોગો રહેલો હોય તો રાજાના હકકને પસંદગી મળે છે.

---

૪૯ ખાસ રીતે બંધન કરવામાં ન આવ્યું હોય તો રાજાને કોઇ ધારાથી પ્રતિબંધ થતો નથી.

---

૫૦ સ્વદેશ ને રાજ્યભક્તિનો કોઇ માણસ પરિત્યાગ કરી શકતો નથી.

---

૫૧ ન્યાયાધીશે પોતાના અખત્યારની મર્યાદામાં રહી ઇલાજની દાદ આપવામાં પોતાની સત્તા વિસ્તારથી જરૂર પડે ત્યારે વાપરવી.

---

૫૨ ચાલતાં સુધી ન્યાયાધીશની શુદ્ધબુદ્ધિ કે પ્રમાણિકપણા વિશે શંકા લેવી નહિ, પરંતુ કાયદા કે હકીકતની ભૂલ થઇ હોય તો તેનો ફેસલો રદ કરી શકાય છે.

---

૫૩ ન્યાયી સત્તા વાપરનારા હુકમથી કોઇ સખ્સ કાંઇ કૃત્ય કરે તો કાયદો એમ અનુમાન કરતો નથી કે તેણે તે કૃત્ય નુકસાન કરવાના કે અયોગ્ય હેતુથી કર્યું: કારણ કે એવા હુકમનો અમલ કરવા તેની ફરજ છે.

---

૫૪ જુરીને કાયદાની બારિકીથી વાકેફ કરવાનું કામ ઈનસાફદારનું છે: ને હકીકતની બાબત ઉપર નિર્ણય કરવાનું કામ જુરીનું છે.

---

૫૫ મોટાની સત્તાની સમક્ષ નાની સત્તા વિરામને પામે છે.

---

૫૬ કોઈ માણસનો ખુલાશો સાંભળ્યા શિવાય તેને ગુન્હેગાર કે કસુરવાન્ ગણવો નહિ.

---

૫૭ પોતાનાજ કેસમાં કોઈ માણસ ઈનસાફદાર થઈ શકતો નથી.

---

૫૮ કોર્ટના કૃત્યથી કોઈ માણસને નુકશાન થવું જોઇતું નથી.

---

૫૯ કાયદાના કૃત્યથી પણ કોઈ માણસને નુકશાન થવું જોઇતું નથી.

---

૬૦ કાયદાની કલ્પના ઈક્વિટિ સાથે ઐક્ય ધરાવે છે.

૬૧ કાયદાનો અમલ કરતાં કોઇને નુકશાન થવું ન જોઇએ.

૬૨ કોર્ટનો વિચાર એનો કાયદો છે.

૬૩ ભૂલનો લાભ લેનાર પક્ષકાર સંમતિ આપે તો ભૂલની અસર દૂર થાય છે.

૬૪ સામાન્ય ભૂલ કોઈ વખત કાયદા તરીકે પસાર થાયછે.

૬૫ નજીવી બાબત માટે કાયદો કાળજી રાખતો નથી.

૬૬ નૂતન પ્રચાર કલ્પિત ઉપયોગીપણા કરતાં વધારે હાનિ ને અવ્યવસ્થા ઉત્પન્ન કરે છે.

૬૭ ન્યાય બુદ્ધિ કાયદાની માતા (જનેતા) છે.

૬૮ કારણ એ કાયદાનું રહસ્ય છે; કારણ જ્યારે બંધ થાય ત્યારે કાયદો પણ વિરામને પામે છે

૬૯ કોઇ બિનાને કોર્ટ જ્યારે અનાદર કરે ત્યારે તે બિના અસ્તિત્વમાં નથી એમ જ સમજવું.

૭૦ કોઇ બાબતના કાયદાસરપણા વિષે મુદ્દો હોય ત્યારે તે વાત પ્રતિબંધ માટે આડી દઇ શકાતી નથી.

૭૧ પરસ્પર વિરૂદ્ધ બિના જાહેર કરે તેને સાંભળવો ન જોઈએ.

---

૭૨ મહત્તરમાં ન્યૂનતર આવી જાયછે.

---

૭૩ મૂળથી જે ફોકટ છે તે વખતના ગમનથી સાચું થતું નથી.

---

૭૪ અવધડતા વિષેની દલિલ કાયદામાં સબળ ગણાય છે.

---

૭૫ વિતંડા વાદનો કાયદો અંગીકાર કરતો નથી, કારણ તેથી સત્ય ને કાયદેસર ચોકસપણું ગુંચાઇ જાય છે.

---

૭૬ કોઇ પણ ખોટું કૃત્ય ઇલાજ રહિત નથી.

---

૭૭ જે ઇલાજ વગરનો છે તે વખત આવે પોતાના ઇલાજનો પોતેજ લાભ લઈ શકે છે, પરંતુ તેમ કરનાર સખ્સ નિર્દોષ હોવો જોઇએ.

---

૭૮ કાયદામાં કોઇ બનાવનું સિધું કારણ ગણતરીમાં લેવાય છે; દૂરનું કારણ ગણતરીમાં લઇ શકાતું નથી.

---

૭૯ ઈશ્વરી કૃત્યથી કાયદો કોઇને નુકસાન થવા દેતો નથી.

---

૮૦ જે બનવું અશકય છે તે કરવા કાયદો કોઈને જબરદસ્તી કરતો નથી.

---

૮૧ હકીકતનું અજ્ઞાનપણું આડું દેવાય છે, પરંતુ કાયદાનું અજ્ઞાનપણું આડું દેવાતું નથી.

---

૮૨ જેને માટે કોઇ માણસે સંમતિ આપી હોય તેમાંથી તેને નુકસાન થાય એમ કાયદો માન્ય કરતો નથી.

---

૮૩ પોતાનાજ ખોટા કૃત્યનો લાભ કોઇ માણસ લઇ શકતો નથી.

---

૮૪ કૃત્યો ઉપરથી ઇરાદાનું અનુમાન થાય છે.

---

૮૫ માત્ર કૃત્યથી માણસ ગુન્હેગાર થતો નથી. તેનો ઈરાદો સાપરાધ હોવો જોઇએ.

---

૮૬ એકજ બાબત માટે કોઇને બે મરતબે હેરાનગતિ ન પોહોંચાડવી જોઇએ એમ કાયદાનો નિયમ છે.

---

૮૭ વખતમાં અગ્ર તેનો હક્ક પણ અગ્ર છે.

---

૮૮ તમારી મિલ્કત એવી રીતે ભોગવો કે તેથી બીજાની મિલ્કતને નુકસાન ન થાય.

---

૮૯ જેને જમીનનો કબજો છે તેને જે કાંઇ તે ઉપર હોય તેનો પણ કબજો છે એમ સમજવું.

---

૯૦ જે જમીનમાં સ્થાણું છે તે જમીનનું સહગામી છે એમ સમજવું.

---

૯૧ દરેક માણસનું ઘર એ તેનો કિલ્લો છે.

---

૯૨ મિલ્કતની વૃદ્ધિ કરતાં તેના પરહસ્તારોપણને કાયદો ઉત્તેજન આપે છે.

---

૯૩ બક્ષીસ આપનારને તેની વ્યવસ્થા કરવાનો હકક છે.

---

૯૪ પ્રતિનિધિને તેના ધણીના જેટલો અખત્યાર છે એમ સમજવું.

---

૯૫ જે કોઇ વસ્તુની બક્ષીસ કરે છે તે તે સાથે જે વગર તેનો ભોગવટો ન થઈ શકે તે પણ આપે છે એમ જાણવું.

---

૯૬ આકસ્મિક વધારો બક્ષીસનો સહગામી છે, પરંતુ બક્ષીસ એ કાંઇ આકસ્મિક વધારાની સહગામી નથી.

---

૯૭ બને તરફેણવાળાની સંમતિથી કાયદેસર લગ્ન થાય છે, પરંતુ વ્યભિચારથી લગ્ન થઇ ચુકયું એમ કહેવાય નહિ.

---

૯૮ લગ્ન સાબિત કરે તેનેજ કાયદેસર પુત્ર ગણી શકાય છે.

૯૯ વડીલની હયાતીમાં કોઈ વારસ થઈ શકે નહિ.

૧૦૦ વારસો માત્ર કબજામાંથી નથી મળતો, પરંતુ કબજાવાળી વસ્તુ ઉપર હક્ક હોય તોજ મળે છે.

૧૦૧ દસ્તાવેજનો અર્થ મોટા મનથી કરવો જોઇએ ને બનતાં સુધી પક્ષકારોના ઈરાદા પ્રમાણે તેનો અમલ થવો જોઈએ.

૧૦૨ દસ્તાવેજના અમુક ભાગનો અર્થ તેના આગળ પાછળના ભાગનો સંબંધ લઇ થવો જોઇએ.

૧૦૩ સંબંધ ધરાવનારા શબ્દોનો અર્થ ધ્યાનમાં લઈ અમુક શબ્દનો અર્થ બંધ બેસારવો જોઇએ.

૧૦૪ લખી આપનારની વિરુદ્ધ દસ્તાવેજનાં શબ્દોનો અર્થ મજબૂતમાં મજબૂત રીતે કરવો.

૧૦૫ ગુપ્ત સંશય પૂરાવાથી દૂર થઈ શકે છે.

૧૦૬ સંશય ન રહેતો હોય તો દસ્તાવેજના મજકુરથી ઉલટી રીતનો પૂરાવો આપી શકાય નહિ.

૧૦૭ જે ચોકસ કરી શકાય તે પૂરતી રીતે ચોકસ છે એમ સમજવું.

---

૧૦૮ બીજી રીતે સારો ને કાયદેસર હોય તો વધુ પડતી બિનાથી દસ્તાવેજ રદ થતો નથી.

---

૧૦૯ જુઠા વર્ણનથી દસ્તાવેજના અમલને બાધ લાગતો નથી.

---

૧૧૦ એક વસ્તુનું સ્પષ્ટ રીતે નામ લખ્યું હોય તો બીજી વસ્તુઓને બાદ કરેલી છે એમ સમજવું.

---

૧૧૧ જે બાબત ગર્ભિત રીતે જણાઈ આવતી હોય તેને સ્પષ્ટ રીતે લખી હોય તો વગર જરૂરનું છે.

---

૧૧૨ કાળ ને હકીકત ધ્યાનમાં લેવાથી દસ્તાવેજનો અર્થ સરસ રીતે તેમજ ખાત્રી લાયક રીતે થાય છે.

---

૧૧૩ પોતાના લાભનો કરાર કે બીજો હક્ક મરજી પડે તો કોઇ પક્ષકાર છોડી દેવાને મુખત્યાર છે.

---

૧૧૪ જે લાભ લે તેણે બોજો પણ ઉઠાવવો જોઇએ.

---

૧૧૫ જ્યાં હક્ક સમાન હોય છે ત્યાં ખરા કબજેદારનો દાવો પ્રવર્તે છે.

---

૧૧૬ કપટમાંથી ફરિયાદ કરવાનો હક્ક પેદા થતો નથી.

---

૧૧૭ નગ્ન એટલે અવેજ વગરના કરારમાંથી દાવાનું કારણુ ઉત્પન્ન થતું નથી.

---

૧૧૮ ખરીદ કરનારે સાવધ રહેવું.

---

૧૧૯ પૈસા આપવામાં આવે તે આપનારના ઇરાદા પ્રમાણે જમે થવા જોઇએ ને ઇરાદો ન બતાવી આપ્યો હોય તો કરજના અનુક્રમે લેનારની મરજી પ્રમાણે વસૂલ ગણાય.

---

૧૨૦ બીજા માણુસની દ્વારાએ કૃત્ય કર્યું હોય તો પોતેજ કર્યું છે એમ કાયદો ગણે છે.

( આ માત્ર દિવાની કામમાં લાગુ છે. )

---

૧૨૧ મુખી પુરૂષને જવાબદાર ગણુવો.

---

૧૨૨ પાછળની સંમતિ આગળની તારીખથી અમલ કરે છે ને પ્રથમની આજ્ઞાની ગરજ સારે છે.

---

૧૨૩ જે સાધનવડે કરાર બંધનકર્તા થાય છે તેવાજ સાધનવડે તે બંધનમાંથી છુટી શકાય છે, એ કુદરતી ન્યાયને અનુસરતુ ધોરણુ છે.

---

૧૨૪ સજાગને કાયદો સહાયભૂત છે, જે પોતાના હક્ક ઉપર સુપ્ત રહે છે તેને નથી.

---

૧૨૫ જાતના હક્કથી દાવાનું કારણ ઉત્પન્ન થતું હોય તો તે માણસની જાતની સાથે વિરામને પામે છે.

---

૧૨૬ આચાર એ વસ્તુઓનો શ્રેષ્ઠ દ્વિભાષીઓ છે.

---

૧૨૭ ખાસ ધંધામાં જે કુશળ હોય તેના કહેવા ઉપર ઇ-તબાર રાખવો.

---

૧૨૮ ખોટું કરનારની વિરૂદ્ધ દરેક અનુમાન લઈ શકાય છે.

---

૧૨૯ બધાં કૃત્ય ખરી ને નિયમસર-રીતે થયાં છે એમ અનુમાન કરવું.

---

૧૩૦ બે પક્ષકાર વચ્ચેના વ્યવહારથી ત્રિજાને નુકસાન ન થવું જોઇએ.

---

૧૩૧ પોતાને ગુન્હેગાર ઠરાવવાને કોઇ માણસ ઉપર ફરજ પાડી શકાતી નથી.

---

૧૩૨ શેઠની પરવાનગીથી નોકર તેની સાથે બહાર જાય ને અકસ્માત્થી કોઇના શરીરને હાનિ કરે તો શેઠ જવાબદાર થાયછે.

---

૧૩૩ કોઇનો પ્રતિનિધિ પોતાના નામથી લખિતવાર કરાર કરી આપે તો પંડે જવાબદાર થાય છે.

---

૧૩૪ કોઈ ઘરનો વિમો ઉતાર્યો હોય તો વિમો ઊતારનારની પરવાનગી વગર તેમાં ફેરફાર થઇ શકતો નથી.

---

૧૩૫ કાયદા પ્રમાણે રાત્રિ સૂર્યાસ્ત થતો હોય તેના પછી પ્રથમ કલાકના અંતથી શરૂ થાય છે તે સૂર્યોદય થતો હોય તેના પહેલાના છેલા કલાકના પ્રારંભ સુધી જારી રહે છે.

---

૧૩૬ છેડા છુટકાની ફરિઆદીમાં સ્ત્રીએ છિનાળું તથા ઘાતકીપણું બંને સાબિત કરવાં જોઈએ, ને પુરૂષ માત્ર છિનાળુંજ સાબિત કરે એટલે બસ છે.

---

૧૩૭ સીલબંધ કાગળમાં એક માણસ બીજા ઉપર બદનક્ષી ભરેલું લખાણ કરી મોકલે તોપણ દાવાનું કારણ ઉત્પન્ન થાય છે.

---

૧૩૮ બાળક, પરણેલી સ્ત્રી, ગાંડા માણસ વગેરેને મુદતનો કાયદો લાગુ પડતો નથી.

---

૧૩૯ જો કોઇ સ્ત્રી પુરૂષ જાણી જોઇ ખોટા નામથી લગ્ન કરે તો તે લગ્ન ફોકટ સમજવું.

---

૧૪૦ સગીર ઉમરનો માણસ કરારનો અમલ કરાવી શકે, પરંતુ તેના વિરૂદ્ધ કરારનો અમલ થઇ શકે નહિ.

---

૧૪૧ સામાન્ય ધંધો કરતાં નોકરોને ઇજા થાય તો તેઓનો શેઠ જવાબદાર થતો નથી.

---

૧૪૨ વિલાયતમાં સાળી સાથે લગ્ન થઇ શકતું નથી ( આ બાબત હાલ ચર્ચા ચાલે છે. )

---

૧૪૩ તેમજ ધણીના દેર કે જેઠ સાથે પણ લગ્ન થઇ શકતું નથી.

---

૧૪૪ લગ્ન થયા પહેલાની સ્ત્રીની બદચાલ લગ્નના હક્ક પાછા મેળવવાની ફરિઆદમાં કામની છે, પરંતુ છેડા છુટકાની ફરિઆદમાં કામની નથી.

---

૧૪૫ દુરસ્ત કરવા આવેલા બુટ ઉપર પોતાના લેણા પૈસા માટે મોચીને હક્ક છે.

---

૧૪૬ તેમજ કપડાં ઉપર દરજીને પણ હક્ક છે.

---

૧૪૭ બાપ જો છોકરાંને પાળતો હોય તો તે છોકરાંની રોજીના પૈસા લેવા તેનો હક્ક છે.

---

૧૪૮ શેઠ કે શેઠાણી નોકરને સર્ટિફિકેટ આપવા બંધાયેલ નથી.

---

૧૪૯ કપટથી કરાર દૂષિત થાયછે, પરંતુ કપટ કરનાર પક્ષકાર પોતાના કપટના કારણુસર કરાર તોડી શકતો નથી.

---

૧૫૦ બાળકોએ સામાન્ય રીતે પિતાનો ધર્મ પાળવો જોઇએ; પરંતુ મૃત્યુપત્રિકાથી અમુક ધર્મ પાળવાને પિતા આજ્ઞા કરી શકતો નથી.

---

૧૫૧ બનતાં સુધી પંતિઆળાના કરાર તમામ સરતો સહિત લખિતવાર હોવા જોઈએ.

---

૧૫૨ નામ બદલવા માટે કાંઇ કાયદેસર વિધિ કરવાની જરૂર નથી.

---

૧૫૩ સ્ત્રીને માર મારવાનો ધણીને અધિકાર નથી, પરંતુ નઠારી ચાલની સ્ત્રીની બહાર જવાની છુટ ઉપર ધણી કાયદા પ્રમાણે અંકુશ રાખી શકે.

---

૧૫૪ વાડની વચમાં ઝાડ ઉગે તો જેની વાડ હોય તેની તેના ઉપર માલિકી થાય છે, પણ બને ખેતરના ભાગમાંથી તેનાં મૂળ પોષણ લેતાં હોય તો ઝાડ મજમુ સમજવું.

---

૧૫૫ જામિનગિરીનું દસ્તાવેજ થવું જોઇએ, મોઢાની જામિનગિરી ચાલે નહિ.

---

૧૫૬ લગ્નના બદલામાં કરાર થયો હોય તે લખિતવાર જોઇએ.

---

૧૫૭ લગ્ન કરવા માટેનું વચન લખિતવાર હોવાની જરૂર નથી.

---

૧૫૮ વેશ્યાઓને જાણી જોઈ ઘર ભાડે આપેલ હોય તો ભાડા માટે ફરિઆદ ચાલી શકતી નથી.

---

૧૫૯ વિલાયતમાં ચાલતા કાયદા પ્રમાણે એકવીશ વર્ષ પૂરાં થયાં પહેલાં માબાપ કે વાલીની સંમતિ શિવાય સગીર સખ્સથી લગ્ન થઈ શકતું નથી.

---

૧૬૦ વ્યભિચારીણી સ્ત્રીને ઘરમાં રાખી ધણી બીજે રહેવા જાય તો તે હકીકત નહિ જાણતાં કોઈ સખ્સ એવી સ્ત્રીને જરૂરયાતની ચીજો પૂરી પાડે તો તેની ફરિઆદ ધણીના ઉપર ચાલી શકે છે.

---

૧૬૧ અમુક સ્ત્રી વગર પરણેલી છે એમ માની કોઈ વેપારી તેને ધીરે ને પછી તેને માલમ પડે કે તે તો પરણેલી છે તો તેનો ધણી જવાબદાર થતો નથી.

---

૧૬૨ બરતરફ કરતી વખત નોકરને કાંઇ બરતરફીનું કારણ બતાવવા કાયદો ફરજ પાડતો નથી.

---

૧૬૩ કોઇની બારીમાંથી નજરે આવતો દેખાવ બીજો સખસ બંધ કરે તો દાવો ચાલતો નથી.

---

૧૬૪ સહભાગીઆની મંજુરી વગર એક ભાગીઓ મજમું પેઢીમાં નવો ભાગીઓ દાખલ કરી શકતો નથી.

---

૧૬૫ અમુક મિલ્કત માટે જપ્તિ નીકળવાની છે એમ જાણુતાં છતાં કોઇ તે વેચાણુ રાખે તો તે વેચાણુ રદ્દ છે.

---

૧૬૬ ધણીની મિલ્કતને ચાકર નુકશાન કરે તો તેણે નુકશાની આપવી જોઈએ.

---

૧૬૭ પરંતુ તે નુકશાની પગારમાંથી બાદ થઇ શકે નહિ, ધણીએ તેને માટે દિવાની કોર્ટમાં દાવો કરવો જોઇએ.

---

૧૬૮ મૃત્યુપત્રિકા કરનાર સ્ત્રી કે પુરૂષ લગ્ન કરે તો તમામ રીતે મૃત્યુપત્રિકા રદ્દ થઇ એમ સમજવું.

---

૧૬૯ ચાલતા શિક્કા આપે તોજ પૈસા આપવા માંડ્યા એમ કાયદા પ્રમાણે ગણાય છે.

---

૧૭૦ દાટેલું ધન જડે ને દાટનાર માલમ ન પડે તો તેનો માલેક રાજકર્તા થાય છે.

---

૧૭૧ ખતમાં સહી હોય તો તે સાબિત કરવાનું કામ વધારે સહીસલામતી ભરેલું છે, પરંતુ સહી ન હોય તો તેથી તે ગેરકાયદેસર છે એમ ન સમજવું.

---

૧૭૨ દાવો લડવા માટે ધીરેલા પૈસા કાયદા પ્રમાણે લેવા ફરિયાદ ચાલી શકતી નથી.

---

૧૭૩ તેમજ ફરિઆદથી પૈસા આવે તેમાં ભાગ આપવાનું ઠરાવી ફરિઆદ કરવા માટે પૈસા ધીરી શકાતા નથી; કોઇ ધીરે તો કોર્ટ પાછા અપાવતી નથી.

---

૧૭૪ ધણી ઉપર દાવો હોય તો તેની સ્ત્રીના લેણા પૈસાનો સામો દાવો થઇ શકતો નથી.

---

૧૭૫ ફળફળાદિક બીજાની જમીનમાં ઉડી પડ્યાં હોય તે લેવા જવાથી કાંઈ ગુન્હો બનતો નથી.

---

૧૭૬ સંભોગની અશક્યતા, નામની ભૂલ કે દિવાનાપણાના કારણસર થયેલ લગ્ન ફોક થાય છે.

---

૧૭૭ સાક્ષીઓની સમક્ષ વાંચી સાંભળેલી આંધળા સખ્સની કરેલ મૃત્યુપત્રિકા કાયદેસર છે.

---

૧૭૮ દ્વેશથી કોઇ ખોટી જુબાની આપે તો એવા શાક્ષી વિરુદ્ધ નુકશાનીનો દાવો ચાલી શકતો નથીઃ તેને માથે ખોટી પ્રતિજ્ઞા કર્યાનું તહોમત માત્ર રાખી શકાય છે.

———

૧૭૯ પાછળની તારીખ નાખેલી હુંડીઓ, ચેક વગેરે ખોટા ગણાય છે.

———

૧૮૦ પુખ્ત ઉમરે પહોંચે અગર લગ્ન કરે ત્યાં સુધી છોકરાં પિતાના વાલીપણા નીચે છે એમ કાયદો માને છે.

———

૧૮૧ વગર પ્રશ્ને લાંબી હકીકત કહી જાય તે સાક્ષ શિખી આવેલો છે એમ માનવું મુનાસબ છે.

———

૧૮૨ ખરી હકીકતની માહેતગારી મેળવવા સાક્ષીને શું સાધન હતાં તેનો વિચાર કોર્ટે કરવો જોઇએ.

———

૧૮૩ ઘણી સૂક્ષ્મ હકીકતમાં સાક્ષીઓ મળતા આવે તો તેમની જુબાનીઓ અંદેશાપાત્ર ગણવા કારણ મળેછે.

———

૧૮૪ સાક્ષીઓના લખાવવા ઉપરથી પુરાવાની તુલના કરવી, તેમની સંખ્યા ઉપરથી નહિ.

———

૧૮૫ જુઠો સાક્ષી ઝપાટાથી ને જડજ કે વકીલની સામે જોયા વગર સવાલના જવાબ આપવાનું વલણ ધરાવે છે. તે-

મજ પોપટની પેઠે પઢેલ સાક્ષીનું ગળું બાઝે વખત ગુંગળાઇ જાયછે.

---

૧૮૬ ન્યાયની કોર્ટનો વગર કારણે કરેલો લાંબો ઠરાવ તેની કિમતની ન્યૂનતા કારક છે.

---

૧૮૭ કોર્ટે સમગ્ર પુરાવાની સામટી તુલના કરવી જોઈએ.

---

૧૮૮ દિવાની કામમાં એક પક્ષકારનો પુરાવો બળવત્તર થાય તો તેના લાભમાં ઠરાવ થાયછે, પરંતુ ફોજદારી કામમાં સ્વતંત્રરીતે સબળ ને ખાતરીલાયક પુરાવો હોય ત્યારેજ શિક્ષા કરવી.

---

૧૮૯ ફેસલાનો આધાર ઇનસાફદારે ગુજરેલ પુરાવા ઉપર રાખવો. પોતાની જાતની માહેતગારીનો ઉપયોગ કરતાં દૂર રહેવું.

---

૧૯૦ દેવાલયની માફક ન્યાયની અદાલત પણ પાક સ્થાનક માનવું.

---

૧૯૧ ધર્મશાળામાંની અમુક જગામાં મને રહેવા આપો એવી કોઇ ઉતારૂની ઓહોદાસ ચાલી શક્તી નથી.

---

૧૯૨ अ ને ब બે છોકરા રસ્તામાં લડે, ને अ નાથી ब ને એવી ઇજા થાય કે ડાક્તરને બોલાવવો પડે તો अ નો બાપ ब ના બાપ ઉપર તે ડાક્તરની ફી વગેરે માટે દાવો કરી શકે નહિ.

---

૧૯૩ આ દેશને માટે કોઈ વસ્તુ બનાવવાનો પેટન્ટ ( અનન્યાધિકાર ) મેળવ્યો હોય તો બીજા દેશમાં તે બનાવી શકાય, પરંતુ તે આ દેશમાં લાવી શકાય નહિ.

---

૧૯૪ સગીર ઉમરનો કોઇ માણસ પોતાના પિતાથી જૂદું ઘર લઈ તેમાં રહે ને તેની મા પણ તેની સાથે રહેવા માટે જાય તોપણ તેના પિતાથી તે ઘરમાં કાયદા પ્રમાણે જવાય નહિ.

---

૧૯૫ એક છાપખાનામાં કોઈ ઉમેદવાર અમુક વર્ષની બંધણીથી રહે; તે મુદત પૂરી થયા પહેલાં તે છાપખાનું બીજાને વેચી દેવામાં આવે તો તે ઉમેદવારે મુદત પૂરી થતાં સુધી તેના નવા ધણીની ચાકરીમાં રહેવું જોઇએ. પરંતુ ખાસ રીતે કરાર કર્યો હોય તો તેને માથે બંધન નથી.

---

૧૯૬ બર્લિન શેહેરમાં ભીખ માગવાની મના છે. ભિન ધંધાવાળાને ત્યાં રહેવા દેવામાં આવતા નથી. કાયદાથી આ વાતની મનાઇ થયેલી છે.

---

૧૯૭ વિલાયતમાં એક માણસની ત્રણ આંગળીઓ કપાઇ જવાથી દોઢ લાખ રૂપૈઆની નુકશાનીનો તેણે દાવો કર્યો હતો.

---

૧૯૮ કામ પૂરૂં થયા પહેલાં વકીલને પોતાની ફી લેવાનો હક્ક છે.

---

૧૯૯ અસાધારણુ અકસ્માત્ માટે કોઈ સાવધાન ન રહી શક્યો હોય તો કાયદો તેની ગફ્લત ગણુતો નથી.

---

૨૦૦ સગીર ઉમ્મરના ઉમેદવાર ઉપર દાવો ચાલે એવું ફક્ત લંડન શેહેરમાંજ બને છે.

---

૨૦૧ રવિવારે કોઇએ ઘોડો વેચ્યો હોય તો તેની કિંમત લેવા વિલાયતના ધારા પ્રમાણે દાવો ચાલી શકતો નથી.

---

૨૦૧ મૃત્યુપત્રથી વારસો મળશે એવી સમજણુથી કોઇ વગર પગારે નોકરી કરે ને ધણી મરી ગયા પછી જણુાય કે તેને માટે કાંઈ વારસો આપેલો નથી, તો તે માટે વગર પગારે નોકરી કરનારનો દાવો ચાલી શકતો નથી.

---

૨૦૨ વિલાયતમાં ચાલતા પ્રચાર પ્રમાણે સ્ત્રીને જુદા ભરણુ પોષણુ માટે ધણીની આવકનો આશરે પાંચમો અંશ આપવામાં આવે છે.

---

૨૦૩ પંતિયાળું લખીતવાર હોવું જોઈએ એમ કાંઇ જરૂર નથી.

---

૨૦૪ શેઠના દિવાળાથી મુદત બંધી ઉમેદવારીનો પણુ અંત આવે છે.

---

૨૦૫ ઉમેદવારને સિક્ષા કરવાનો હક્ક શેઠને છે તે બીજા કોઇને અપાઇ શકાતો નથી.

---

૨૦૬ સગીર ઉમરવાળો પોતાની કેળવણીનું ખર્ચ આપવા બંધાઇ શકેછે.

---

૨૦૭ સગીર ઉમરનો સખ્સ દિવાળું કાઢવાના કાયદાનો લાભ લઇ શકે છે.

---

૨૦૮ લોર્ડ બેકન કહેછે કે ન્યાયાધીશે યાદ રાખવું કે તેનું કામ કાયદા બાંધવાનું નથી પણ કાયદો અમલમાં લાવવાનું છે.

---

૨૦૯ બુદ્ધિમાન્ ન્યાયાધીશ કરતાં વિદ્વાન્ ન્યાયાધીશ વધારે પસંદ કરવા યોગ્ય છે.

---

૨૧૦ બલાત્કાર અને કપટ દબાવવાં એ ન્યાયાધીશનું કામ છે.

---

૨૧૧ ન્યાયાધીશે કાયદાના ડરને સખ્તાઈ પકડવા ન દેવી જોઇએ.

---

૨૧૨ ઇનસાફને સ્વાદિષ્ટ કરવા દયારૂપી મશાલો વાપરવો જોઇએ.

---

૨૧૩ ગુન્હેગાર તરફ રહેમ રાખતાં શિક્ષા નશિયત તરીકે ગણાય એવી રીતે યોજના રાખવી.

---

૨૧૪ ધૈર્યને ગંભીરતા ઇનસાફની દેવડીએ અવશ્ય જોઈએ.

---

૨૧૫ લંબાણ, નિરૂપયોગી પુરાવો, ને વાક્ચતુરતાનો વકીલે ત્યાગ કરવો એમ લોર્ડ બેકન ફરમાવે છે.

---

૨૧૬ ઈનસાફદાર કે જુરિને ગેરરસ્તે દોરવા સારા વકીલે કોઈ દિવસ યત્ન નહિ કરવો.

---

૨૧૭ અશીલના લાભને અર્થે વકીલ જ્યારે બિલકુલ કાળજી ન રાખે ત્યારે તે પોતાની ફી વસૂલ લઇ શકે નહિ.

---

૨૧૮ અમુક બિનાનું અસ્તિત્વ જાહેર કરનાર ઉપર પુરાવાનો બોજો રાખવો જોઈએ.

---

૨૧૯ ધારેલું પરિણામ ન નિપજે તોપણ કૃત્યથી પ્રદર્શિત થયેલ ઈરાદા માટે શિક્ષા થવી જોઇએ.

---

૨૨૦ નિયમનું રહસ્ય લાગુપણામાં છે.

---

૨૨૧ પાણીનો પ્રવાહ જેમ ચાલતો હોય તેમ ચાલવા દેવો જોઇએ.

---

૨૨૨ સમાન કેસમાંથી લીધેલી દલિલ કાયદામાં ઉપયુક્ત થાય છે.

૨૨૩ હથિઆરબંધ માણુસ સામે હથિઆરબંધ થવા કાયદો પરવાનગી આપે છે.

૨૨૪ વિરુદ્ધ પક્ષ સાંભલી ઈનસાફ કરવો.

૨૨૫ કાયદાના સ્પષ્ટ ફરમાન વિરુદ્ધ અર્થ કરી શકાય નહિ.

૨૨૬ ઇનસાફના કામમાં વક્ર માર્ગનો નિષેદ્ધ છે.

૨૨૭ પ્રમાણિક સલાહ આપવાથી કોઇ જવાબદાર થતો નથી, પરંતુ કપટ ને લુચ્ચાઈ જવાબદારી ઓઢાડે છે.

૨૨૮ દેશાચાર અને કુલાચારને માન આપવું જોઇએ.

૨૨૯ ઉત્તમનો બિગાડ અધમ થાય છે.

૨૩૦ સિક્ષાની બાબતમાં રાજદ્રોહનો ગુન્હો સર્વથી ચઢે છે.

૨૩૧ કરેલ ગુન્હાનો અંત મૃત્યુથી આવે છે.

૨૩૨ જ્યાં બનાવ સ્વતઃ બોલે છે ત્યાં શબ્દોની જરૂર નથી.

૨૩૩ જેનું ભૂતળ તેનું વાદળ, ને ગામ તેનું પાદર.

---

૨૩૪ જે સ્થાપે તે ઉત્થાપે અને વાવે તે લણે.

---

૨૩૫ દોષ તેના કર્તાનેજ બંધનમાં લે છે.

---

૨૩૬ બનતાં સુધી ઈનસાફ કરનારની શુદ્ધ બુદ્ધિ અને પ્રમાણિકતાનો અંદેશો લેવો નહિ, પરંતુ તેના ફેસલામાં કાયદા કે હકીકતની ચૂક હોય તો તે રદ્દ કરી શકાય છે.

---

૨૩૭ જેને માટે જાથુનો ઠરાવ કરવાનો હોય તેને માટે લાંબો વિચાર કરવો એ યોગ્ય છે.

---

૨૩૮ અપવાદથી નિયમની સાબિતી થાય છે.

---

૨૩૯ બોલ કરતાં લેખ લાખ વસા બળવાન્ છે.

---

૨૪૦ નકારયુક્ત હકીકત પુરાવો નથી ગણાતી.

---

૨૪૧ હકીકતના સમૂહથી વસ્તુનું તદાત્મ્ય ઓળખાય છે.

---

૨૪૨ જેનો અમલ ન થાય એવો દસ્તાવેજ હોય તો તેને દસ્તાવેજ ન ગણવો.

---

૨૪૩ દિવાનાને દિવાનાપણું એજ મોટી શિક્ષા છે એમ કાયદો માને છે.

---

૨૪૪ સાર્વજનિક શ્રેય પાસે એકનું શ્રેય ગૌણતા પામે છે.

---

૨૪૫ કૃત્ય એ ઇરાદાની આરસી છે.

---

૨૪૬ શંકા પડે ત્યારે વધારે નરમાશવાળો રસ્તો ગ્રહણ કરવો.

---

૨૪૭ જીંદગી, સ્વતંત્રતા અને નિરપરાધીપણા તરફ હમેશાં વલણ રાખવું એમ કાયદો ફરમાવે છે.

---

૨૪૮ પરમાવધિ સત્તામાં સૂક્ષ્માવધિ સ્વતંત્રતા રહેલી છે.

---

૨૪૯ કાયદો જો કે પૂર્ણતાને પ્રાપ્ત થઇ શકતો નથી તો પણ પૂર્ણ થવા કોશીસ જારી રાખે છે.

---

૨૫૦ ઇનસાફદારના સૈન્યનો કાયદો એ સલામતીવાળો નેતા એટલે દોરનાર છે.

---

૨૫૧ અપરાધીની તલવાર સામે કાયદો એ સંરક્ષક ઢાલ છે.

---

૨૫૨ અશક્યતા અમલમાં લાવવા કાયદો ફરજ પાડતો નથી.

---

૨૫૩ જે ખુલ્લું છે તેની સાબિતી કાયદો માગતો નથી.

---

૨૫૪ નકામા લંબાણુનો કાયદો તિરસ્કાર કરેછે.

---

૨૫૫ દીર્ઘસૂત્રતાને કાયદો નાપસંદ કરેછે.

---

૨૫૬ ઇશ્વરીકૃત્યને કાયદો આદરપૂર્વક માન્ય કરે છે.

---

૨૫૭ કાયદો જે કરવા માટે પરવાનગી આપે છે તેનું નામ સ્વતંત્રતા.

---

૨૫૮ કાયદાના ફરમાનનો સખ્ત રીતે અર્થ થાય છે.

---

૨૫૯ દેખીતી સાચી બિના પુરવાર કરવા જરૂર રહેતી નથી.

---

૨૬૦ જ્યાં કાયદો અનિશ્ચિત્ અને અપ્રસિદ્ધ છે ત્યાં કંગાળ ગુલામગિરી છે.

---

૨૬૧ જે કાયદેસર નથી તે જરૂરયાતને લીધે કોઈક વખત કાયદેસર ગણાય છે.

---

૨૬૨ ખાનગી જરૂરયાત કરતાં સાર્વજનિક શ્રેય વધારે અગત્યતા ધરાવે છે.

---

૨૬૩ જીવતા માણુસનો કોઇ સખ્સને વારસ ગણી શકાય નહિ.

---

૨૬૪ મરવા પડેલો સખ્સ અસત્ય બોલે છે એમ અનુમાન કરવા કાયદો મના કરે છે.

---

૨૬૫ પોતાને હોય તેના કરતાં અધિક હક્ક કાયદા પ્રમાણે એક સખ્સ બીજાને આપી શકતો નથી.

---

૨૬૬ દાદ માગનાર ઇનસાફદાર બની શકતો નથી.

---

૨૬૭ એકે કરેલ ગુન્હા માટે બીજાને સિક્ષા કદાપિ પણ થઇ શકે નહિ.

---

૨૬૮ ભવિષ્ય કહેવાનું કોઈના ઉપર કાયદેસર બંધન નથી.

---

૨૬૯ ચૂક કરનારની કબુલત કાયદેસર બંધનકારક ગણાતી નથી.

---

૨૭૦ બીજાના ગુન્હા ઓઢી લેવા માટે કબુલત થઇ શક્તી નથી.

---

૨૭૧ પોતાના અપકૃત્યનો કોઇને લાભ મળવો ન જોઇએ.

૨૭૨ ઈશ્વરી કૃત્યનો જ્યાં અનાદર થાય છે ત્યાં મનુષ્ય કૃત્યની આબાદી થતી નથી.

૨૭૩ જે કાંઇ જમીનમાં હોય તે તેના સાથે જવું જોઈએ.

૨૭૪ ખુલ્લીરીતે કરેલા ગુન્હા હલકી સિક્ષાને પાત્ર ગણવા જોઇએ.

૨૭૫ હક ઉપરની પેશકદમી આગળનો ભોગવટો સૂચવે છે.

૨૭૬ ઉપયોગી સત્તાનો ગેરઉપયોગ કરવા કાયદો મના કરે છે.

૨૭૭ સારો ન્યાયાધીશ પોતાની ઉપર કમતી ભરોંસો રાખે છે.

૨૭૮. દરેક નિયમ કે ધારાનું મૂળ તપાસવું જોઇએ.

૨૭૯ મા પાછળ બચ્ચું જાય છે.

૨૮૦ કુદરત વિરુદ્ધના ગુન્હા ગંભીર ગણાય છે.

૨૮૧ અંગીકૃત સત્યને સાબિતી શ્યાની ?

૨૮૨ ગુન્હાના પ્રમાણમાં સિક્ષાનું માપ રહેવું જોઇએ.

---

૨૮૩ કબજો બળવાન છે, પણ હક્ક તેથી ચઢે છે.

---

૨૮૪ ભોગવટો અને મુદ્દત અગ્ર હક્કને ઉત્પન્ન કરે છે ને કાયદો તેને પોષણ કરે છે.

---

૨૮૫ ઇલાજ કરતાં સાવધપણું વધારે સરસ ગણાય છે.

---

૨૮૬ જ્યાં આદ્યંત સાબિત થયું ત્યાં મધ્યને સાબિત માનવું ઘટે છે.

---

૨૮૭ કમતીમાં કમતી કેદની શિક્ષા ઘણામાં ઘણા દંડની શિક્ષા કરતાં વધારે સખ્ત ગણાય છે.

---

૨૮૮ ન્હાના ગુન્હાનાં કૃત્યો વધારે નામોશીવાળાં ગણાય છે.

---

૨૮૯ એક કૃત્ય કરવા કાયદો પરવાનગી આપતો હોય તો તે કરવા માટે જેની જરૂર હોય તો બધાં કરવા માટે પણ તે છૂટ આપે છે.

---

૨૯૦ જેનો સિધી રીતે નિષેદ્ધ છે તે આડકતરી રીતે કરવાનો પણ નિષેદ્ધ સમજવો.

---

૨૯૧ જેને મના કરવાની સત્તા છે ને મના કરતો નથી તે અંગીકાર કરે છે એમ સમજવું.

---

૨૯૨ જે જાણે છે કે હું છેતરાંઉ છંઉ તે છેતરાયો એમ કાયદો માનતો નથી.

---

૨૯૩ જે પ્રારંભમાંજ દૂષિત છે તે કાલાંતરે પણ સુધરતું નથી.

---

૨૯૪ જે કાંઇ કોર્ટને ખુલ્લું જણાય છે તે માટે સાક્ષીની જરૂર રહેતી નથી.

---

૨૯૫ કોઇ માણસ જે જાતથી ન કરી શકે તે પ્રતિનિધિથી પણ ન કરી શકે.

---

૨૯૬ પોતાના દોષથી જે હાનિ થાય તેને માટે કાયદો નુકસાની અપાવતો નથી.

---

૨૯૭ જે ગર્ભિત રીતે સમજવામાં આવતું હોય તેની ખામી કાઢી શકાય નહિ.

---

૨૯૮ જે મિલ્કત તમારી હોય તે પૂર્ણ રીતે તમારી છે એમ જાણવું.

---

૨૯૯ જે સત્તા બંધનમાં લે છે તેજ સત્તા બંધનમાંથી છોડવા સમર્થ છે.

---

૩૦૦ એકજ શબ્દોના બે અર્થ થાય ત્યારે જે ઇરાદામાં હોવાનું સમજાય તે ગ્રહણ કરવો.

---

૩૦૧ જ્યારે પક્ષકારોના હક્ક વિષે શંકા રહે ત્યારે પ્રતિવાદીના લાભનું વલણ રાખવું એ વધારે ન્યાયસર ગણાય છે.

---

૩૦૨ કૃત્ય થયા પછી તેનો અંગીકાર કરવો એ કૃત્ય જાતે કર્યા બરાબર છે.

---

૩૦૩ કારણ એ રિવાજની અંગભૂત વસ્તુ છે.

---

૩૦૪ કાયદાની સત્તા એ જનમંડળમાં એક કિમતી ને પ્રકાશમય પદાર્થ છે.

---

૩૦૫ રાજ્ય વિભાજ્ય નથી.

---

૩૦૬ કમતી સખ્તાઇવાળો હુકમ વધારે સારી રીતે પાળવામાં આવે છે.

---

૩૦૭ હરકત દૂર થયે દાવાનું કારણ સજીવન થાયછે.

૩૦૮ પેટાની વસ્તુ મુખ્ય વસ્તુની સહગામી ગણાય છે.

૩૦૯ ત્યાગ કરેલી ચીજ જે તેનો પ્રથમ કબજો કરે તેની થાય છે.

૩૧૦ પ્રતિવાદી અપવાદ ઉઠાવે તો તેની સાબિતી તેણે અવશ્ય કરી આપવી જોઈએ.

૩૧૧ માત્ર ઇરાદાથી કબજો રહે ખરો, પરંતુ શારીરિક કૃત્ય વગર તે હાંસલ થતો નથી.

૩૧૨ કાયદાએ રાજાને બનાવ્યો છે માટે રાજા પણ કાયદાને તાબે છે.

૩૧૩ પોતાના રાજ્યમાં રાજાનો કોઇ બરોબરીઓ હોતો નથી.

૩૧૪ રાજા કાયદાનો રક્ષક છે ને કાયદો રૈયતના હક્કનો રક્ષક છે.

૩૧૫ રાજા કોઇનો તાબેદાર ગણાતો નથી પરંતુ ઈશ્વર અને કાયદાને તેણે આધીન રહેવું જોઈએ.

૩૧૬ દાદ દાવા ને પ્રશ્ન જેમ સાદા તેમ સરસ.

૩૧૭ હાનિ શિવાય રાજા બધું કરી શકે છે.

૩૧૮ એક રૈયત કરતાં રાજા અધિક છે, પણ સમસ્ત રૈયત કરતાં ન્યૂન છે.

૩૧૯ જ્યાં વધારે સલાહકાર ત્યાં અધિક સહિસલામતી રહે છે.

૩૨૦ દાવો લડવો એ પણ એક પરસ્પરનું યુદ્ધ છે. વાદી દાદથી હથિઆર બંધ થાય છે ને પ્રતિવાદી દલિલની ઢાલથી સ્વરક્ષણ માટે તૈયાર થાય છે.

૩૨૧ દસ્તાવેજના ખરાપણાનો પ્રશ્ન ન ઉઠે તો સાક્ષીને તેના વિરૂદ્ધ પૂછી શકાય નહિ.

૩૨૨ સત્તાએ ન્યાયનું અનુગામી થવું પણ તેનું પૂર્વગામી ન થવું જોઇએ.

૩૨૩ ગુન્હાઇતપણું ગુલામગિરી છે, પરંતુ નિરપાધીપણું સ્વતંત્રતા છે.

૩૨૪ અંગત નોકરી અંગની સહગામી છે.

૩૨૫ નોકર કરે સેવા તો શેઠ દે મસારા.

---

૩૨૬ લડાઇના વખતમાં કાયદો વિરામને પામે છે.

---

૩૨૭ કાયદાની સાદાઈ સ્તુત્ય છે ને તેની આડીઅવળી ખોંચો નિંદ્ય છે,

---

૩૨૮ કિમત વગર વેચાણ થયું કહેવાય નહિ.

---

૩૨૯ એકને મારવાનો ઇરાદો કરી બીજાને કોઈ મારે તો તે ગુન્હેગાર થાય છે.

---

૩૩૦ પાયો ખસે, ઇમારત ધસે.

---

૩૩૧ કોઇને અન્યાય ન કરવો એ મોટામાં મોટી બેરિયાત છે.

---

૩૩૨ વધારે પડતી વિગત લખવાથી નુકશાન થતું નથી.

---

૩૩૩ સખ્ત કાયદો એ સખ્ત સિક્ષા સમાન છે.

---

૩૩૪ સમાનતા એ એકતા ન કહેવાય.

---

૩૩૫ વસ્તુને વેચતાં જે આવે તેજ તેનું મૂલ્ય ગણવું જોઇએ.

---

૩૩૬ જમીન ઉપરનો બોજો તેના કબજાનો સહગામી છે.

---

૩૩૭ ઉભય પક્ષના શાક્ષીઓ સરખા હોય તો પ્રમાણિકને વજન આપવું.

---

૩૩૮ અસલની બાબત શિવાય બીજી બાબતમાં કર્ણોપ-કર્ણી પુરાવો ચાલતો નથી.

---

૩૩૯ દસ કર્ણોપકર્ણી શાક્ષીઓ કરતાં એક નજરે જોનાર શાક્ષી અધિક પ્રમાણવા યોગ્ય ગણાય છે.

---

૩૪૦ રાજાનો ખજાનો એ શાંતિના વખતનો ભંડાર ને યુદ્ધના વખતનું સાધન છે.

---

૩૪૧ અંશ કરતાં આખું પસંદ કરવા યોગ્ય ગણાય છે.

---

૩૪૨ ગેરકાયદેસર મંડળી થવામાં કમમાં કમ પાંચ સ-ખ્સોની જરૂર છે.

---

૩૪૩ પંતિઆળામાં કમમાં કમ બે સખ્સો હોવા જોઈએ.

---

૩૪૪ તહોમતદારને શિક્ષા કરવામાં ભૂલ કરવી તેના કરતાં છોડી મૂકવામાં ભૂલ કરવી એ વધારે સલામતી ભરેલું ગણાય છે.

---

૩૪૫ જે વગર બક્ષીસ અમલમાં આવવી અશક્ય છે તે બક્ષીસ સાથેજ આપેલું છે એમ માનવું.

---

૩૪૬ સાધારણ ઈલાજ બંધ પડે ત્યારે અસાધારણ ઈલાજની યોજના કરવી જોઇએ.

---

૩૪૭ હાનિ સાથે નુકશાન બેશક રહેલુંજ છે એમ કાયદો માને છે.

---

૩૪૮ કૃત્ય કે કસુર વગર પરિણામની ઉત્પત્તિ થવી અશક્ય છે.

---

૩૪૯ જ્યાં કાયદો અનિશ્ચિત્ છે ત્યાં કાયદો નથી એમ સમજવું.

---

૩૫૦ કારણ બતાવવા કાયદો ફરજ પાડે તો તે કારણ વાજબી ને કાયદોસર હોવાની અવશ્ય જરૂર છે.

---

૩૫૧ જેમાં કાયદો ભેદ નથી માનતો તેમાં આપણે પણ ભેદ ન માનવો.

---

૩૫૨ જ્યાં ઘણો ભાગ હોય ત્યાંજ આખું છે એમ બહુધા નિયમ સમજવો.

---

૩૫૩ જ્યાં ફરજ પાડવાની સત્તા નથી ત્યાં તાબે થવાની આવશ્યકતા નથી.

---

૩૫૪ જે શક્યતાથી પર છે તેનું અસ્તિત્વ હોય નહિ.

---

૩૫૫ દરેક કરારનું કારણ ધ્યાનમાં લેવું જોઇએ.

---

૩૫૬ એક અશક્ય બિના ગ્રહણ કરવાથી શેકડો આવી પડે છે.

---

૩૫૭ ઉપયોગીને નિરૂપયોગી દૂષિત કરી શકે નહિ.

---

૩૫૮ અન્યાયને કાયદો મારતો નથી પણ પાયમાલ કરે છે.

---

૩૫૯ થોડા માણસોને શિક્ષા પહોંચવાથી સર્વેને ડર પહોંચવો જોઇએ.

---

૩૬૦ સ્ત્રી ઉપર ધણીને અખત્યાર છે. ધણી ઉપર સ્ત્રીને કાંઇ અખત્યાર નથી. માટે ધણીને આશ્રય આપવાથી કે તેના ગુન્હા નહિ પ્રગટ કરવાથી તે કસુરવાન્ ઠરતી નથી.

---

૩૬૧ દલિલ કરતાં દાખલા વધારે અસરકારક છે.

---

૩૬૨ જે અમલમાં આવતી નથી તે સત્તાનો કબજો ફોકટ છે.

---

૩૬૩ જે ડર દૃઢ માણુસને અસર નથી કરતો તે બિન પાયાદાર છે એમ જાણવું.

---

૩૬૪ ન્યાયાધીશે ઉડતી વાતો પર લક્ષ ન દેવું, કારણ તેમાં અપરાધીને મુક્ત કરવાની ને નિરપરાધીને શિક્ષા કરવાની સ્વાર્થી ખાશિયત હમેશાં રહેલી જોવામાં આવે છે.

---

૩૬૫ એકજ વસ્તુ બે સખ્સને વેચે તે માણુસે કપટ કર્યું એમ જાણવું.

---

૩૬૬ નામની ભુલ સત્ય સિદ્ધ થવાથી દૂર થાય છે.

---

૩૬૭ છુપાવવાના ડર શિવાય સત્યને બીજો કોઈ ડર રહેતો નથી.

---

૩૬૮ ખોટા વર્ણુનની અસર સાચા નામથી નાબુદ થાય છે.

---

૩૬૯ જે પૂર્ણું રીતે સત્ય બોલતો નથી તે સત્યને ફસાવનાર છે એમ જાણવું.

---

૩૭૦ જીતનારનું ખર્ચ હારનાર આપે એવો પરંપરાનો ચાલ છે.

---

૩૭૧ બળ સામે બળ વાપરવું એમ કાયદો ફરમાવે છે. ( અપવાદ યુકત છે. )

---

૩૭૨ બળવાન્ અનુમાન એ ઘણી વખત સંપૂર્ણ પુરાવો થઇ પડે છે.

---

૩૭૩ મૂળના અર્થને કોરાણે મૂકે એ ટિકા નિરૂપયોગી સમજવી.

---

૩૭૪ સ્ત્રી પુરૂષ એકજ અંગ છે એમ કાયદો માને છે.

---

૩૭૫ હસ્ત દોષથી હાની ન થવી જોઇએ.

---

૩૭૬ જે જાણી જોઇ કૃત્ય કરે તેને હાની થતી નથી.

---

૩૭૭ મુદતના પ્રતિબંધમાં આવેલું કરજ કે સાદો કરાર સજીવન થઈ શકે છે, પરંતુ તેમ કરવું માત્ર નીચે લખી ત્રણ રીતે બને છેઃ—

૧ લખીતવાર વચનથી.

૨ કરજનો કાંઈ ભાગ વસૂલ આપવાથી અગર કરારનો કાંઈ ભાગ પરિપૂર્ણ કરવાથી.

૩ બિનસરતી લેખિત કબૂલતથી.

---

૩૭૮ દિવાની ફરિયાદમાંથી ઉત્પન્ન થતાં નુકશાન માટે દાવો ચાલતો નથી. દ્વેષભાવથી કે વ્યાજબી અને સંભવિત કારણ વગર ફરિયાદ માંડી હોય તોપણ એમજ બને છે.

---

૩૭૯ તેમજ દિવાની અદાલતે અપાવેલ ખર્ચ માટે પણ દાવો થઇ શકતો નથી.

---

૩૮૦ શરીઆમ રસ્તા ઉપર થતી ખરેખરી અડચણ દિવાની અદાલત પણ દૂર કરાવી શકે છે.

---

૩૮૧ બ નો લખેલો પત્ર અ ઉપર આવે, ને તે પત્ર અ ની પરવાનગી વગર બ પાછો મેળવે, તો તે દાવો કરી પાછો લેવા અ હક્કદાર છે.

---

૩૮૨ દંડની શિક્ષા બદલે કેદની શિક્ષા ભોગવવી એ સખ્તાઈવાળું તો છે, પરંતુ તે કેદની શિક્ષા સાધન છતાં દંડ વસૂલ નહિ આપ્યા માટે છે.

---

૩૮૩ ફોજદારી અપીલની રજુવાતમાં તહોમતદાર તરફથી મુખત્યાર હાજર થઇ દલિલ કરી શકે છે.

---

૩૮૪ હરરાજીથી ઉત્પન્ન થએલ અગર બીજી રીતે પૈસા કોર્ટમાં ભરવામાં આવે તે તમામ હુકમનામાના લેણદારોને વરાડે વહેંચી દેવા જોઇએ.

---

૩૮૫ શિક્કો એ જુગાર રમવાનું સાધન ગણાતું નથી ; કારણ કે તે તદર્થે યોજી કાઢેલી ચીજ નથી.

---

૩૮૬ ધર્મક્રિયા અને બ્રહ્મભોજ કરવા માટે કોઈ હિંદુ મૃત્યુપત્રથી ફરમાવે તો તે કાયદાસર છે.

---

૩૮૭ સંયુક્ત કુટુંબની મિલ્કતમાં પોતાનો અવિભક્ત ભાગ હોય તે મૃત્યુપત્રથી કોઇ હિંદુ આપી દઇ શકતો નથી.

---

૩૮૮ કોઈ હિંદુ મૃત્યુપત્ર કરે તો તેના મૃત્યુ વખત વસ્તુતઃ અથવા કાયદાની ધારણા પ્રમાણે જે સખ્સ હયાત હોય તેનેજ તે મૃત્યુપત્રથી લાભ મળી શકે છે. આ મત દાયભાગ તેમજ મિતાક્ષરાથી સ્વીકૃત થએલો છે.

---

૩૮૯ કોઈ હિંદું વિધવા વૈધવ્ય અવસ્થામાં કરજ કરે ને પાછળથી પુનર્લગ્ન કરે તો તે માટે તે જાતે જવાબદાર થાય છે.

---

૩૯૦ કોઇ હિંદુ પરણેલી સ્ત્રી પોતાના ધણીની સાથે સંયુક્ત રહી કરજ કરે તો પોતાના સ્ત્રીધનના પ્રમાણમાં જવાબદાર થાય છે; પરંતુ જાતે જવાબદાર થતી નથી.

---

૩૯૧ દિવાની અપીલ ચલાવતાં કોઇ ડિસ્ટ્રીક્ટ જડજ ખોટા દસ્તાવેજ માટે કામ ચલાવવા મંજુરી આપે તો સેશન જડજ તરીકે તે ગુન્હાનો ઇનસાફ કરવા તેને પ્રતિબંધ નથી.

---

૩૯૨ ઉભેલો મોલ સ્થાવર મિલ્કત ગણાય છે; ને થાલમાં ન માંડ્યો હોય તો સાદા હુકમનામા માટે જપ્ત થઇ શકતો નથી.

---

૩૯૩ કોઇ પંતિઆળાની પેઢી પાસે લેણું હોય તો તેના અમુક ભાગિદારોને છોડી દઇ બાકીના ઉપર તેમના હિસ્સા માટે ફરિયાદ ચાલી શકે છે.

---

૩૯૪ જ્ઞાતિ સંબંધી દરજ્જા અને માન મરતબાનો દાવો દિવાની કોર્ટમાં લાવી શકાય નહિ. તેનું નિરાકરણ કરવું એ જ્ઞાતિનું કામ છે.

---

૩૯૫ નાપાક હિંદુ વિધવાને કાંઇપણ ભરણપોષણ માગવા હક્ક નથી. કદાચ તેનો પુત્ર તેને પાળે તો તેના ઉપર ફરજ છે.

---

૩૯૬ હફતાબંધી હુકમનામાની બજાવણીમાં દરેક હફતા માટે હુકનામાના દેણદારની જાત ઉપર બજાવણી આપી શકાતી નથી.

---

૩૯૭ માટે સજાવાર છે કે એક હફતો પડે તમામ હફતા વાદી વસૂલ લે એમ હુકમનામામાંજ ફરમાવવું.

---

૩૯૮ હિંદુ કુટુંબના અંગભૂતો એવો કરાર નથી કરી શકતા કે અમુક મિલ્કત કોઇ કાળે પણ વહેંચી લેવી નહિ.

---

૩૯૯ કોઇ સખ્સ પોતાનું મરી ગયેલ જાનવર દાટે ને તેથી ભાંમના ઇજારદારને તેનું ચામડું ન મળે તો તેથી તે સખ્સ બિગાડ કે બીજો કોઇ ગુન્હાનો તકશીરવાન થતો નથી.

---

૪૦૦ વકાલતનામાની સાથે અસીલ પાસેથી વકીલે ઈનામ પત્ર કે મોઢાનો કરાર કરાવી લીધો હોય તો તે અવેજ વગરનો કરાર ગણાતો નથી.

---

૪૦૧ સૌથી વધારે કિમત આપનારને કાંઇ મિલ્કત હરરાજીમાં વેચાણ આપી હોય ને પાછળથી તે કિમત કમતી લાગે તો તે કારણસર તે હરરાજીમાં અનિયમિતપણાનો દોષ મૂકી શકાતો નથી.

---

૪૦૨ દેશી રાજ્યના હુકમનામાની રૂએ બ્રિટિશ કોર્ટમાં ધણું કરી દાવો ચાલી શકતો નથી.

---

૪૦૩ શરૂવાતમાં નાદારીમાં દાવો ન કર્યો હોય તોપણ પાછળથી નાદાર તરીકે તે આગળ ચલાવી શકાય છે.

---

૪૦૪ લવાદે કરેલ વહેંચણના ઠરાવમાં લાગતાવળગતા પક્ષકારો અનુમત દાખલ સહી કરે તો તે વહેંચણનો દસ્તાવેજ ગણાય, માટે તે ઉપર તે પ્રમાણે સ્ટાંપ ચોડવો જોઇએ.

---

૪૦૫ મંગલસૂત્ર નામનું ઘરેણું જે પરણેલી હિંદુ સ્ત્રી ડોકમાં પહેરે છે તે તેના ધણીની જીંદગી પર્યંત ઉતારી શકાતું નથી. માટે તે પહેરવાના જરૂરી પોશાકનો ભાગ ગણાય છે, જેથી તે જપ્તીને પાત્ર નથી.

---

૪૦૬ એક સખ્સ પાસે બીજો સખ્સ પૈસા માગતો હોય ને તે દેણદારની સ્ત્રી તેની સંમતિથી ઘરની કાંઇ મિલ્કત તે લેણદારને વેચે ને તે કરજદાર તે લેણદારની સ્ત્રી પાસેથી તેની મરજી વિરૂદ્ધ તે પાછી લઇ લે તો તે ચોરીના ગુન્હાનો તકશીરવાન થાય છે.

---

૪૦૭ ફરિયાદી માજીસ્ટ્રેટનો નોકર હોય તો માત્ર તેટલા કારણસર તેનો કેસ ચલાવવા માજીસ્ટ્રેટની સત્તા બંધ થતી નથી. તોપણ આવા કામમાં કેસ બીજા માજીસ્ટ્રેટ પાસે મોકલવો એ વધારે દુરસ્ત છે.

---

૪૦૮ કોઇનું જાનવર બીજાના ખેતરમાં પડી રંજાડ કરે તો તેના માલેકને બિગાડના ગુન્હાનો દોષવાન ઠરાવવા તેણે જાણી જોઇને તે જાનવરને તે ખેતરમાં હાંકી મૂક્યું હતું એ બિના સાબિત કરવી જોઇએ.

---

૪૦૯ ફરૂખની મિલ્કત ન લીધી હોય તો ઓરમાન પુત્ર ઉપર ભરણપોષણ માટે માને હિંદુશાસ્ત્ર પ્રમાણે હક્ક નથી.

---

૪૧૦ નાંજરને આવતો જોઈ કોઇ હુકમનામાનો દેણદાર ઘરમાં જઇ ઘર બંધ કરી દે ને ઉઘાડે નહિ તો તેણે બજાવણીના કામમાં કપટથી અટકાયત કરી કહેવાય.

---

૪૧૧ અમુક જાગીર ગિરોમાંથી છોડાવવા કોઇ સખ્સ દાવો દાખલ કર્યા પહેલાં નાદારીમાં તે દાવો કરવા પરવાનગી માગે ને તે જાગીરની આમદાનીમાંથી વકીલને પૈસા આપવા ઠરાવ કરી આપે તો તેની અરજ નામંજુર કરવી જોઈએ.

---

૪૧૨ મઠના સ્વામીને કાંઈ ખાનગી મિલ્કત નથી એમ ગણવું જોઈએ; માટે મઠના ઉપયોગસારૂં જો તે કાંઇ નાણાં ઉછીનાં લે તો તેની જવાબદારી તે મઠઉપરજ રહે છે, તે જાતે જવાબદાર થતો નથી.

---

૪૧૩ એજંટને ફરિયાદ કરવાની સત્તા માત્ર આપી હોય તો વ્યાજબી મહેનતાણું ઠરાવી તે વકીલ રાખી શકે છે, પરંતુ વકીલને ઇનામ આપવાનો ઠરાવ કરી શકતો નથી.

---

૪૧૪ પોતાના ઉપર થએલ ફરીઆદનો જવાબ દેવા સમન્સને તાબે થઈ જો કોઇ સખ્સ કોર્ટમાં હાજર થાય, પણ તેમાં લખેલ વખતે માજીસ્ટ્રેટ હાજર ન હોવાથી યોગ્ય વખત

સુધી રાહ જોયા વગર કોર્ટ છોડી ચાલ્યો જાય તો તેણે સમન્સ માન્ય નથી કર્યો એમ સમજવું.

---

૪૧૫ મુંબઈમાં છપાતા કોઇ ન્યુસપેપરનો માલેક પર મુલકની સુરતી બાબત જાહેર ખબર છાપે ને તે માટે સરકારની મંજુરી ન મેળવી હોય તો તે ગુન્હેગાર થાય છે.

---

૪૧૬ રાજકોટનું સિવિલ સ્ટેશન બ્રિટિશ ઇંડીઆનો ભાગ ગણાતું નથી.

---

૪૧૭ કોઈ ચોતરફથી બંધ કરેલ તળાવમાં તેના ધણીની પરવાનગી મેળવ્યા શિવાય મચ્છી મારે તો તે ચોરીના વાંકનો દોષવાન થાય છે.

---

૪૧૮ કોઈ રેવિન્યુ પટેલ સરકારી તેજુરીમાંથી દેવસ્થાનના ઉપયોગસારૂં પૈસા લેને તે બદલ પાવતી આપે, પરંતુ તે પૈસા જેને આપવા જોઇએ તેને તરત નહિ આપતાં પોતા પાસે રાખે ને સદહું સખ્સો તેના ઉપર ઇતબાર રાખવા રાજી હોય ને રેવિન્યુ આધિકારીને મોકલવાસારૂં તે પૈસાની પહોંચ આપી ચૂક્યા હોય તો સદહું પટેલ વિશ્વાસ ઘાતનો ગુન્હો કરતો નથી. કારણ અપ્રમાણિકપણાના પૂરાવાનો કામમાં અભાવ રહે છે.

---

૪૧૯ કોઇ દિવાના સખ્સની સ્ત્રી તેની હયાતીમાં બીજા સાથે લગ્ન કરે તો તે દિવાનાનો ભાઇ તે બાબત ફરિયાદ કરી શકતો નથી.

---

૪૨૦ હરરાજી કરતી વખત દસ્તુર પ્રમાણે ઢોલ કે બીજું કાંઇ એવું સાધન વગાડવામાં ન આવે તો મુદ્દાના અનિયમિત-પણાના સબબસર તે હરરાજી ખોટી ઠરાવાય છે.

---

૪૨૧ ચોખી ને દેખીતી રીતે જ્યુરિનો એક મત ખોટો ન હોય ત્યાં સુધી હાઈ કોર્ટ દરમિયાન આવી શકતી નથી.

---

૪૨૨ જ્ઞાતિમાં કાંઇ લાણું થાય ને કોઇને તે ન આપવામાં આવે તો તેને માટે આબરૂને હાનિ પહોંચ્યા બદલ નુકશાનીનો દાવો ચાલી શકતો નથી. કેમકે એવો હક્ક કાયદાસર ગણાતો નથી. તેથી માત્ર સભ્યતાનો ભંગ થયો એમ ગનાય. તે વિષય જ્ઞાતિના અખત્યારનો છે.

---

૪૨૩ હુકમનામાના દેણદારના ઘરમાં જંગમ મિલ્કત નાં-જરને વાદી બતાવે ને નાંજરની નજરમાં એમ આવે કે તે મિલ્કત બીજા કોઇની છે તો તે જપ્તીમાં લેવા બંધાએલ નથી.

---

૪૨૪ કરારનો ભંગ થતાં જો કે બિલકુલ નુકશાની ન થાય તોપણ નામની નુકશાની માત્ર કોર્ટે અપાવવી જોઇએ.

---

૪૨૫ ચાર જૂદા જૂદા સખ્સો કોઇ દસ્તાવેજ કરી આ-પનાર હોય એમ તેના મકસદ ઉપરથી જણાય, પરંતુ વસ્તુતઃ માત્ર તેમાંના ત્રણ તેમાં સહી કરે તો તે અપૂર્ણ ગણાય.

---

૪૨૬ કોઇ વાયદા ચિઠ્ઠિ ઉપર પાછળથી સ્ટાંપ લગાવ્યો હોય તે કારણસર તે પુરાવામાં અગ્રાહ્ય હોય તોપણ જો પ્રતિવાદી તેનો અંગીકાર કરે ને અવેજ પહોંચ્યાની હા પાડે તો હુકમનામું થઇ શકે છે.

---

૪૨૭ ગફલત કે ચતુરાઇની ખામી માટે લવાદો જવાબદાર થતા નથી, પણ કપટ કે દ્વેષભાવના કારણસર તેઓ નુકશાની આપવાને પાત્ર થાય છે.

---

૪૨૮ લવાદોને સોંપેલ બાબતને જો મુદતનો પ્રત્યવાય લાગતો હોય તો વધારે તપાસ કર્યા વગર તેઓ દાવો કાઢી નાખી શકે છે.

---

૪૨૯ કોર્ટની નજરમાં એમ આવે કે તહોમતદારને એક કરતાં વધારે તહોમતોનો ગુન્હેગાર ઠરાવવા પૂરાવો જોઇએ તેટલો છે, અને એમ ધારે કે બધાં તહોમત બદલ અમુક ગુદતની કેદની શિક્ષા બસ છે, તો એક તહોમત સાબિત ગણી બાકીનાં મૂકી દેવા ઠરાવ ન કરતાં, બધાં તહોમતોનો તેને તકશીરવાન્ ગણી સહગામી શિક્ષા કરવી.

---

૪૩૦ બજાવણીના કામમાં વકીલ રાખવામાં આવે તો દાવાની ફી કરતાં $\frac{૧}{૪}$ ફી અપાવવાનો ધારો છે.

---

૪૩૧ વગર જરૂરે કોઈ સખ્સને પ્રતિવાદીમાં દાખલ કર્યો હોય ને દાવાની સાથે તેને દેખીતી રીતે જરા પણ નિસબત ન હોય, તો તેનું વકીલખર્ચ કોર્ટે તેના ઉપર નાખવું જોઈએ.

---

૪૩૨ "નાન કાગનિઝેબલ" ગુન્હાની ફરિયાદમાં "કાગનિઝેબલ" ગુન્હાની સાબિતિ થાય તો લીધેલ સ્ટાંપ કોર્ટે પાછો આપવો જોઈએ.

---

૪૩૩ કોઈ સખ્સનાં નેવાનું પાણી પાસેના ઘર ઉપર પડતું હોય ને તે સખ્સ પોતાની ઈમારત ઉંચી કરે તો તેથી તેનો હક્ક બંધ થતો નથી.

---

૪૩૪ માત્ર ન વાપરવાથી "ઈઝમેન્ટ"નો હક્ક જતો નથી. તેનો તદન ત્યાગ કરવાનો ઈરાદો હક્ક ધરાવનારના વર્તનથી સિદ્ધ થવો જોઈએ.

---

૪૩૫ કબજા વગરના પ્રથમ વેચાણ લેનારના હક્કની માહેતી વગર બીજો કોઈ સખ્સ તેજ મિલ્કત શુદ્ધ બુદ્ધિથી કિંમતી અવેજ બદલ ખરીદ કરી કબજો લે તો તેનો હક્ક બલવત્તર ગણાય છે.

---

૪૩૬ યૂરોપમાં આવેલા ઇટલિ દેશના કેટલાક વિદ્વાનો અપરાધી વર્ગના લોકોની જૂદી જૂદી ઇંદ્રિઓનું અવલોકન કરવામાં ગુંથાએલા છે. તે ઉપરથી તેઓ એવા અનુમાનો ઉપર આવેલા

છે કે સામાન્ય રીતે માણસોની જેવી ઇન્દ્રિઓ હોય છે તેના કરતાં અપરાધીઓની ઇન્દ્રિઓ વધારે શિથિલ હોય છે. સિનોર ઓટોલેંધીએ ગઇ સાલમાં એવું સિદ્ધ કર્યું છે કે અપરાધીની ઘ્રાણેંદ્રિ સાધારણ કરતાં કમતિ તીક્ષ્ણ છે. તેવીજ રીતે રસનાને માટે હમણાં સાબિતી કરી છે. "સ્ટ્રિકનિન" (ઝેર કોચલું) નામની કડવી દવા તથા "સેકરાઇન" નામનો ખાંડથી બસેં ગણો મિઠો પદાર્થ પાણીમાં મેળવી અપરાધીઓને ચખાડ્યાં હતાં, તે ઉપરથી આ બિના નક્કી થઇ છે. હમેશાં ગુન્હા કરનારની ચાખવાની ઇંદ્રિ ક્વચિત્ ગુન્હા કરનારની તેજ ઇંદ્રિ કરતાં ઓછી બળવાન્ માલમ પડી છે. શ્રવણેંદ્રિની બાબતમાં પણ એવીજ સાબિતી થઇ ચૂકી છે. ચોર જેમ વધારે જુનો તેમ સાંભળવામાં તે ઓછો શક્તિવાન્ હોય છે, સિનોર આડેનિગો આ સઘળા ઉપરથી એવો સાર ખેંચે છે કે અપરાધીઓની જીંદગી તંદુરસ્તી જાળવવાના નિયમોથી ઉલટી રીતે ગુજરે છે તેમજ નઠારાં વ્યસનોમાં તેઓ અરત રહે છે તેથી તેઓની ઇંદ્રિઓ શિથિલ થતી જાય છે.

---

૪૩૭ ભાટ, ચારણ આદિ વહીવંચાઓએ કરેલ વંશાવળી સંબંધી નોંધો પૂરાવામાં ગ્રાહ્ય છે, પરંતુ ખાસ માહેતી મેળવવા તે નોંધ કરનારને સાધન હતું એમ પ્રથમ સિદ્ધ થવું જોઇએ.

---

૪૩૮ કરજના લખેલા અંગીકારમાં તારીખની ચૂક છે તે સાબિત કરવા માટે મુખજુબાનીનો પૂરાવો લઇ શકાય છે.

---

૪૩૯ બજાવણીની હરરાજીમાંથી ખરીદ કરેલ સ્થાવર મિલકતનો કબજો, કબજેદાર નિશાને લીધે બેભાન સ્થિતિમાં હોય ત્યારે આપી શકાતો નથી.

---

૪૪૦ દત્તક સાબિત કરવા માટે દાનગ્રહણનો પૂરાવો હોવા હિંદુશાસ્ત્ર ફરજ પાડે છે. માત્ર તે સંબંધી દસ્તાવેજ થયો હોય તે બસ નથી.

---

૪૪૧ હિંદુશાસ્ત્ર પ્રમાણે મરનારના દીકરાની વહુ કરતાં ભત્રિજાનો વારસ થવાનો હક્ક અગ્ર ગણાય છે.

---

૪૪૨ કોઈ હિંદુ વિધવા દીકરીનું લગ્ન કરી પૈસા લે તો તેથી કોર્ટે હુકમનામું કરી આપેલ ભરણપોષણ માટેનો તેનો હક્ક બંધ થતો નથી.

---

૪૪૩ અવિભક્ત હિંદુ કુટુંબના કોઈ અંગભૂતને વંશ પરંપરા ગામ ઇનામમાં મળે તો તે તેની જૂદી મિલ્કત ગણાય છે.

---

૪૪૪ ચક્રવર્તી વ્યાજ આપવાની કબૂલાત અયોગ્ય દબાણ કે શિક્ષાના સ્વરૂપની ન હોઇને રદ થવા પાત્ર નથી.

---

૪૪૫ મુદત લાગી ગએલ સ્થાવર મિલ્કત સંબંધી દાવાનો અંગીકાર કરવામાં આવે તો તેથી મુદત સજીવન થતી નથી.

---

૪૪૬ બેંકમાં રાખેલ નાણું અનામત તરીકે ગણાતું નથી, પરંતુ ધીરેલ રકમ ગણાય છે. તેથી તે લેવાની ફરિયાદિને ત્રણ વર્ષની મુદત મજરે અપાય છે.

---

૪૪૭ વાદીની જમીન ઉપર પડે એવી રીતે પ્રતિવાદી પોતાના ઘરના છાપરાની પાંખ કરે તો તે બાબતના દાવાને બાર વર્ષની મુદત ગણાય છે. કારણ વાદીની જમીનનો કબજો ગયો માની તે ફરિયાદ સ્થાવર મિલ્કતને લગતી છે એમ પ્રમાણાય છે.

---

૪૪૮ નાદારીમાં દાવો કરવા પરવાનગીની અરજી અપાય તે તારીખ મુદત માટે ગણતરીમાં લેવાય છે.

---

૪૪૯ ગિરોની રૂએ દાવો ચાલતાંના દરમિયાન કોઈ ગિરોવાળી મિલ્કત વેચાણ લે તો હુકમનામાથી મળતા હક્ક કરતાં તેનો હક્ક પાછળનો ગણાય છે. એવી રીતે વેચાણ લેનારનો હક્ક બજાવણી માટે કોર્ટ હરરાજી કરે તે વખત લેનારના કરતાં એ કારણસર ન્યૂનતર છે.

---

૪૫૦ જો શેઠ ચાકરને એવી શરતે રાખે કે ગમે ત્યારે તે ચાકરને રજા દેવા મુખત્યાર છે, પણ જો રજા આપે તો દશ વર્ષ પર્યંત તેજ પગાર તેને આપે જવો, તો તેટલી મુદત સુધી તે પ્રમાણે પગાર દેવાનું જારી રાખવા શેઠને ફરજ પાડી શકાય છે.

---

૪૫૧ નાથ વગરના બેલથી ગાડી ચલાવનાર માણસની જીંદગી જોખમમાં આવે તેવી રીતે બેફિકરાઇ કે ગફલતથી ગાડી હાંકવાના ગુન્હાનો તકશીરવાન્ થતો નથી.

---

૪૫૨ સામાન્ય નિયમ પ્રમાણે વકીલ તેના અસીલની મિલ્કત કોર્ટ તરફથી હરરાજ થતી હોય તેમાંથી વેચાણ લઇ શકતો નથી.

---

૪૫૩ દસ્તાવેજ ઉપર પૂરતો સ્ટાંપ નથી એવો વાંધો બીજી અપીલમાં પ્રથમ વખત લઇ શકાતો નથી. કારણ સ્ટાંપની બાબતને કેસના ગુણદોષ સાથે સંબંધ નથી.

---

૪૫૪ એક સખ્સને બીજા સખ્સ તરફથી વકીલ નિમવા માટે મુખત્યારનામાની જરૂર નથી. વકીલ પસંદ કરવાની સત્તા બીજાને તેમ કર્યા વગર આપવામાં કાંઇ અડચણ નથી.

---

૪૫૫ સામા પક્ષકારને કારણ બતાવવાની તક આપ્યા વગર વસૂલદાર નિમવો ન જોઇએ.

---

૪૫૬ પ્રતિવાદીના શાક્ષીઓ પહેલાં વાદીએ પોતાના સાક્ષીઓ રજુ કરી જુબાની લેવરાવવી જોઇએ એમ ધોરણ રાખવું એ સારી વાત છે, પરંતુ તેમ કરવું વાદીના અખત્યાર બહાર હોય તો ગમે તે પક્ષકારનો પુરાવો પ્રથમ લેવા કાયદાથી મના નથી.

---

૪૫૭ પક્ષકારોના વડીલો વચ્ચે આગલા રાજ્યે ફેસલો કર્યો હોય તો તે બિના પ્રથમ નિર્ણિત વાત ગણાતાં હાલ દાવો ચાલી શકે નહિ.

---

૪૫૮ ધણી પોતાની સ્ત્રીને કબજે લેવા દાવો કરે તો સ્ત્રીને મારકુટ ન કરવાના જામીન આપવાની શરતે સ્ત્રી ધણીને તાબે જાય એવી રીતે કોર્ટથી હુકમ થઇ શકે નહિ.

---

૪૫૯ ખોરાકીપોષાકીની ફરિયાદ સ્મૉલ કૉઝ કોર્ટ સાંભળી શકતી નથી, પરંતુ જો તે સંબંધી કરાર કે દસ્તાવેજ થએલ હોય તો હરકત નથી.

---

૪૬૦ એક મહેલામાં રહેનારા પૈકી ઘણાનો મત તે મહેલામાં આવવા જવાના બારણામાં ફેરફાર કરવાનો થાય અને થોડાનો મત તે વિરૂદ્ધ હોય તો તે પ્રમાણે ફેરફાર થઈ શકતો નથી.

---

૪૬૧ રક્ષણ આધીનપણું ઉત્પન્ન કરે છે; ને આધીનપણું રક્ષણને ઉત્પન્ન કરે છે.

---

## સમાપ્તિ.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લિંટિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૩ | ફરજો ને | ફરજોને |
| ,, | ૪ | સંકલ્પ | સંકલ્પ વિકલ્પ |
| ૫ | ૩ | કબુલ | કબુલ કરેલું |
| ૫૩ | ૬ | ૩ કરાર | કરાર |
| ,, | ૧૫ | અન્યાયની | ન્યાયની |
| ૫૮ | ૭ | કયા | કર્યા |
| ૬૬ | ૫ | પાડા | પાડી |
| ,, | ૯ | અ | એ |
| ૭૧ | ૩ | મૂકેલ | મુકી |
| ૭૩ | ૧૦ | ધણાં | ધણા |
| ૭૪ | ૧૬ | થયેલો | થએલા |
| ૮૧ | ૧૯ | "પિનમ" નિ | "પિનમનિ" |
| ૮૩ | ૧૧ | સોંપાખેલ | સોંપાએલ |
| ૮૭ | ૧૮ | બાબત | બાબત. |
| ૮૯ | ૧૬ | બિનઈદાદે | બિનઈરાદે |
| ૯૦ | ૨૪ | અજાણ્યુ | અજાણ્યો |
| ૯૭ | ૧૦ | મન | મત |
| ૯૯ | ૭ | શકે, | શકે |
| ૧૦૨ | ૬-૭ | આપવાનારા | આપનારા |
| ૧૦૩ | ૨૧ | કરેલો | કરેલા |
| ૧૧૦ | ૨૦ | ભાગીઆમ | ભાગીઆમાં |
| ૧૧૩ | ૨૪ | મેળવવા | મેલાવવા |
| ૧૧૫ | ૧૯ | ગણી | ગણતી |

| પૃષ્ઠ. | લિટિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧૬ | ૧૫ | બારિકીવાળ | બારિકીવાળા |
| ૧૧૯ | ૭ | નિમી. | નિમી |
| ૧૨૩ | ૨૦ | કહિવાય | કહેવાય |
| ૧૨૮ | ૨૩ | દાવા | દાવો |
| ૧૨૯ | ૩ | ફરિયાદને | ફરિયાદનો |
| ૧૩૩ | ૧૩ | નરાકરણ | નિરાકરણ |
| ૧૩૭ | ૪ | આળગ | અલગ |
| ૧૪૨ | ૯ | રૂપે | રૂએ |
| ૧૫૫ | ૧૧ | સષ્ટ | સ્પષ્ટ |
| ૧૬૦ | ૧૧ | ગિરાના | ગિરોના |
| ૧૬૮ | ૧ | ભડોળ | ભંડોળ |
| ૧૭૦ | ૨૧ | લેણુદાર | લેણદાર |
| ૧૭૧ | ૭ | આવિભક્ત | અવિભક્ત |
| ૧૮૦ | ૮ | વળભદાસ | વલ્લભદાસ |
| ૧૮૧ | ૧ | પતુરં | પરંતુ |
| ૧૮૬ | ૨૪ | વગેરે | વગેરેએ |
| ૧૮૭ | ૮ | માડેલી | માંડેલી |
| ૧૯૬ | ૮ | મુંજબ | મુજબ |
| ૨૦૨ | ૧૪ | એગ | એક |
| ૨૦૬ | ૮ | જોગો | બંગો |
| ૨૧૨ | ૬ | પક્ષકારાના | પક્ષકારના |
| ૨૧૩ | ૧૩ | પક્ષાકાર | પક્ષકાર |
| ૨૨૨ | ૮ | સાક્ષ | સાક્ષી |
| ૨૩૭ | ૩ | લાય | લાગ |
| ૨૫૦ | ૧ | કુટુબની | કુટુંબની |
| ૨૫૭ | ૧૪ | કારણુસર | કારણુસર |